કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળા નં. ૧૯

# ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો



કર્તા:
દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ. એલએલ.બી., જે. પી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર:
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.
આસિ. સેક્રેટરી–અમદાવાદ.

કિમ્મત ~~એક રૂપિયો~~

કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત.

:::::::::

સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા. ઈંગ્લાંડમાં પ્રવાસ કરીને આવ્યા પછી કાઠિયાવાડમાં તેમને સરકારી નોકરી મળી હતી. તે ઈ. સ. ૧૮૭૧ માં ગુજર્યા પછી તેમની સ્વદેશ-સેવાની યાદગીરી રાખવા કાઠિયાવાડમાં એક ફંડ રૂ. ૩૪૮૫ નું થયું હતું. તે ઈ. સ. ૧૮૮૩ માં સોસાયટીને એવી શરતે સોંપવામાં આવ્યું છે કે તેના વ્યાજમાંથી તેમને નામે પુસ્તકો રચાવવાં તથા છપાવવાં. આ ફંડની રૂ. ૩૨૦૦) ની નોટો સોસાયટી હસ્તક છે. આજ સુધીમાં આ ફંડમાંથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | પ્રાણીવર્ણન ભાગ ૧ લો ... ... ... | ૦—૮—૦ |
| ૨ | „ ભાગ ૨ જો ... ... ... | ૦—૮—૦ |
| ૩ | „ ભાગ ૩ જો ... ... ... | ૦—૮—૦ |
| ૪ | મહાન્ આલફ્રેડનું ચરિત્ર ... ... ... | ૦—૫—૦ |
| ૫ | વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વ ... ... ... | ૦—૬—૦ |
| ૬ | અનેક વિદ્યાનાં મૂળતત્ત્વ ... ... ... | ૧—૦—૦ |
| ૭ | સર વિલિયમ વોલેસ ... ... ... | ૦—૨—૦ |
| ૮ | ઉદ્યોગી પુરુષો (બીજી આવૃત્તિ) ... ... | ૦—૪—૦ |
| ૯ | ધર્મનીતિ ... ... ... ... | ૦—૭—૦ |
| ૧૦ | ન્યાયશાસ્ત્ર ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૧૧ | સ્વાતંત્ર્ય ... ... ... ... ... | ૧—૦—૦ |

# ભાષાંતરગ્રંથની પ્રસ્તાવના

"ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો"ના ભાષાંતરની માફક આ ભાષાંતરનું ખોખું પણ મારા ભાણેજ ભાઈ રામલાલને હાથે જ તૈયાર થએલું, ત્યારબાદ તે મારા હાથના સુધારાવધારા સાથે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના આસિસ્ટંટ સેક્રેટરી રા. હીરાલાલભાઈના હાથમાં મૂક્યું. તેમણે છપાવવા માંડ્યું અને એ બધી વિધિમાં બે ત્રણ વરસ ચાલ્યાં ગયાં.

મૂળ ઈંગ્રેજી પુસ્તક ઇ. સ. ૧૯૨૪માં પ્રસિદ્ધ થયું, આ ભાષાંતર ૭ વરસ બાદ પ્રસિદ્ધ થાય છે. એ ૭ વરસના ગાળામાં આ પુસ્તકમાં જેમનો ઉલ્લેખ થયો છે એવા કેટલાએ લેખકો (કે જેઓ જ્યારે અસલ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે હયાતીમાં હતા તેઓ)—શોક સાથે નોંધવું પડે છે કે—સ્વર્ગસ્થ થયા છે ને તેવી લેખિકાઓએ કમનસીબે સૌભાગ્ય ગુમાવ્યું છે. આને લીધે ભાષાંતરના મજકૂરમાં થોડો ફેરફાર કરવાની જરૂર લાગેલી, પરન્તુ પુસ્તક માત્ર અનુવાદ હોવાથી તે ફેરફાર કર્યો નથી. વિશેષમાં એ ૭ વરસના અરસામાં આપણા સાહિત્યમાં અને સાહિત્યના દૃષ્ટિબિન્દુમાં પણ ફેરફારો થયા છે તે ફેરફારો—"મૂલ્ય પરિવર્તનો"—નોંધવાનું સ્થાન આ ભાષાંતર નહિ પણ મૂળ પુસ્તકની નવી આવૃત્તિ—જો એવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવે તો તે—છે એમ લાગવાથી મૂળને છે તેમ ને તેમ રહેવા દીધું છે.

મુંબઇ<br>ઑગસ્ટ<br>ઇ. સ. ૧૯૩૦

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# સાંકળિયું

# મૂળ ગ્રંથની પ્રસ્તાવના

"ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો" નું પુસ્તક સને ૧૯૧૪ માં પ્રગટ થયું. તેમાં દયારામના સમય સુધીનો એટલે કે જુના યુગના અંત સુધીનો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ હતો. આધુનિક સમય વિષે બીજો ભાગ કાઢવાનું મેં તે પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યું હતું; પરંતુ મારા ઓદ્ધાના વિકટ કામને લઇને ૧૯૨૨ ના મે માસના અંત સુધી મને એ પુસ્તક સંપૂર્ણ કરવાનો સમય મળ્યો નહિ. ત્યાર પછી એ લેખ મારા બે સહાયકો—મારા વડીલ બંધુ મોતીલાલ અને મારા મિત્ર નરસિંહરાવ ભો. દિવેટિયા—જે બંનેનો સાહિત્ય પ્રત્યેનો ભાવ હજી સ્હેજ પણ ન્યૂન થયો નથી તેમના સમક્ષ મૂકવામાં આવ્યો હતો. તેમણે કરેલી સૂચનાઓથી મને ઘણો જ લાભ થયો છે. આ પુસ્તકના પ્રથમ ભાગનું સસ્નેહે નિરીક્ષણ કરી આપનાર આઇરીશ પ્રેસબીટેરીઅન મિશનવાળા રે. મી. જોનસન સ્વર્ગવાસી થયા; પરંતુ પગના સંધિવાના દરદથી પીડાતા છતાં, કોચપર સૂતાં સૂતાં સુરતના આઇરીશ પ્રેસબીટેરીઅન મિશનવાળા રે. ડૉ. એચ. આર. સ્કોટે, ગુજરાતી કવિતાનાં મારાં કરેલાં ઇંગ્રેજી ભાષાંતરોને સ્થળે બંધબેસતાં ભાષાંતરો કરી આપીને, લેખની દુરસ્તી કરીને તેમજ અમૂલ્ય ફેરફાર સૂચવીને મારાપર જે અનુગ્રહ કર્યો છે તે યોગ્ય શબ્દોમાં હું દર્શાવી શકતો નથી. આ'વા આ'વા એમને પણ આ સુધારવાનું કામ અપૂર્ણ મૂકીને સ્વદેશ સીધાવવાનું થયું એટલે બાકીનું કામ ભરૂચવાળા રે. મી. જયોર્જ વિલ્સને પૂર્ણ કર્યું. એ બંનેએ આ કાર્ય સ્નેહધર્મ ગણીને કર્યું છે અને ભારે પરિશ્રમ પછી મળતી ફુરસદનો એમણે

આવો ઉપયોગ કરીને મને આભાર નીચે મૂકયો છે, તેને બદલે ખાનગી પત્રોમાં તો ઉલટું તેઓ જણાવે છે કે આ પુસ્તકના નિરીક્ષણનું કાર્ય તેમને સોંપીને મેં તેમના પર ભારે વિશ્વાસ મૂકી તેમને ઉપકારી કર્યા છે. એમના પ્રત્યે મારૂં ઋણ દર્શાવવા મારી પાસે શબ્દો નથી.

બે એક છાપખાનાએ પુસ્તક છાપવાનું કામ લીધા પછી પાછું વાળ્યું, જેથી પુસ્તક પ્રગટ થવામાં વિલંબ થયો.

અનુક્રમણિકા મારા ભાણેજ હરમુખલાલે ટૂંક સમયમાં તૈયાર કરી તેથી એમનો ઉપકાર માનું છું.

મારા પિતામહ રણછોડદાસ ગીરધરભાઇ–ગુજરાતી કેળવણીના પિતા–નું ચિત્ર મેળવવા હું ભાગ્યશાળી થયો છું. એમના હસ્તાક્ષરના એક પત્ર પરથી પચાશના દાયકામાં કેળવણીખાતું કેવી રીતે ચાલતું હતું તેનો ખ્યાલ આવશે.

મુંબઈ
જૂન ૧૯૨૪

કૃષ્ણલાલ મો. ઝવેરી

# ગુજરાતી સાહિત્યના વધુ

# માર્ગસૂચક સ્તંભો.

# પ્રકરણ ૧ લું

## પ્રાસ્તાવિક

**પશ્ચાત્ય રૂઢિ અનુસાર કેળવણી આપવાના આરંભિક પ્રયત્નો**

ઇસ્ટ ઇંડીઆ કંપની સરકારનું વડું મથક સુરતથી મુંબાઇ ફેરવાયું તે સમયથી જ સુરતનું ગૌરવ ક્રમે ક્રમે ઘટવા માંડ્યું, અને સુરતની બરબાદી પર મુંબાઇની આબાદીનું હાડ બંધાયું. આ પરિવર્તનનું પરિણામ એ આવ્યું કે મુંબાઇએ દરેક બાબતમાં આગળ પડતો ભાગ લેવા માંડ્યો અને તેથી એજ શહેરમાં પશ્ચિમના દેશોની રૂઢિ પ્રમાણે ગુજરાતીમાં કેળવણી આપવાના પ્રયત્નો આરંભાયા. સ્વાભાવિક રીતે જેમ બને છે તેમ પોતાના ધર્મબંધુઓનાં બાળકોની કેળવણી માટે સાધનો યોજવાનો પ્રયત્ન જ ઇસ્ટ ઇંડીઆ કંપનીના અમલદારોએ પોતાની પ્રથમ ફરજ ગણી, અને તેથી છેક ઇ.સ. ૧૭૫૨ ની સાલમાં વિલાયતમાંની કોર્ટ ઓવ્ ડીરેક્ટર્સે મુંબાઇની સરકારને મુંબાઇના તેમજ મુંબાઇના તાબાના લશ્કરીઓ, ખલાસીઓ, ટોપાસીઓ વગેરેનાં અને કંપની સરકારના ઉતરતી પાયરીના નોકરોનાં બાળકોને મફત કેળવણી મળી શકે એવી શાળાઓ ખોલવા તથા સ્થાપવા ભલામણ કરી હતી. આ ભલામણ અમલમાં મૂકાઇ, અને નાણાં તેમજ બીજી બાબતો સંબંધે તડકોછાંયડો અનુભવી, વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યાને લઇને તથા કેળવણીની બાબતમાં લોકોના મનમાં પણ ચેતન આવવાથી, આ મફત કેળવણી આપતી શાળાઓ સરકારની સહાયતાથી, અને પૂજ્ય આર્ચડીકન (પાદરી) બાર્નેસ સાહેબની વિનંતિનો પ્રજા તરફથી સાનુકૂળ ઉત્તર મળવાથી, ઈ. સ. ૧૮૧૪ માં સારા

પાયાપર મૂકવામાં આવી. "મુંબાઇ સરકારની હકૂમત હેઠળના ગરીબોની કેળવણીને સહાય કરનારૂં મંડળ" એ નામે એક મંડળી ઉભી કરવામાં આવી હતી, અને એ મંડળે ખુદ મુંબાઇમાં મધ્યસ્થ શાળાઓ નીભાવવા ઉપરાંત આખા ઇલાકામાં કેળવણીને પ્રોત્સાહન આપવાની જવાબદારી પણ ઉઠાવી લીધી. **થાણા, સુરત** અને **ભરૂચ**માં ઉપર જણાવેલી મુખ્ય શાળાઓની શાખાઓ કાઢી તેમજ દેશીઓ માટે પણ શાળાઓ સ્થાપી એ મંડળીએ પોતાના કાર્યક્રમનો પાછલો ભાગ પાર પાડયો. ઈ. સ. ૧૮૨૦ સુધીમાં એ મંડળીએ મુંબાઈમાં દેશીઓ માટે ચાર શાળાઓ કાઢી હતી અને એજ સાલમાં દેશી વિદ્યાર્થીઓ માટે મરાઠી તથા ગુજરાતી પુસ્તકો પ્રગટ કરી તેણે પોતાના કાર્યક્રમના ક્ષેત્રનો વિસ્તાર વળી વધાર્યો. આ મંડળીએ કેળવણી આપવાની જે જૂની પદ્ધતિને દૂર કરી તે ઘણીજ અસલી રીતની, અણ ખેડાએલી હતી. એ પદ્ધતિ વડે વિદ્યાર્થીઓને માત્ર વાંચન, લેખન અને ગણિતનાં મૂળતત્વો જ શિખવાતાં. ભોંયપર અથવા પાટીપર ધૂળ કે રેતી પાથરીને તેનાપર કક્કો તથા એકડેએક ઘૂંટી બાળકો કક્કો અને એકડેએક શિખતાં. કોઈકોઇ વખત પાટીપર લીસી માટી ચોપડી તેમાં બાર દઇ કક્કો તથા એકડેએક લખીને સૂકવી દેતાં. તે આકૃતિને માર્ગદર્શક ગણી બાળકો તે ઉપર વતરણું ફેરવી ફેરવીને અક્ષરો તથા એકડા બગડાનાં શુદ્ધ સ્વરૂપથી વાકેફ થતાં. ત્યાર પછી ખડીથી પીત્તળની થાળીપર લખવા માંડતાં ને છેલ્લે કાગળ ને શાહીનો ઉપયોગ કરતાં શિખતાં. તેમને રોજ સવારના પહોરમાં ને ખાસ શિયાળામાં વહેલાં ઉઠી દોપીરતાં ચીતરવાં પડતાં; કારણ સવારની ટાઢથી તેમજ બીજી કાંઇ ગડબડ તે વખતે ન હોય તેથી, લખનારનો હાથ ઠરે એવી માન્યતા હતી. આ રૂઢિનું એક પરિણામ એ આવતું હતું કે આગળના જમાનામાં સુંદર અને મરોડદાર અક્ષર લખાતા. અત્યારની નિશાળોમાં વિદ્યાર્થીઓના વર્ગમાં ચલાવાતી વાંચનમાળા જેવાં તે સમયે પુસ્તકો નહતાં અને મુખ્યત્વે

**કેળવણી આપવાની જૂની રીત**

ગણિતના કેટલાક વિભાગપર એટલું બધું ધ્યાન અપાતું કે ત્રિરાશી પંચરાશીના દાખલા પણ વિદ્યાર્થીઓ મ્હોડેથી એટલે કે પાટી યા કાગળની મદદ સિવાય ગણી આપતા. જોડણી અને વાંચન જેવા વિષયો પણ બહુ શિખવાતા નહતા અને ઇતિહાસ ભૂગોળનો તો વિચાર જ થતો નહતો. શિખવવા કરતાં કોરડા ને દાણાની મુઠ્ઠીપર[1] શિક્ષકો વધારે ધ્યાન આપતા. શિક્ષક પાસેથી આવી રીતે કેળવણીનાં મૂળતત્ત્વો પ્રાપ્ત કરી વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર વિદાય થતા, અને પછી પેઢી દર પેઢી ચાલ્યા આવતા પોતાના કુટુંબના કાર્યમાં પડતા અથવા તો પોતાની જ્ઞાતિનો ખાસ ધંધો કરવો શરૂ કરતા: જેમકે, જો વિદ્યાર્થી બ્રાહ્મણ હોય તો તે કોઈ પંડિત પાસે જઈ પુરાણ તથા શાસ્ત્રોનો અભ્યાસ કરતો ને જો કોઇને એથીએ વધારે મહત્ત્વાકાંક્ષા હોય તો તે કાશી જઈ, અભ્યાસ પૂર્ણ કરી, કાશીમાં ભણ્યાની છાપ લઈ આવતો. કાયસ્થ કે વાણીઆનો દીકરો કોઈ વેપારીની દુકાને બેસી દેશીનામું શિખતો કે પછી તેના કુટુંબીઓની તેવી ઇચ્છા હોય તો કોઈ મુલ્લાં અથવા આખુંદજી પાસે ફારસી યા અરબ્બીની તાલીમ લઈ સરકારી નોકરીની લાયકાત મેળવતો. બીજી ઉતરતી જ્ઞાતિઓ તો અભણ જ રહેતી, ખરૂં કહીએ તો તે ગણતીમાં જ નહોતી.

આ પ્રમાણે શિખેલાઓનો સાહિત્ય પરત્વેનો રસ સામળ, પ્રેમાનંદ આદિ કવિઓનાં લહિઆઓએ ઉતારેલાં કાવ્યોનાં વાંચનમાં જ વિરમતો, અને અભણ વર્ગ વ્યાસ કે માણભટ્ટોની શેરીએ શેરીએ કહેવાતી શાસ્ત્ર પુરાણની કથાનું શ્રવણ કરી સંતોષ માનતો. કેળવણીનો જે અર્થ આજે આપણે કરીએ છીએ તેવી કેળવણી માટે રાજ તરફથી કોઇપણ જાતનું લક્ષ અપાતું નહિ, ને ખાનગી સંસ્થાઓમાંથી તો માત્ર મુલ્લાં કે પંડિત જ નિપજતા.

**યુરોપીઅનોનો સંસર્ગ**

આ સ્થિતિમાં યુરોપીઅનોના સંસર્ગથી ભારે પરિવર્તન થયું. તળ મુંબાઇમાં તેમજ તેની આસપાસ ફિરંગી હાકેમોએ અને પાદરીઓએ

---

[1] દરેક વિદ્યાર્થી પોતાના મહેતાજી માટે ગુરૂ દક્ષિણા તરીકે મુઠ્ઠી અનાજ લઇ જતો.

પાયાપર મૂકવામાં આવી. "મુંબાઇ સરકારની હકૂમત હેઠળના ગરીબોની કેળવણીને સહાય કરનારૂં મંડળ" એ નામે એક મંડળી ઉભી કરવામાં આવી હતી, અને એ મંડળે ખુદ મુંબાઇમાં મધ્યસ્થ શાળાઓ નીભાવવા ઉપરાંત આખા ઇલાકામાં કેળવણીને પ્રોત્સાહન આપવાની જવાબદારી પણ ઉઠાવી લીધી. થાણા, સુરત અને ભરૂચમાં ઉપર જણાવેલી મુખ્ય શાળાઓની શાખાઓ કાઢી તેમજ દેશીઓ માટે પણ શાળાઓ સ્થાપી એ મંડળીએ પોતાના કાર્યક્રમનો પાછલો ભાગ પાર પાડયો. ઇ. સ. ૧૮૨૦ સુધીમાં એ મંડળીએ મુંબાઇમાં દેશીઓ માટે ચાર શાળાઓ કાઢી હતી અને એજ સાલમાં દેશી વિદ્યાર્થીઓ માટે મરાઠી તથા ગુજરાતી પુસ્તકો પ્રગટ કરી તેણે પોતાના કાર્યક્રમના ક્ષેત્રનો વિસ્તાર વળી વધાર્યો. આ મંડળીએ કેળવણી આપવાની જે જૂની

**કેળવણી આપવાની જૂની રીત**

પદ્ધતિને દૂર કરી તે ઘણીજ અસલી રીતની, અણ ખેડાએલી હતી. એ પદ્ધતિ વડે વિદ્યાર્થીઓને માત્ર વાંચન, લેખન અને ગણિતનાં મૂળતત્વો જ શિખવાતાં. ભોંયપર અથવા પાટીપર ધૂળ કે રેતી પાથરીને તેનાપર કક્કો તથા એકડેએક ઘૂંટી બાળકો કક્કો અને એકડેએક શિખતાં. કોઈ કોઇ વખત પાટીપર લીસી માટી ચોપડી તેમાં ભાર દઇ કક્કો તથા એકડેએક લખીને સૂકવી દેતાં. તે આકૃતિને માર્ગદર્શક ગણી બાળકો તે ઉપર વતરણું ફેરવી ફેરવીને અક્ષરો તથા એકડા બગડાનાં શુદ્ધ સ્વરૂપથી વાકેફ થતાં. ત્યાર પછી ખડીથી પીત્તળની થાળીપર લખવા માંડતાં ને છેલ્લે કાગળ ને શાહીનો ઉપયોગ કરતાં શિખતાં. તેમને રોજ સવારના પહોરમાં ને ખાસ શિયાળામાં વહેલાં ઉઠી દોપીરતાં ચીતરવાં પડતાં; કારણ સવારની ટાઢથી તેમજ બીજી કાંઇ ગડબડ તે વખતે ન હોય તેથી, લખનારનો હાથ ઠરે એવી માન્યતા હતી. આ રૂઢિનું એક પરિણામ એ આવતું હતું કે આગળના જમાનામાં સુંદર અને મરોડદાર અક્ષર લખાતા. અત્યારની નિશાળોમાં વિદ્યાર્થીઓના વર્ગમાં ચલાવાતી વાંચનમાળા જેવાં તે સમયે પુસ્તકો નહતાં અને મુખ્યત્વે

ગણિતના કેટલાક વિભાગપર એટલું બધું ધ્યાન અપાતું કે ત્રિરાશી પંચરાશીના દાખલા પણ વિદ્યાર્થીઓ મ્હોડેથી એટલે કે પાટી યા કાગળની મદદ સિવાય ગણી આપતા. જોડણી અને વાંચન જેવા વિષયો પણ બહુ શિખવાતા નહતા અને ઇતિહાસ ભૂગોળનો તો વિચાર જ થતો નહતો. શિખવવા કરતાં કોરડા ને દાણાની મુઠ્ઠીપર[1] શિક્ષકો વધારે ધ્યાન આપતા. શિક્ષક પાસેથી આવી રીતે કેળવણીનાં મૂળતત્ત્વો પ્રાપ્ત કરી વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર વિદાય થતા, અને પછી પેઢી ધર પેઢી ચાલ્યા આવતા પોતાના કુટુંબના કાર્યમાં પડતા અથવા તો પોતાની જ્ઞાતિનો ખાસ ધંધો કરવો શરૂ કરતાઃ જેમકે, જો વિદ્યાર્થી બ્રાહ્મણ હોય તો તે કોઈ પંડિત પાસે જઈ પુરાણ તથા શાસ્ત્રોનો અભ્યાસ કરતો ને જો કોઇને એથીએ વધારે મહત્ત્વાકાંક્ષા હોય તો તે કાશી જઈ, અભ્યાસ પૂર્ણ કરી, કાશીમાં ભણ્યાની છાપ લઈ આવતો. કાયસ્થ કે વાણીઆનો દીકરો કોઈ વેપારીની દુકાને બેસી દેશીનામું શિખતો કે પછી તેના કુટુંબીઓની તેવી ઇચ્છા હોય તો કોઈ મુલ્લાં અથવા આખુંદજી પાસે ફારસી યા અરબ્બીની તાલીમ લઈ સરકારી નોકરીની લાયકાત મેળવતો. બીજી ઉતરતી જ્ઞાતિઓ તો અભણ જ રહેતી, ખરૂં કહીએ તો તે ગણતીમાં જ નહોતી.

આ પ્રમાણે શિખેલાઓનો સાહિત્ય પરત્વેનો રસ સામળ, પ્રેમાનંદ આદિ કવિઓનાં લહિઆઓએ ઉતારેલાં કાવ્યોનાં વાંચનમાં જ વિરમતો, અને અભણ વર્ગ વ્યાસ કે માણભટ્ટોની શેરીએ શેરીએ કહેવાતી શાસ્ત્ર પુરાણની કથાનું શ્રવણ કરી સંતોષ માનતો. કેળવણીનો જે અર્થ આજે આપણે કરીએ છીએ તેવી કેળવણી માટે રાજ તરફથી કોઇપણ જાતનું લક્ષ અપાતું નહિ, ને ખાનગી સંસ્થાઓમાંથી તો માત્ર મુલ્લાં કે પંડિત જ નિપજતા. આ સ્થિતિમાં યુરોપીઅનોના સંસર્ગથી ભારે પરિવર્તન થયું. તળ મુંબાઇમાં તેમજ તેની આસપાસ ફિરંગી હાકેમોએ અને પાદરીઓએ

**યુરોપીઅનોનો સંસર્ગ**

---

[1] દરેક વિદ્યાર્થી પોતાના મહેતાજી માટે ગુરૂ દક્ષિણા તરીકે મુઠ્ઠી અનાજ લઇ જતો.

અઢળક ધન ખરચી જે શાળાઓ તથા મઠો સ્થાપ્યા હતા તે તો માત્ર એમનો ધર્મ સ્વીકારનારાઓ માટે જ હતાં. ખ્રિસ્તી સિવાયના એટલે ઇતર વર્ગો ભલે અજ્ઞાનમાં આળોટે તેની તેમને પરવા નહતી. એક બીજાની ભાષાની વાકેફગારી મેળવવાની યુરોપીઅનો અને દેશીઓની

અગ્રેસરો.

ઇચ્છાને અંગે પશ્ચિમની રૂઢિ અનુસાર કેળવણી આપવાની પદ્ધતિનો ઉદ્ભવ થયો. એ ભાષાજ્ઞાન બન્ને કોમને લાભદાયી હતું, કારણ તેથી પરસ્પર વેપાર ધંધો વધારે સફળ રીતે થઈ શકતો. આથી ગુજરાતની કેળવણીના પ્રારંભનો ઇતિહાસ આલેખતાં ડા. ડ્રમંડ જેવાનાં દૃષ્ટાંત મળી આવે છે. એમને હમેશાં ગુજરાતમાં પ્રવાસ કરવાનો હોવાથી તે પ્રાંતની ભાષા સંપૂર્ણ રીતે જાણવાની જરૂર જણાઇ ને તેથી એઓ ગુજરાતીના અભ્યાસ પાછળ એવા આગ્રહપૂર્વક મંડયા રહ્યા કે ઈ. સ. ૧૮૦૪[૧] માં તો એમણે ( કહેવતો સાથેનું ) ગુજરાતી ભાષાનું વ્યાકરણ બહાર પાડયું. એ જ પ્રમાણે તેમને મળી શક્યાં તે તે સાધનો દ્વારા મુંબાઇ તેમજ મુંબાઇ બહારના હિંદુઓ ( મોટે ભાગે પરભુઓ ), પારસીઓ અને મુસલમાનો ( જુજ સંખ્યા ) એ પણ ઇંગ્રજીનો અભ્યાસ લક્ષપૂર્વક ખંતથી આદર્યો. આ સંબંધે સ્વ. રણછોડદાસ ગીરધરભાઇ (ઇ. સ. ૧૮૦૩–૧૮૭૩) નું દૃષ્ટાંત નોંધવા લાયક છે. એઓ ભરૂચના વતની હતા અને ત્યાં લડાઈમાં અશક્ત થયલા કોઇ એક ટક્કર નામે ઈંગ્રેજ લશ્કરી સિપાહીના સંસર્ગમાં આવ્યા. આ ટક્કર લડાઇના કામ માટે નિરૂપયોગી થઇ ગયલો હોવાથી એને ભરૂચના ખ્રિસ્તી દેવળના રખેવાળની જગ્યા આપવામાં આવી હતી. એની પાસેથી રણછોડદાસે (ઇ. સ. ૧૮૨૪–૨૫ માં) ઈંગ્રેજી ભાષાનાં મૂળતત્ત્વો મહા મુશ્કેલીએ શિખી લીધાં, કારણ એ ટક્કરને ગુજરાતી આવડતું નહતું.

---

૧ ડા. ટેલર ઈ. સ. ૧૮૦૮ ની સાલ આપે છે.

એમની મુસ્કેલીઓ અને તેના તોડ

ઉપર જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૮૨૦ માં "નેટીવ સ્કૂલ બૂક અને નેટીવ સ્કૂલ સોસાઈટી" નામે મંડળી દ્વારા દેશીઓને કેળવણી આપવાનાં પગલાં લેવાવા માંડ્યાં. પાછળથી આ મંડળી "બોંબે એડ્યૂકેશન સોસાઇટી" ને નામે જાણીતી થઇ. આ સોસાઈટીમાંથી ઇ. સ. ૧૮૨૫ માં "નેટીવ એડ્યૂકેશન સોસાઇટી" ઉદ્ભવી. તે મંડળીએ પોતાના કાર્યની સીમા ગુજરાતમાં વિસ્તારવાની પેરવી કરવા માંડી. એ ઉદ્દેશ લક્ષમાં રાખીને આ મંડળીએ બે કામ હાથમાં લીધાં. પહેલું શાળાઓમાં ચલાવવા યોગ્ય પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનું અને બીજું એ પુસ્તકોદ્વારા કેળવણી આપી શકે એવા શિક્ષકો તૈયાર કરવાનું. એવા શિક્ષકો મેળવવા મુંબાઇમાં તો બહુ અગવડ પડે એમ નહતું; કારણ ત્યાંના પારસીઓ અને પરભુઓ તો મંડળીએ નિર્દિષ્ટ કરેલે માર્ગેજ અભ્યાસ કરતા હતા. પણ ખરેખરી મુશ્કેલી તો મુંબાઇ બહાર નડી. આ સમયે ગુજરાતમાં (ઇ. સ. ૧૮૨૫ માં) પોતાના એક પ્રવાસ દરમ્યાન મુંબાઈના વડા પાદરી કાર સાહેબને આ યુવક રણછોડદાસ ગીરધરભાઇનો ભેટો થયો. એમની બાહોશી તથા બુદ્ધિથી ચકિત થઇ કાર સાહેબે સદરહુ મંડળીને એમની ભલામણ કરી. તે ઉપરથી સોસાઇટીએ એમને તરતજ રાખી લીધા. શિક્ષણની અસલી રૂઢિને તિલાંજલી આપીને તથા જૂના વહેમો જેવા કે, પૃથ્વી સપાટ અને સ્થિર છે, તેને દૂર કરીને સોસાઇટીના ઉદ્દેશો બર આણે એવાં માણસો શોધી કાઢવાનું એક કામ એમને માથે આવ્યું; ને વાંચન, લેખન અને ગણિતજ નહિ પણ વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ તથા વિજ્ઞાન શિખવી શકાય એવાં યોગ્ય પુસ્તકો તૈયાર કરાવવાનું બીજું કામ પણ એમને જ સોંપાયું. આ બંન્ને કામ એમણે ફતેહ-મંદીથી પાર ઉતાર્યાં અને તે સમયથી એઓ "ગુજરાતી કેળવણીના પિતા" તરીકે ઓળખાય છે. કર્નલ જરવીસની દેખરેખ નીચે એઓ કામ કરતા. આ કર્નલ જરવીસ સોસાઇટીના મંત્રી હતા. એમણે પોતે

પણ ગણિતપર પુસ્તકો લખ્યાં હતાં ને તેનાં મરાઠી તથા ગુજરાતી ભાષાંતર થયાં હતાં.[૧] જો કે આ વખતમાં રણછોડદાસે ઈસપનીતિની વાતો જેવાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો તૈયાર કર્યાં તોપણ તે સમયનાં ઘણાં પુસ્તકો મુંબાઈના પરભુઓ અને દક્ષિણના વતનીઓ કે જેઓ ગુજરાતીઓ કરતાં કેળવણીમાં ઘણા આગળ વધેલા હતા તેમને હાથે લખાયાં છે. આ બન્નેમાંથી એકે કોમને શુદ્ધ ગુજરાતી આવડતું ન હોવાથી અને ભાષાંતરો મોટે ભાગે મરાઠીમાંથી અને થોડે ભાગે ઈંગ્રેજીમાંથી થતાં હોવાથી એ લોકોને હાથે ગુજરાતીને ઘણો ધોકો પહોંચ્યો. આના વિશિષ્ટ દૃષ્ટાંત તરીકે ગુજરાતી ભાષાનું વ્યાકરણ બતાવી શકાય. અસલ મરાઠી ભાષાના વ્યાકરણનું ભાષાંતર ગુજરાતીમાં કરીને ગંગાધર શાસ્ત્રી ફડકે નામના દક્ષણી ગૃહસ્થે તેને ગુજરાતી ભાષાના વ્યાકરણ[૨] તરીકે ઠસાવી દીધું. લિપિ

---

૧ દાખલા તરીકે, હટ્ટન કૃત શિક્ષામાલા (૧૮૨૮). એ ભાષાંતર કેપ્ટન જરવીસ અને જગન્નાથ શાસ્ત્રીએ કર્યું હતું, એમાં ગણિત તથા દેશીનામું બન્નેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

૨ રા. દેરાસરી "સાડીના સાહિત્યનું દિગ્દર્શન" માં ૧૮ મે પૃષ્ટે આ ભાષાંતરના દૃષ્ટાંતરૂપે નીચેના પેરા ટાંકે છેઃ—

"ધાતુના અર્થ વ્યાપાર તેથી થાય જે ફળનો સંબંધ કરવાને કરતા જે ઉપર ઈચ્છે છે તે કર્મ થયું તે દ્વિતીયા થાય છે." આની સાથે એક ગુજરાતી ગૃહસ્થે એ જ મરાઠી ભાષામાંથી કરેલું ભાષાંતર સરખાવો. "જો તહે ન્યાય સભાની રીત પ્રમાણે તકરાર ચલાવશો તો તહ્મને ખરચ ઘણો થશે અને ચુકાદો પણ ઉતાવળો થશે નહી અને તહે બેઉયે મ્હારા મિત્રો, હું તમારૂં કલ્યાણ ઈચ્છું છું. માટે તમ્હને કહું છું કે તહે બેઉ મળીને મ્હને પંચાતનામું લખી આપો. ઈસાપ નીતિની વાતો, નામદાર બોર્ડ આવ એડયુકેશનના હુકમથી રણછોડદાસ ગિરધરભાઈએ ગુજરાતીમાં કર્યો. ૧૮૫૪" ( પૃ. ૨૧ ).

બીજા ગુજરાતીએ કરેલું ભાષાંતર "વિષુવ વૃત ઉપર લંબરૂપ એવા બેઉ ધ્રુવ થકી જનારાં જે વર્તુલો તેઓને યામ્યોત્તર અથવા રેશાવૃતો એવું

ધારા, બોધવચન, કેટલીક ડૉડસલીની વાતો, (૧૮૫૦) બાળમિત્ર, ઈસાપ નીતિની વાતો, પંચોપાખ્યાન આજ ધાટીએ લખાયલાં અને ભૂગોળ, ઇતિહાસ (બ્રીટીશ હિંદુસ્તાનનો ઈતિહાસ, રણછોડદાસ ગીરધરભાઈ કૃત) અને બીજગણિતનાં પુસ્તકોથી એ સંખ્યામાં ઉમેરો થયો. આ પ્રમાણે હસ્તિમાં આવેલાં પુસ્તકોમાં ઉચ્ચ ગણિત શાસ્ત્રનાં પુસ્તકોનું પ્રમાણ વિશેષ હતું એ એક નોંધવા લાયક બીના છે.

**શિક્ષકો તૈયાર કરવાનું કાર્ય**

મુંબાઇમાં શિક્ષકો તૈયાર કરવા માટે એક વર્ગ ખોલી તે રણછોડદાસના હાથ નીચે મુકવામાં આવ્યો. એમને પોતાનો સમય ગુજરાત અને મુંબઈ વચ્ચે વહેંચી નાખવો પડતો, કારણકે યોગ્ય ઉમેદવારો ચૂંટી કહાડી તેમને સમજાવી મુંબાઇ લાવવાનો ભાર પણ એમને જ માથે નાંખવામાં આવ્યો હતો. એઓ એ કામમાં સફળ થયાને પરિણામે ઇ. સ. ૧૮૨૬ માં સુરતમાં નવ, અમદાવાદને ભરૂચ દરેકમાં બે અને ખેડા, ધોળકા અને નડીઆદ દરેકમાં એક એ પ્રમાણે સોસાઇટીના ધોરણસરની શાળાઓ ઉઘડી. એ શાળાઓમાં મુંબાઇમાં કેળવાયલા મહેતાજીઓ નીમવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૩૨ માં આ શાળાઓની દેખરેખનું કામ જીલ્લા કલેકટરોને સોંપવામાં આવેલું, પણ એ પ્રયોગ ફળપ્રદ નીવડશે એમ લાગ્યું નહિ; ત્યાર પછી થોડે સમયે ઇ. સ. ૧૮૪૦ માં આખા ઇલાકાની કેળવણીપર દેખરેખ રાખવા માટે "નેટીવ બોર્ડ ઑવ્ એડયુકેશન"[1] નામે સરકારી

---

નામ છે. " ભૂગોળવિદ્યા, પ્રથમ પુસ્તક. બાળગંગાધર શાસ્ત્રીના મરાઠી પરથી ભાષાંતર કર્તા ખેમજી હરજીવન જોશી. ઈ. સ. ૧૮૪૭ (પૃ. ૨૦)

૧ એ બોર્ડના પ્રથમ સભાસદો નીચે જણાવેલા ગૃહસ્થો હતા. વી. કે. સ.વી. આર. મોરીસ, જોન મેકલેનન, જગન્નાથ શંકર શેઠ, મહમદ ઇબ્રાહીમ મકબા, સર જમશેદજી જીજીભાઈ અને ચાર્લ્સ મોર્ટ, મંત્રિ. ચુનીલાલ બાપુજી મોદીકૃત રા. સા. મોહનલાલ રણછોડદાસનું જીવન ચરિત્ર.

પણ ગણિતપર પુસ્તકો લખ્યાં હતાં ને તેનાં મરાઠી તથા ગુજરાતી ભાષાંતર થયાં હતાં.[1] જો કે આ વખતમાં રણછોડદાસે ઈસપનીતિની વાતો જેવાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો તૈયાર કર્યાં તોપણ તે સમયનાં ઘણાં પુસ્તકો મુંબાઇના પરભુઓ અને દક્ષિણના વતનીઓ કે જેઓ ગુજરાતીઓ કરતાં કેળવણીમાં ઘણા આગળ વધેલા હતા તેમને હાથે લખાયાં છે. આ બન્નેમાંથી એકે કોમને શુદ્ધ ગુજરાતી આવડતું ન હોવાથી અને ભાષાંતરો મોટે ભાગે મરાઠીમાંથી અને થોડે ભાગે ઈંગ્રેજીમાંથી થતાં હોવાથી એ લોકોને હાથે ગુજરાતીને ઘણો ધોકો પહોંચ્યો. આના વિશિષ્ટ દૃષ્ટાંત તરીકે ગુજરાતી ભાષાનું વ્યાકરણ બતાવી શકાય. અસલ મરાઠી ભાષાના વ્યાકરણનું ભાષાંતર ગુજરાતીમાં કરીને ગંગાધર શાસ્ત્રી ફડકે નામના દક્ષણી ગૃહસ્થે તેને ગુજરાતી ભાષાના વ્યાકરણ[2] તરીકે ઠસાવી દીધું. લિપિ

[1] દાખલા તરીકે, હટ્ટન કૃત શિક્ષામાલા (૧૮૨૮). એ ભાષાંતર કેપ્ટન જરવીસ અને જગન્નાથ શાસ્ત્રીએ કર્યું હતું, એમાં ગણિત તથા દેશીનાસું બન્નેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

[2] રા. દેરાસરી "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન" માં ૧૮ મે પૃષ્ટે આ ભાષાંતરના દૃષ્ટાંતરૂપે નીચેના પેરા ટાંકે છેઃ—

"ધાતુના અર્થ વ્યાપાર તેથી થાય જે ફળનો સંબંધ કરવાને કરતા જે ઉપર ઈચ્છે છે તે કર્મ થયું તે દ્વિતીયા થાય છે." આની સાથે એક ગુજરાતી ગૃહસ્થે એ જ મરાઠી ભાષામાંથી કરેલું ભાષાંતર સરખાવો. "જો તહે ન્યાય સભાની રીત પ્રમાણે તકરાર ચલાવશો તો તહાને ખરચ ઘણો થશે અને ચુકાદો પણ ઉતાવળો થશે નહી અને તહે બેઉયે મ્હારા મિત્રો, હું તમારૂં કલ્યાણ ઈચ્છું છું. માટે તમ્હને કહું છું કે તહે બેઉ મળીને મ્હને પંચાતનામું લખી આપો. ઈસાપ નીતિની વાતો, નામદાર બોર્ડ આવ એડયુકેશનના હુકમથી રણછોડદાસ ગિરધરભાઈએ ગુજરાતીમાં કર્યો. ૧૮૫૪" ( પૃ. ૨૧ ).

બીજા ગુજરાતીએ કરેલું ભાષાંતર "વિષુવ વૃત ઉપર લંબરૂપ એવા બેઉ ધ્રુવ થકી જનારાં જે વર્તુલો તેઓને યામ્યોત્તર અથવા રેશાવૃતો એવું

ધારા, બોધવચન, કેટલીક ડૉડસલીની વાતો, (૧૮૫૦) બાળમિત્ર; ઈસાપ નીતિની વાતો, પંચોપાખ્યાન આજ ધાટીએ લખાયલાં અને ભૂગોળ, ઇતિહાસ (બ્રીટીશ હિંદુસ્તાનનો ઈતિહાસ, રણછોડદાસ ગીરધરભાઈ કૃત) અને બીજગણિતનાં પુસ્તકોથી એ સંખ્યામાં ઉમેરો થયો. આ પ્રમાણે હસ્તિમાં આવેલાં પુસ્તકોમાં ઉચ્ચ ગણિત શાસ્ત્રનાં પુસ્તકોનું પ્રમાણ વિશેષ હતું એ એક નોંધવા લાયક બીના છે.

**શિક્ષકો તૈયાર કરવાનું કાર્ય**

મુંબાઇમાં શિક્ષકો તૈયાર કરવા માટે એક વર્ગ ખોલી તે રણછોડદાસના હાથ નીચે મુકવામાં આવ્યો. એમને પોતાનો સમય ગુજરાત અને મુંબઈ વચ્ચે વહેંચી નાખવો પડતો, કારણકે યોગ્ય ઉમેદવારો ચૂંટી કહાડી તેમને સમજાવી મુંબાઇ લાવવાનો ભાર પણ એમને જ માથે નાંખવામાં આવ્યો હતો. એઓ એ કામમાં સફળ થયાને પરિણામે ઇ. સ. ૧૮૨૬ માં સુરતમાં નવ, અમદાવાદને ભરૂચ દરેકમાં બે અને ખેડા, ધોળકા અને નડીઆદ દરેકમાં એક એ પ્રમાણે સોસાઇટીના ધોરણસરની શાળાઓ ઉઘડી. એ શાળાઓમાં મુંબાઇમાં કેળવાયલા મહેતાજીઓ નીમવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૩૨ માં આ શાળાઓની દેખરેખનું કામ જીલ્લા કલેક્ટરોને સોંપવામાં આવેલું, પણ એ પ્રયોગ ફળપ્રદ નીવડશે એમ લાગ્યું નહિ; ત્યાર પછી થોડે સમયે ઇ. સ. ૧૮૪૦ માં આખા ઇલાકાની કેળવણીપર દેખરેખ રાખવા માટે "નેટીવ બોર્ડ ઑવ્ એડ્યુકેશન"[1] નામે સરકારી

---

નામ છે. " ભૂગોળવિદ્યા, પ્રથમ પુસ્તક. બાળગંગાધર શાસ્ત્રીના મરાઠી પરથી ભાષાંતર કર્તા બેમજી હરજીવન જોશી. ઈ. સ. ૧૮૪૭ (પૃ. ૨૦)

૧ એ બોર્ડના પ્રથમ સભાસદો નીચે જણાવેલા ગૃહસ્થો હતા. વી. કે. સ.વી. આર. મોરીસ, જોન મેકલેનન, જગન્નાથ શંકર શેઠ, મહમદ ઇબ્રાહીમ મકબા, સર જમશેદજી જીજીભાઈ અને ચાર્લ્સ મોર્ટ, મંત્રિ. ચુનીલાલ બાપુજી મોદીકૃત રા. સા. મોહનલાલ રણછોડદાસનું જીવન ચરિત્ર.

ખાતું ખોલવામાં આવ્યું તેને લીધે કેળવણીનું કામ વેગથી ચાલવા માંડયું અને ખાતાના આશ્રય નીચે શિક્ષક અને શિક્ષણનાં સાધન જલદીથી અને પદ્ધતિસર તૈયાર થવા લાગ્યાં. ખગોળ, વિદ્યુત, રસાયન જેવા વિજ્ઞાનના વિષયો, ગણિત, (ત્રિકોણમિતિ, સંવર્ગમાન, બીજ ગણિત, ભૂમિતિ) ભૂગોળ અને ઇતિહાસ, આ વિષયો પર ઇતર વિષયો કરતાં વિશેષ લક્ષ અપાતું; જ્યારે હ્યુહેમ અને મેકડુગલની શ્રેણિ પર રચાયલી વાંચનમાળા સામાન્ય વિષયોનું જ્ઞાન પૂરૂં પાડતી. બોર્ડના કાર્યના આ વિભાગનું જાણવાજોગ લક્ષણ તો એ હતું કે શાળાઓમાં ચાલતાં પુસ્તકો મોટે ભાગે ઇંગ્રેજીનાં ભાષાંતરો હતાં અને સર્વ વિષયો, વિજ્ઞાન અને યંત્રશાસ્ત્ર જેવા પણ, દેશી ભાષામાં જ શિખવાતા.

---

૧ ઈ. સ. ૧૮૫૫ માં જ્યારે "ડીરેક્ટર ઓવ્ પબ્લીક ઈન્સ્ટ્રકશન"ની જગ્યા કાઢવામાં આવી ત્યારે આ પદ્ધતિ બંધ પડી. ત્યારથી વિજ્ઞાનાદિ ઇંગ્રેજીમાં શિખવવાનું શરૂ થયું. હવે આજે અડધી સદી પછી પાછા વિજ્ઞાન અને એવાજ સજાતીય વિષયો દેશી ભાષામાં શિખવવાની હિલચાલની હિમાયત કરવામાં આવે છે. કંપની સરકારના ડીરેક્ટરોની બોર્ડે પોતાના ઠરાવમાં (નાં. ૪૯ તા. ૧૪ જુલાઈ ૧૮૫૪) દેશી ભાષા સંબંધે પોતાનું વલણ નીચેના શબ્દોમાં જણાવ્યું છે:—

"લોકોના જે જે મોટા સમૂહ ઇંગ્રેજી ભાષાથી છેક અજાણ હોય અથવા જેમની ઇંગ્રેજી ભાષાની માહિતી અપૂર્ણ હોય તેમને કેળવણી દેશી ભાષામાં અપાવી જોઇએ. જે શિક્ષકો યા આચાર્યો ઇંગ્રેજી જાણતા હોય ને દરેક વિષયમાં થયલા છેલ્લામાં છેલ્લા સુધારાવધારાથી તે દ્વારા વાકેફ થયલા હોય તેઓજ જો પોતાના બંધુઓને પોતે મેળવેલા જ્ઞાનથી સ્વભાષામાં વાકેફ કરે તો આ કામ સફળ થાય."

**સરકારી કેળવણી ખાતાની સ્થાપના ને હોપ વાંચન માળાની રચના**

ઇ. સ. ૧૮૫૪–૫૫ માં ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડીરેકટરોની બોર્ડ તરફથી કેળવણી સંબંધી એક સુવિખ્યાત ઠરાવ બહાર પાડવામાં આવ્યો. તેની રૂએ "સરકારી કેળવણી ખાતું" એ નામના એક ઇલાહેદા ખાતાની સ્થાપના કરવામાં આવી ને "સરકારી કેળવણી ખાતાના ડીરેકટર"[૧] એ નામનો હોદ્દો ઊભો કરી તે અધિકારીને આ ખાતું સોંપાયું. આ મતલબ પાર ઉતારવા આર્થિક સહાય ઉદાર દીલથી થયલી હોવાથી તેમજ એ કાર્ય તેના તરફ સમભાવ ધરાવનારા અધિકારીઓના નેતૃત્વ નીચે હોવાથી, એ ખાતાએ ઉતાવળે પગલે મજલ કાપવા માંડી. ગુજરાતમાં મર્હૂમ **સર થીઓડોર હોપ**ની પ્રેરણા અને નિર્દેશ પ્રમાણે એમનાજ નામવાળી હોપ વાંચનમાળા, ક્રમવાર, તે સમયે કેળવણીનાજ કાર્યમાં નિયુક્ત થયલા[૨] ગુજરાતી વિદ્વાનોની કમિટીએ તૈયાર કરી. ઇ. સ. ૧૯૦૫ માં એટલે કે લગભગ અડધી સદી પછી બીજી વાંચનમાળા તૈયાર કરાવવામાં આવી ત્યાં સુધી આ જુની વાંચનમાળાએ ઉત્તમ કામ આપ્યું.

---

૧ ઇસ્ટ ઇંડીઆ કંપનીની સીવીલ સર્વીસવાળા મી. સી. જે. અર્સકીન પહેલા ડીરેકટર હતા.

૨ આ કમિટીના સભ્યો નીચે પ્રમાણે હતા. ૧ **રા. સા. મહીપતરામ** રૂપરામ નીલકંઠ, સી. આઇ. ઇ., ૨ **રા. બા. મોહનલાલ** રણછોડદાસ ઝવેરી ૩ **રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભ**, ૪ કવિ દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ. ૫ **મયારામ શંભુનાથ**. ૬ **પ્રાણલાલ મથુરાંદાસ**. ૭ **મહેતાજી** દુર્ગારામ **મં**છારામ. આ વિદ્વાનો વાત વિચાર કરવાને મળતા તે સમયે **સર ટી. સી.** હોપ પ્રમુખસ્થાન લેતા અને જ્યાં સુધી દરેક વાકયનું સંભાળ પૂર્વક નિરીક્ષણ એમણે ના કર્યું હોય ત્યાં સુધી તેને પાઠમાં દાખલ કરવાની છેવટની મંજુરી મળતી નહિ.

**ઉંચી કેળવણી આપવાનાં સાધન.**

પૂર્વ અને પશ્ચિમના આ સંસર્ગનાં ફળ સ્વભાવિક રીતે મુંબાઇમાં પ્રથમ દેખાયાં. ઇલાકાની મુખ્ય દેશી ભાષાઓ ગુજરાતી અને મરાઠીમાં શિક્ષણ આપવાના પ્રયાસોની સાથે સાથે જેમની ઇચ્છા હોય તેમને ઇંગ્રેજી શિખવવા માટે પણ યોજના ઘડાતી હતી. સમર્થ બ્રિટિશ રાજનીતિજ્ઞ ધી ઓનરેબલ માઉંટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનનાં સ્મારક[1] રૂપે ઊભું થયેલું "એલ્ફીન્સ્ટન ઈન્સટીટયૂશન" ઇ. સ. ૧૯૨૭માં "એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલ" અને "એલ્ફીન્સ્ટન કોલેજ" એમ બે વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું, તે હમણાં આપણે જેને પ્રાથમિક શાળાઓમાં અપાતાં શિક્ષણને મુકાબલે ઉંચી કેળવણી કહીએ છીએ તે આપવામાં સાધનરૂપે કામ કરતું. ઇ. સ. ૧૮૩૭ માં પુનામાં અને ૧૮૫૬ માં અમદાવાદમાં આવી કોલેજો ઉઘાડવામાં આવી. જીલ્લાઓની શાળાઓમાંથી તેમજ સ્થાનિક શાળાઓમાંથી એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટયુશનને પોષણ મળતું; અને ઉચ્ચ જ્ઞાન પામી પાછો વળતો વિદ્યાર્થીઓનો સતત્ પ્રવાહ રણછોડદાસ ગીરધરભાઈ જેવા અગ્રગણીઓએ વાવેલાં બી પાણી પાઇ ખીલવતો તથા સુદૃઢ કરતો. ગુજરાતમાં તે પ્રારંભને સમયે કેળવણીના પ્રસાર માટે શ્રમ લેનારા (ઘણામાંથી દૃષ્ટાંતરૂપે માત્ર બે જ નામ લીધાં છે.) રા. બા. મોહનલાલ રણછોડદાસ

---

૧ નામદાર માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને મુંબાઈ સરકારની નોકરીમાંથી રાજીનામું આપ્યું તે સમયે ઈ. સ. ૧૮૨૭ ના ઓગસ્ટની ૨૨ મી તારીખે "બોંબે નેટીવ એડયૂકેશન સોસાઈટી" ની સભા મળી હતી. તેમાં એ નામદાર પ્રત્યે મુંબાઈના શહેરીઓના પ્રેમ અને માનની લાગણી દર્શાવવાના ઉત્તમ માર્ગ તરીકે "એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટયુશન" હસ્તિમાં આવ્યું. આ સભાને પરિણામે થયેલા જાહેર ઉઘરાણામાં રૂા. ૨,૨૯,૬૫૬ ની રકમ ભરાઈ હતી અને તે રકમનો ઉપયોગ "ઇંગ્રેજી ભાષા તેમજ યુરોપનાં કળા, વિજ્ઞાન અને સાહિત્યનું શિક્ષણ આપવા માટે પ્રોફેસરોને વૃતિ આપવામાં કરવાનો હતો." મુંબાઈ યુનીવર્સીટી કેલેન્ડર, ઇ. સ. ૧૯૦૨-૦૩.

ઝવેરી ( ૧૮૨૯–૧૮૯૬ ) તથા રા. સા. મહીપતરામ રૂપરામ ( ૧૮૨૯–૧૮૯૧ ) જેવા વિદ્વાનો આ જ સંસ્થામાં આવી થોડો સમય અભ્યાસ કરી પોતાના ઉપરીઓની ઇચ્છાનુસાર જ્ઞાનરૂપી દીપકથી ગુજરાતને પ્રકાશિત કરવા પાછા ફરતા. દાદાભાઇ નવરોજજી, નવરોજજી ફરદુનજી, અરદેશર ફરામજી મુસ, નાનાભાઈ રૂસ્તમજી રાણીના અને એમના જેવી જાણીતી સંખ્યાબંધ પારસી વ્યક્તિઓએ પણ આ જ સંસ્થામાં યુરોપનાં કળા અને સાહિત્યનું પેટભરી પાન કરેલું અને ગગાદાસ કીશોરદાસ અને કરશનદાસ મૂળજી જેવા હિંદુ યુવકો જેમણે મુંબાઇની તે સમયની સાહિત્ય પ્રવૃત્તિપર પોતાની છાપ પાડી છે તેઓએ પણ આજ સંસ્થામાં શિક્ષણ લીધેલું.

**મુંબાઈ યુનીવર્સિટીની સ્થાપના.**

ઇ. સ. ૧૮૫૭ માં મુંબાઇ યુનીવર્સિટી સ્થાપવામાં આવી ને ત્યારથીજ ઊંચી કેળવણી જેની જોડે જ દેશના સાહિત્યનું નસીબ જોડાયલું હોય છે તે ક્ષેત્ર પણ વિકસતું ગયું છે.

**અર્વાચીન પદ્ધતિના ગુજરાતી સાહિત્યનો આરંભ**

અર્વાચીન પદ્ધતિપર ખેડાયલા ગુજરાતી સાહિત્યના પ્રારંભનો કંઇક ખ્યાલ આ લગભગ ચાળીશ વર્ષના ગાળામાં (ઈ. સ. ૧૮૨૦–૧૮૫૭) પ્રગટ થયલાં પુસ્તકો પરથી આવશે. નીતિ સંબંધી પુસ્તકો વિશે ઉપર ઇસારો કરવામાં આવ્યો છે. એક જ લક્ષ્યથી કાર્ય કરતી વિવિધ સંસ્થાઓના શિષ્યોમાં આવેલી જાગૃતિની સાબિતી નીચેનાં પુસ્તકોની પ્રસિદ્ધિ પરથી મળશે. જીવનચરિત્રોમાં પ્રાણલાલ મથુરાંદાસનો કોલંબસનો વૃત્તાંત અને મહીપતરામ રૂપરામ તથા નાનાભાઇ હરિદાસ કૃત (૧૮૫૪) ચરિત્ર નિરૂપણ, ઇતિહાસમાં રણછોડદાસ ગીરધરભાઈ કૃત મિસર લોકોનો ઇતિહાસ, મીડીઝ અને ઇરાની લોકોનો ઈતિહાસ, કેપ્ટન કોહેનના મરાઠી પરથી મોહનલાલ રણછોડદાસે લખેલી 'મરાઠાની બખર,' વ્યાકરણ, ગણિત, બીજગણિત, ભૂમિતિ, વિજ્ઞાનનાં પુસ્તકો, જેવાંકે નસરવાનજી ચાંદાભાઈ કૃત "યંત્ર-

કળા" અને સાંસારિક, વૈજ્ઞાનિક, કેળવણી વિષયક અને એવા વિવિધ પ્રશ્નો ચર્ચતાં જ્ઞાન પ્રસારક મંડળીનાં[1] અને બુદ્ધિવર્ધક સભાનાં માસિકો. ટૂંકામાં આ નૂતન કેળવણીના માત્ર સ્પર્શથી જ તે સમયના યુવકોની દૃષ્ટિમર્યાદા વિશાળ થઇ ગઇ અને જીવન પ્રત્યેની તેમની દૃષ્ટિએ તદ્દન અનેરૂં રૂપ ધારણ કર્યું. આ રૂપનું પ્રતિબિંબ તેઓનાં પુસ્તકોપર પડયું એટલુંજ નહિં પરંતુ તેમના જીવન પ્રવાહને તેણે એવો વેગ આપ્યો કે પોતાના ભાઈ બ્હેનોના જીવનના આદર્શને ઉંચે લઈ જવા તેમણે પોતાનાં જીવન સમર્પ્યાં. એ વાતના સમર્થનમાં ઘણામાંથી વ્યક્તિગત દૃષ્ટાંત રૂપ એક માત્ર દાદાભાઇ નવરોજજીનું નામ બસ થશે.

**જીલ્લાઓ**

ક્રમે ક્રમે સમય આવવે જીવનના આ નવા સંચાલનના તરંગો જીલ્લાઓમાં પહોંચ્યા અને સુધારાનું મૂળ હોવાનો પોતાનો દાવો મુંબાઇએ જો કે લાંબા કાળ સૂધી ટકાવી રાખ્યો છતાં સુરત અને અમદાવાદ પણ આ નવા અને જુના વચ્ચેના દ્વંદ્વનો યશ ખાટવામાં એની લગભગ બરોબરી કરી શકયાં.

**સુધારકોની "ટોળી" નો ઉદ્‌ભવ-તેમના પ્રયાસ**

નવા શિક્ષકોના નાના નાના સમૂહો જેમ જેમ મુંબાઈ છોડી જીલ્લાઓમાં જવા લાગ્યા તેમ તેમ ત્યાં તેમણે પોતાના વ્યક્તિત્વની છાપ બેસાડવા માંડી. આ વ્યક્તિત્વના એક વિશિષ્ટ દૃષ્ટાંતરૂપે મહેતાજી દુર્ગારામ મંછારામ (૧૮૦૯–૧૮૭૮) છે. એમની નિડરતા, પોતાના સિદ્ધાંતોની સચ્ચાઇ વિષે અડગતા અને આગામી (સંસાર) સુધારા વિષેની અગમચેતીથી એમનું નામ સુરતમાં ઘેરેઘેર જાણીતું થઇ પડયું છે. મુંબાઈમાં પોતાનો અભ્યાસ પૂરો કરી

૧ આ ચોપાનીઉં જે પ્રથમ ઈ. સ. ૧૮૪૯ માં પ્રગટ થયું હતું તેનું નામ આ પ્રમાણે લખાયું હતું:–"ગને આન પરસારક એટલે જે એલમ તથા હોનરોનો ફેલાવો કરનાર ચોપાનીઉં."

ઇ. સ. ૧૮૨૬ માં સુરતમાં એ પાછા આવ્યા ત્યારથી તે પોતાના છેલ્લા શ્વાસ સુધી સુરતનું નૈતિક વલણ ઉચ્ચ કક્ષાએ દોરી જવા બનતા પ્રયાસ એમણે કર્યા હતા. સુરતની ઇંગ્રેજી શાળા ( જે ઈ. સ. ૧૮૪૨ માં ઉઘાડવામાં આવી હતી તે ) ના તે સમયના વડા શિક્ષકની સાથે મળી એમણે સુધારકોની એક " ટોળી "[1] સ્થાપી, આ "ટોળી" એ સુરતના નાગરિકોમાં વહેમ અને અજ્ઞાનનું ખંડન કરવા હિમતભેર પ્રવૃતિ આદરી. [2]

**દુર્ગારામ મહેતાજી**

મહેતાજી ગુજરાત પ્રાંતની ધર્મ સંબંધે એક ઘણાજ જૂના વિચારની અને સંકુચિત દૃષ્ટિવાળી પરંતુ સાથે સાથે તેટલીજ સંસ્કારી અને બુદ્ધિશાળી ન્યાતના એટલે કે નાગર ( બ્રાહ્મણ ) હતા. તેઓ પોતે વિશિષ્ટ બુદ્ધિમાન હોવાથી પોતાના સમયમાં જડ ઘાલી બેઠેલા બાળલગ્ન, વિધવા વિવાહનો પ્રતિબંધ આદિ જ્ઞાતિ રિવાજો અને ભૂત, જાદુ વિગેરે વહેમો વિષે પોતે વિવેક બુદ્ધિથી વિચાર કર્યો હતો અને તેને પરિણામે એ રિવાજોની અનિષ્ટતા અને એ વહેમોનું ખોટાપણું એઓ જોઇ શક્યા હતા. ભાષણો દ્વારા જનસમુહમાં જાગૃતિ લાવીને જ એઓ વિરમ્યા નહિ પરંતુ તે ઉપરાંત ઇ. સ. ૧૮૪૪ ના જુનની ૨૨ મીએ એમણે " માનવ ધર્મ સભા " ની સ્થાપના કરી. એ મંડળની સભાઓમાં નિયમિત દિવસોએ સાંસારિક, જ્ઞાતિવિષયક અને કૌટુંબિક પ્રશ્નો ઉપર વિવેચન થતાં. લોકોને અપ્રિય એવા એમના હિમતભરેલા વિચારોના એ સ્પષ્ટ પ્રકાશનથી કેટલીક વખત તો અજ્ઞાન અને દુષ્ટ મનુષ્યોને હાથે એમના જાન સંબંધી ધાસ્તી રહેતી. ઇ. સ. ૧૮૪૨ માં એમણે મુંબાઇથી લીથો

---

૧ આ ટોળીમાં પાંચ અગ્રગણીઓ હતાઃ દુર્ગારામ, દાદોબા, દીનમણી શંકર, દલપતરામ ને દામોદરસ "પાંચ દદ્દાની ટોળી" કહેવાતી.

૨ મહીપતરામકૃત "દુરગારામ ચરિત્ર"ની ઇંગ્રેજી અર્પણ પત્રિકા.

( શીલા ) છાપખાનું આણ્યું અને " પુસ્તક પ્રચારક મંડળી " નામે મંડળના આશ્રય નીચે છપાયલાં પુસ્તકોવડે લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરવાનો ઠરાવ કર્યો. આ જાતનું છાપખાનું ગુજરાતમાં આ પહેલુંજ[1] હતું. જો કે " **સાઠીના સાહિત્ય** "માં ગુજરાતના છાપખાનાઓની યાદીમાં (પૃ. ૩૦) જણાવ્યું છે કે સુરતનું **મીશન** છાપખાનું ઇ. સ. ૧૮૧૭ માં નીકળ્યું હતું. માનવ ધર્મ સભાની મિનિટો (કામકાજનાં ટાંચણો) તેમજ પોતાની રોજનીશી લખવા ઉપરાંત " વિજ્ઞાનનું પુસ્તક" લખીને એ વિષય પર ગુજરાતીમાં પુસ્તક લખવાનો પોતે પ્રારંભ કર્યો. જાદુ તેમજ હિંદુ સમાજના દુષ્ટ રિવાજો વિરૂદ્ધની લડતથી એમના ઝૂંડા નીચે એમને ઘણા અનુયાયીઓ આવી મળ્યા. તેમાં **મહીપતરામ** ખાસ હતા, કારણ જ્યારે વખત આવ્યો ત્યારે સુધારાનો પક્ષ તેમણે પણ એટલીજ નીડરતાથી લીધો. ગુજરાતના **પાટનગર અમદાવાદમાં**

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના**

તો એ અરસામાં સાહિત્યની ચળવિકળનો ગુંજારવ આથી પણ વધારે થવા લાગ્યો. ઈ. સ. ૧૮૧૮ સુધી તો **અમદાવાદે** શાંતિ નહિ જેવીજ અનુભવેલી; કારણ ત્યાં સુધી તો એ નગર ગાયકવાડી અને પેશવાઈ જેવી બે બળવાન સત્તાના આક્ર-

---

૧ જો કે હિંદના ગવર્નર **સર ચાર્લ્સ મેટકાફે** "છાપખાનાની સ્વતંત્રતાનો કાયદો આ સમયે (ઈ. સ. ૧૮૩૫માં) પસાર કર્યો હતો તોપણ **સુરતના** ડીસ્ટીક્ટ મેજીસ્ટ્રેટે મહેતાજીને શહેરમાં છાપખાનું કાઢવાની પરવાનગી આપી નહિ; કારણકે તેથી સરકારી અધિકારીઓ પર જાહેરમાં ટીકા કરવાના દરવાજા ખુલ્લા થશે એમ એનું માનવું હતું. આથી મહેતાજીને શહેર બહાર છાપખાનું કાઢવું પડયું. એક વખત ઇંગ્રેજી શાળાના વડા શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓને ભૂગોળ અને વ્યાકરણના વિષયોમાં તપાસવાની એને વિનંતિ કરી ત્યારે "શું કાળાઓને તે વળી ભૂગોળને વ્યાકરણ" એવાં તિરસ્કાર યુક્ત વચનો કાઢનાર પણ આજ અધિકારી હતો.

૨ " **સાઠીના સાહિત્યનું દિગ્દર્શન** " **પૃ ૧૨**

મણોના ભયમાં રહેતું, પણ આ વર્ષ પછી ત્યાં શાંતિ સ્થપાઇ. અમદાવાદના પહેલા મહેતાજી તુલજારામ સુખરામ ઇ. સ. ૧૮૨૬ માં મુંબાઇથી શિક્ષણની નવી પદ્ધતિએ સજ્જ થઇને આવ્યા હતા. એમનું એ નવી પદ્ધતિપરનું શિક્ષણ એટલું બધું ફતેહમંદ થયું હતું કે જે નિશાળમાં એઓ શિક્ષણ આપતા તે નિશાળ આજે પણ એમના નામથી જ ઓળખાય છે. આ મોટા સમૂહમાંથી **રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, રા. બા. ભોળાનાથ સારાભાઈ, ખા. બા. એદલજી ડોસાભાઈ** આદિ કેટલીક વ્યક્તિઓ ગણાવી શકાય, કે જેઓ આજે જો કે હયાત નથી તોપણ, તેમણે આ પદ્ધતિએ શિક્ષણ લઇ વિવિધ વિષયોપર પુસ્તકો લખી, તે સમયે અમદાવાદને સાહિત્યનું કેન્દ્રસ્થાન બનાવવામાં ફાળો આપ્યો હતો. પરંતુ **ઑ. મી. એ. કે. ફૉર્બસના** પ્રયાસથી સ્થાપન થયલી "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી"એ આ સૌ વ્યક્તિગત પ્રયાસોને ઢાંકી દીધા છે. જે પ્રજા સાથે પોતાનું ભાગ્ય માત્ર ટૂંક સમયને માટે જોડાયું હોય છતાં તે પ્રજા પ્રત્યે પણ છલકાઇ જતી સહાનુભૂતિ ધરાવતા જે થોડા ઈંગ્રેજોનાં નામ ઇતિહાસમાં અમર થઇ ગયાં છે તેમાંના એક મી. ફૉર્બસ હતા. ઇસ્ટ ઇંડીઆ કંપનીની સીવીલ સર્વિસમાં (ઈ. સ. ૧૮૪૨ માં) દાખલ થઈને ઈ. સ. ૧૮૪૩ માં એમણે પ્રથમ મુંબાઇને કીનારે પગ મૂક્યો. જુદા જુદા જીલ્લાઓમાં થોડો કાળ નોકરી કરી ઇ. સ. ૧૮૪૬માં એઓ આસિસ્ટંટ જજ્જ તરીકે અમદાવાદમાં આવ્યા. ત્યાર પછી તરતજ એમણે ભોગીલાલ પાસે ગુજરાતી શિખવાનો આરંભ કર્યો ને ઈ. સ. ૧૮૪૮માં ભોળાનાથભાઇની મારફત કવિ દલપતરામને પોતાની પાસે બોલાવવામાં સફળ થયા. ત્યારથી જ આ બન્ને–અંગ્રેજ અને દેશી–વચ્ચે વિદ્યાનુષંગી મિત્રતાનો આરંભ થયો. એ મૈત્રી કવિએ

**ઑનરેબલ મી. એ. કે. ફૉર્બસ**

પોતાની કલમ વડે અમર કરી છે. તે સમયના પ્રારંભના અર્વાચીન સાહિત્યની અભિવૃદ્ધિમાં ફૉર્બસ સાહેબનો ફાળો સૌથી ગંજાવર[1] હતો. એમને પુરાતન વસ્તુઓ, સ્મારકો અને પ્રાચીન હસ્તલિખિત પ્રતોનો શોખ હતો. ગુજરાતનાં પુરાતન અને ઐતિહાસિક સ્મારકોમાં એમને ઘણો રસ પડતો અને એમણે પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસ પર ઘણો પ્રકાશ પાડતું "રાસમાળા" નામે પુસ્તક ઇંગ્રેજી ભાષામાં લખ્યું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેના એઓ પહેલા માનદ-ઑનરરી મંત્રી હતા તે સ્થાપવામાં એમનો હેતુ "તે વખતમાં મળી શકે એવાં સઘળાં ગુજરાતી પુસ્તકોની જુની હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ કરવાનો અને ઇંગ્રેજી અને બીજી ભાષાઓમાંથી મહેનતાણું આપીને નવાં ભાષાંતર કરાવી તેમજ મૂળ ગ્રંથો" લખાવી ગુજરાત પ્રાંતનાં ભાષા તથા સાહિત્યને સમૃદ્ધ કરવાનો હતો. ગુજરાતી ભાષાની દરિદ્ર અવસ્થા એમને ઘણી સાલતી, કારણ શબ્દ ભંડોળ ટૂંકું અને ઉત્તમ પુસ્તકો નહિ જેવાં. લોકોમાં બોલાતી ભાષા એમને મન બજારૂ હોવાથી, ભાષાને શિષ્ટ બનાવવાની એમને હોંશ હતી. "ગુજરાતી સાહિત્યનો વિકાસ" એ સોસાઇટીનો તેમજ મારો મુદ્રાલેખ હોવો જોઈએ એવું એઓ કહેતા; અને એ લક્ષ્યે પહોંચવાના અનેક સાધનોમાંનું "સોસાઇટી" એક સાધન હતું. ગુજરાતની જુની કવિતાનો નાશ ન થવો જોઈએ એવી એમની ઇચ્છા હતી; તેથી

**એમની સાહિત્ય સેવા**

---

૧ એમની બદલી સુરત થઈ ત્યારે ત્યાં પણ એજ પરોપકારી ધોરણે ચાલીને એમણે "સુરત અઠ્ઠાવીસી" નામે મંડળ કાઢ્યું. અને આ મંડળને અંગે "સુરત સમાચાર" નામે પત્ર પણ કાઢ્યું હતું. જ્યારે એ મુંબાઈ હાઇકોર્ટ (સદર અદાલત)ના જજ્જ નીમાયા ત્યારે "ફારબસ ગુજરાતી સભા" એ નામની સંસ્થા એમનું નામ હમેશને માટે જળવાઈ રહે એ ઉદ્દેશથી સ્થાપવામાં આવી. લગભગ લાખેક રૂપીઆના ભંડોળવાળી આ સભા ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવા પ્રયાસો કરી રહી છે.

ગાંઠનો ખર્ચે કરી એમણે ઘણી હસ્તલિખિત[1] પ્રતોનો સંગ્રહ કર્યો અને ઇ. સ. ૧૮૫૨ માં ઈડર મુકામે ગુજરાતી કવિયો અને ભાટ ચારણોનો મેળો કર્યો હતો. અસલના વખતમાં જેમ રાજાઓ, કવિયોનો દરબાર ભરીને શિઘ્ર કાવ્યો રચવાની પ્રતિસ્પર્ધા કરાવી કાવ્યાનંદની મોજ માણતા તે જ ઢબે એમણે આ દરબાર ભર્યો હતો અને તેમાં પોતે બધાને ઇનામ વહેંચી આપ્યાં હતાં આ પ્રાચીન રિવાજની યાદગીરી તાજી કરનારૂં વૃત્તાંત એમના બુદ્ધિશાળી અનુષંગી કવિ દલપતરામે "ફારબસ વિલાસ"[2] નામે લાંબું કાવ્ય લખીને અમર કર્યું છે. ઈ. સ. ૧૮૪૪ માં પુસ્તકાલય અને ઈ. સ. ૧૮૫૦ માં બાળક બાળકીઓ માટે શાળાઓ એમણે સ્થાપી હતી. ૧૮૫૧માં સોસાઇટી પાસે પોતાનું છાપખાનું કઢાવ્યું. તેમાંથી નીકળતા અઠવાડીકમાં પોતે મોટે ભાગે લખતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઉદ્દેશનો પ્રચાર કરનારૂં "બુદ્ધિપ્રકાશ" જેને હમણાં ૭૬ મું વર્ષ ચાલે છે તે પહેલવહેલું ઇ. સ. ૧૮૫૪માં પ્રગટ થયું હતું. "બુદ્ધિપ્રકાશ મંડળી" તરફથી શરૂઆતમાં એ 'બુદ્ધિપ્રકાશ' દર પખવાડીએ બહાર પડતું. ઈ. સ. ૧૮૫૦ ના મેની ૧૫મી તારીખે એનો પહેલો અંક બહાર પડયો હતો. આરંભમાં એ શીલાપર છપાઈ બહાર પડતું, પણ ઇ. સ. ૧૮૬૪થી બીબાં ગોઠવાઈ છપાવા માંડયું.

**ભાષાંતરો અને અન્ય પુસ્તકો**

રણછોડભાઈ ઉદયરામ જેઓ ઇ. સ. ૧૯૨૩માં સ્વર્ગવાસી થયા, મનઃસુખરામ સૂર્યરામ જેમણે મુંબાઇમાં 'ફારબસ ગુજરાતી સભા' સ્થાપવામાં મુખ્ય ભાગ લીધો હતો, સ્વ. કવિ છોટાલાલ સેવકરામ અને સ્વ. મગનલાલ વખતચંદ એ સર્વેએ તે સમયના સાહિત્યના સંચલનમાં ઠીક ફાળો આપ્યો છે. તે સમય એ સર્વની યુવાવસ્થાનો મધ્યાહ્નકાળ હતો અને તેથી વિવિધ વિષયો પર પુસ્તકો લખીને એમણે ગુજરાતી

---

૧ એમ કહેવાય છે કે "પૃથુરાજ રાસો" મેળવતાં એમને ટપાલ ખર્ચજ દોઢસો રૂપીઆ થયું હતું.

૨ દલપતરામનો ફૉર્બસ સાહેબપર એટલો બધો પ્રભાવ પડતો કે એમણે તેમની પાસે માંસાહાર પણ છોડાવી દીધો હતો.

સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. એ પુસ્તકો સ્વતંત્ર, નૂતન વિચાર શ્રેણીથી ઉભરાઈ જતાં હતાં અને શિષ્ટ ઈંગ્રેજી લેખકોની કેટલીએક કૃતિઓનો ભાષાંતર રૂપે વાચકોને પરિચય કરાવવા માટે તેઓ એમના ઋણી છે.[1]

**શાસ્ત્રી વ્રજલાલ**

ગુજરાતના પહેલા ભાષાશાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ, જેમને સૌથી પ્રથમ એ શાસ્ત્રનું ક્ષેત્ર ખેડવાનો યશ આપી શકાય તે, આ સમયે થઈ ગયા. તે સમયની કેળવણીની પદ્ધતિએ એઓ નહિ કેળવાયલા છતાં અને અંગ્રેજીનો અભ્યાસ એમણે નહતો કર્યો તોપણ ગુજરાતી ભાષાના શાસ્ત્રીય અભ્યાસ માટે સ્વાભાવિક રીતે જ યોગ્ય દિશામાં એમનું વલણ થયું અને એમનાં બે પુસ્તકો "ઉત્સર્ગમાળા" અને "ગુજરાતી ભાષાનો ઇતિહાસ" ભાષાશાસ્ત્રના એ અંગના તો માર્ગદર્શક ગ્રંથોનું સ્થાન લે છે.

**પાદરી ડા. ટેલર અને એમનું વ્યાકરણ**

ગુજરાતી સાહિત્ય જે જે ઇંગ્રેજોનું ઋણી થયું છે તેમાં સ્વ. જોસફ વાન સોમેરન ટેલર અગ્રસ્થાન લે છે. એમને એ ભાષા તેમ જ એ ભાષાના સાહિત્ય પ્રત્યે પ્રેમ[2] હતો અને એ ઉભયનો અભ્યાસ પોતે એક શિષ્ટ વિદ્યાર્થી તરીકે વિવેચક દૃષ્ટિએ કર્યો હતો. આ

---

૧ દૃષ્ટાંત તરીકે રણછોડભાઇ તથા છોટાલાલ કૃત "શેકસપીયર કથા સમાજ". આ સંબંધે ઈ. સ. ૧૮૬૧–૬૨ ના મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાના રીપોર્ટમાંનો નીચેનો ફકરો વાંચવા લાયક જણાશે.

"જાણીતા સમર્થ લેખકોએ કરેલાં શિષ્ટ યુરોપિયન ગ્રંથોનાં ભાષાંતરો દેખીતાં (દેશીઓને) ગોઠે એવાં હોય તો, સરકારે છૂટથી પ્રગટ કરાવવાં જોઈએ, ને લેખકોને પરિતોષવા જોઈએ; કારણ કંઇક અંશે ઇંગ્રેજીમાંથી ભાષાંતર કરવાની કળાને ઉત્તેજન મળવું યોગ્ય છે તેથી, અને કાંઇક અંશે એટલા માટે કે જો દેશી ભાષાઓમાં શિષ્ટતા આવવાની હશે તો આ ઉત્તમ કૃતિઓનાં ભાષાંતરો ભવિષ્યમાં રચાઈ બહાર પડનારાં પુસ્તકો માટે એક કીમતી ધોરણ તરીકે ઉપયોગી થઈ પડવાનો સંભવ છે તેથી."

૨ ગુજરાતી ભાષા પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવતાં એઓ લખે છે કે "સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુવો. તુકે તુકે આયાસનાં પ્રમાણ

અભ્યાસને પરિણામે એમનું "ગુજરાતી ભાષાનું વ્યાકરણ" (ના
તેમજ મોટું[1] ઇ. સ. ૧૮૬૭) અને ધાતુકોષ એ બન્ને સાહિત્યન
અન્વેષણમાં સ્તંભરૂપ ગણાય છે.

આ દિશામાં મુંબાઇ નિર્વિવાદે અગ્રપદ ભોગવતું; અને ત્યાંન કાર્યકર્તાઓની સંખ્યા તો તેમાંના કેટલાક જીલ્લા

**કેળવણીનો અસાર**

ઓમાં સતત્ જતા રહેતા હોવાથી ઘટતી જતી હતી; તોપણ એ ઘટ પૂરી કરતાં સ્હેજ પણ
મુશ્કેલી પડતી નહોતી, કારણ સંખ્યાબંધ નવા કાર્યકર્તાઓ આવ્યા જ
જતા. એ સમયના પારસી, ગુજરાતી, પરભુ અને થોડાએક મુસલમા
તરૂણો કે જેમની સંખ્યા નજીવી નહતી તેઓ સર્વની કાર્યશક્તિને
એકાગ્રપણે અને અસરકારક રીતે ઉપયોગ થઈ શકે તેટલા માં
"સ્ટુડન્ટસ સોસાઇટી" નામે મંડળના રૂપમાં એ કાર્યશક્તિ એકત્રિ
કરવામાં આવી. આ મંડળને પુષ્ટિ આપનારા મોટે ભાગે એલ્ફીન્સ્ટન
ઈન્સ્ટીટયુશનના અધ્યાપકો હતા. તેમાં પણ પ્રો. રીડ મુખ્ય હતા
એમણે પોતાના શિષ્યોના મનપર એવું ઠસાવ્યું હતું કે શિક્ષણ લીધ
બાદ તેમનો ધર્મ તેમના અશિક્ષિત બંધુઓને શિક્ષણ આપવાનો અને
સમાજમાં સુધારો કરવાનો હતો. "સ્ટુડન્ટસ સોસાઇટી" જેના પછ

---

દેખાય છે. મનોયત્ન કર્યાં પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાક
જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારન
યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ; હા, સણગારેલી પણ દેખાય
ગુજરાતી,–આર્યકુલની, સંસ્કૃતની પુત્રી,–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી
તેને કોણ કહિ અધમ કહે.

પ્રભુ એને આશિર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં સદ્વિદ્યા
સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો, અને પ્રભુ કર્તા, ત્રાતા, શોધક એ
વખાણ સદા સુણાવજો. ટેલરના "ગુજરાતી વ્યાકરણ"ની પ્રસ્તાવના (ત્રીજ
આવૃત્તિ ૧૮૯૩).

૧ ઇંગ્રેજી વ્યાકરણની પદ્ધતિએ લખાયલું આ પહેલું જ ગુજરા
વ્યાકરણ છે.

બીજી ઘણી એવી મંડળીઓ હસ્તિમાં આવી તેમની પુરોગામી જેવી હતી. ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી જોકે "સ્ટુડન્ટસ સોસાઈટી" ની શાખા હતી તોપણ એ એટલી જામી ગઈ હતી કે તે એક સ્વતંત્ર સંસ્થા સમાન લેખાતી. પ્રો. દાદાભાઈ નવરોજજી અને અન્ય પારસી યુવકોની સહાયથી ઇ. સ. ૧૮૪૯માં આ મંડળે કાઢવા માંડેલું "ગનેઆન પરસારક" નામે માસિક લોકોને વૈજ્ઞાનિક અને અન્ય વિવિધ વિષયો વિષે જ્ઞાન આપવાનું કાર્ય કરતું હતું. આ તરુણ કાર્યકર્તાઓનો ઉત્સાહ એટલો બધો હતો કે એમને આ મંડળ અને આ માસિક પોતાની જરૂરીઆતોને પહોંચી વળી ધાર્યું કામ આપવા અપૂર્ણ લાગ્યાં. તેથી એ મંડળના હિંદુ યુવકોએ "બુદ્ધિવર્ધક સભા" નામે ત્રીજી મંડળી ઇ. સ. ૧૮૫૧ માં કાઢી. એ મંડળીના માસિકનું નામ "બુદ્ધિવર્ધક" હતું. કેટલાક સમય સુધી આ મંડળીના પ્રમુખ રણછોડદાસ ગીરધરભાઈ અને મંત્રી એમના પુત્ર મોહનલાલ હતા. આ માસિકમાં જુદા જુદા લેખકોએ લખેલા લેખો જ તે સમયના યુવકોના કાર્યનું સંક્ષિપ્ત સ્વરૂપ દર્શાવે છેઃ તેમના હૃદયમાં તન્મનાટ કરી રહેલું નવચેતન વ્યવહારૂ રૂપમાં પરિણમ્યું. દાખલા તરીકે, સ્ત્રી કેળવણી એમના કાર્યક્રમનું એક અંગ હોવાથી હિંદુઓમાંથી મોહનલાલ રણછોડદાસ, ગંગાદાસ કીશોરદાસ, કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ અને પારસીઓમાંથી દાદા-ભાઈ નવરોજજી, સોરાબજી શાપુરજી બંગાળી, અરદેશર ફરામજી મુસ અને નાનાભાઇ રૂસ્તમજી રાણીના એવા એવાઓએ ભાપણો અને લેખો દ્વારા તેમજ કન્યાશાળાઓ ઉઘાડીને અને આ શાળાઓમાં પણ વગર પગારે,—પોતે અભ્યાસ કરતા હોય કે કોઇ જગ્યાએ નોકરીએ હોય છતાં,—શિક્ષણ આપીને તેના સિદ્ધાંત પ્રત્યે પોતાને જે શ્રદ્ધા હતી તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપ્યું અને અંતે એઓને યશ જ મળ્યો. કન્યા કેળવણી વિરૂદ્ધની લાગણી અને અભિપ્રાય ટળી ગયાં અને એમની સર્વની મહેનતનાં ફળ રૂપે જ આપણે આજે ગુજરાતમાં ઠામ ઠામ કન્યાશાળાઓ જોઇએ છીએ. વિજ્ઞાનનો વિષય લોકપ્રિય

કરવો એ એમના કાર્યક્રમનો બીજો એક ભાગ હતો; અને જ્ઞાન પ્રસારક મંડળી જે આજે પણ મુંબાઇમાં પ્રતિ વર્ષ વિજ્ઞાન અને એવાજ વિષયો પર વ્યાખ્યાનમાળા ગોઠવે છે તે એમની કાર્યશક્તિના જીવંત સ્મારકરૂપ છે. એઓમાંના કેટલાકે વળી પરદેશગમન સામેના દુરાગ્રહ વિરૂદ્ધ ઝૂંડો ઉઠાવ્યો હતો; જોકે એમના પ્રયાસો મોટે ભાગે સફળ થયા નહતા.

**વિવિધ મંડળીઓની સ્થાપના**

સાંપ્રત: સમયના એક લેખક આ સમયના ઉત્સાહને વિલક્ષણ પ્રકારનો જણાવી લખે છે કે, "નવું ચાલવા શિખેલું બાળક જેમ વધારે ચાલવાને ભાંખડીએ પડી ને વધારેને વધારે યત્ન કરે તેમ આખી પ્રજા કરતી હતી." જેમણે આ નવીન મધુનો આસ્વાદ લીધો હતો તેમના મનમાં બીજાઓને પણ એનું પાન કરાવવાની ઇચ્છા સ્ફૂરી આવી. એ ઇચ્છા પરિપૂર્ણ કરવાના તેમના પ્રયાસો પરહિતભાવના ભર્યા હતા. એ પ્રયાસો સુરતમાં "**માનવ ધર્મ સભા**", અમદાવાદમાં "ગુજરાત વર્નાક્યુલર **સોસાઇટી**", મુંબાઇમાં "**સ્ટુડન્ટસ સોસાઇટી**" (જે પાછળથી "**સ્ટુડન્ટસ લીટરરી એન્ડ સાયંટીફીક સોસાઇટી** કહેવાઇ), "જ્ઞાન પ્રસારક મંડળી"-જેમાં હિન્દુ અને પારસી યુવકો હાથમાં હાથ મેળવી કામ કરતા તે અને "બુદ્ધિવર્ધકસભા" રૂપે મૂર્તિમંત થયા.

**આ ચેતન ઈંગ્રેજોના પ્રોત્સાહનને લઇને**

ઓગણીશમા શતકના મધ્યમાં સાહિત્યના ચેતનને સજીવ કરવા માટે જે પ્રવૃત્તિ આદરવામાં આવી હતી તે આપણે જોઈ ગયા તે પ્રમાણે ઈંગ્રેજી પ્રોત્સાહનને આભારી હતી.

**કાઠીઆવાડમાં શાળાઓની સ્થાપના**

કાઠીઆવાડ જોકે પાછળથી હારમાં આવ્યું એ ખરૂં, પરંતુ ત્યાં સુદ્ધાં પહેલી શાળા ઘોઘા જેવા દૂરના સ્થળમાં રણછોડદાસ ગીરધરભાઈએ કાઢી હતી, ને એમણે જ ચુડા તથા રાણપુરમાં પાછળથી બીજી શાળાઓ કાઢી. એ બાદ કોઈને કોઇ મુંબાઇનું શિક્ષ

પામેલા યુવકના પ્રયાસથી કેળવણીનું કામ ક્રમે ક્રમે આગળ વધ્યું. ત્યાં પહેલવહેલા **રા. બા. પ્રાણલાલ મથુરાંદાસ** જુનાગઢ ગયા; એમની પછી **ભોગીલાલ પ્રાણવલ્લભદાસ** ગયા, અને ત્યારબાદ ઘણા વર્ષ પછી **રા. બા.** ગોપાળજી સુરભાઇએ કાઠીઆવાડના કેળવણીખાતાને ક્રમશઃ વધતું અને વિકાસ પામતું જાય એવે માર્ગે મૂકી આપ્યું.



# પ્રકરણ ૨ જું

## પદ્ય

ઓગણીસમા શતકના મધ્યકાળ સુધી તેમજ તે પછી પણ થોડા કાળ સુધી ગુજરાતી સાહિત્યનો કાવ્ય પ્રવાહ પ્રાચીન પ્રણાલીએ જ વહ્યા કરતો હતો. ધાર્મિક વિષયો અને પૌરાણિક આખ્યાનો જ એનાં મુખ્ય લક્ષણ હતાં. **શામળના** જેવી વર્ણનાત્મક કવિતાનું અનુકરણ કરનારા થોડાકજ નીકળ્યા હતા. કવિતાના ધાર્મિક અંશનેજ વળગી રહેવા છતાં દયારામે તદ્દન નવીન દિશાએ પોતાનું નાવ હંકાર્યું અને એની **રાધાકૃષ્ણના** શૃંગારની ગરબીઓ આપણને **નરસિંહ** મહેતા અને **મીરાં**બાઇના કાળનું સ્મરણ કરાવે છેઃ બાકી એ શિષ્ઠ પુરોગામી કવિઓ કરતાં પણ વિશેષ મધુર, પ્રાસાદિક અને સમજવામાં સરળ થઇ પડે એવી રીતે એ લખાયલી છે. દયારામ તો અનનુકરણીય હતા, પરંતુ **શામળ** અને **પ્રેમાનંદનું**, તેમાં પણ **શામળનું** અનુકરણ કરનારા ઘણા નીકળ્યા. **શામળનાં** શબ્દ ચાતુર્ય (શ્લેષ), કવિતામાં રચેલા પ્રશ્નોત્તરો, ઉખાણાં, છપ્પાઓ, સર્વનું અનુકરણ થયું અને **વર્ડઝવર્થ**, શૅલી અને ટેનીસનની શૈલીએ કવિતા લખાવા માંડી ત્યાં સુધી, આ અનુકરણો સાહિત્ય ક્ષેત્રનો ભોગવટો ભોગવતાં રહ્યાં.

**પ્રાચીન પ્રણાલીએ કવિતાનો પ્રવાહ**

અર્વાચીન ગુજરાતીના પ્રારંભ કાળના સાહિત્યના અગ્રસરો તો એજ—દલપતરામ (૧૮૨૦–૧૮૯૮) અને **નર્મદા**-શંકરઃ (૧૮૩૩–૧૮૮૬) બંનેની મહત્ત્વાકાંક્ષા પણ એકજ, સંસાર સુધારો. પરદેશ ગમન સામે વિરોધ, બાળ લગ્ન, કન્યા કેળવણી વિરૂદ્ધ દુરાગ્રહ, વિધવાવિવાહનો નિષેધ, એવા એવા સાંસારિક દુષ્ટ રિવ

**નર્મદ અને દલપતના ભિન્ન ભિન્ન માર્ગ**

નાબૂદ કરવાના ઝઘડામાંજ તે સમયનો સકળ શિક્ષિત વર્ગ, શું કવિ કે શું ગદ્ય લેખક, શું જાહેર ભાષણકર્ત્તા કે શું ખાનગી કાર્યકર્ત્તા, એ સર્વની કાર્યશક્તિ નિમગ્ન થઈ જતી. આ એકજ પ્રશ્નમાં સર્વ મશગૂલ હતા. પરંતુ આ વિષયને દલપતરામ અને **નર્મદાશંકર** ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોતા હોવાથી તેમની કાર્યપદ્ધતિમાં પણ ભેદ રહેતો. દલપતરામે અસલી રીતે કેળવણી લીધી હતી. એમણે ભૂજની પોશાળમાં વ્રજ અને સંસ્કૃત કાવ્યશાસ્ત્રાદિનો અભ્યાસ કર્યો હતો; જ્યારે **નર્મદાશંકરે** નવી પદ્ધતિ પર શિક્ષણ આપતી સરકારી શાળામાં કેળવણી લીધી હતી અને વળી ઈંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો. આથી સ્વાભાવિક રીતે **નર્મદાશંકર**, જે લોકો નવીન માર્ગે કાર્ય કરતા તેમનામાં ભળ્યા અને દલપતરામને જુના ચીલાનેજ વળગી રહેવાનુંજ ઠીક લાગ્યું. સુધારો કરવાનો માર્ગ દલપતરામને મને "ધીરે ધીરે" જવું એમ હતો. એમના શબ્દોમાં કહીએ તો તે નીચે પ્રમાણે હતોઃ—

સજ્જન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર,
લાખો કીડી પર લાડવો, આખો મેલીયે તો મરી જાય,
ભુકો કરી ભભરાવીએ, તો તે ખાસી રીતેથી ખાય,
સજ્જન૦

(વેન ચરિત્ર, દલપત કાવ્ય ભાગ ૨, પૃ. ૨૧૬)

જ્યારે **નર્મદાશંકરની** સલાહ તો એકાએક એકદમ હલ્લાં કરવાની હતીઃ "યા હોમ કરીને પડો, ફતેહ છે આગે". આ રીતે એ બન્ને એક બીજાના પ્રતિપક્ષી હતા, અને ઉભયની કલમ તેજસ્વી અને સચોટ હોવાથી તેમના પ્રશંસકોના પણ સામસામા પક્ષ બંધાઇ ગયા; એથી માંહોમાંહે અંટસ વધ્યો અને પરિણામે અંગત આક્ષેપો પણ થવા લાગ્યા.

દલપતરામ વઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ હતા અને આગળ જણાવ્યા પ્રમાણે તે સમયની એ સંસ્કારી ભાષા વ્રજ અને સંસ્કૃતનો તેમજ કાવ્ય, રસ અને અલંકારશાસ્ત્રનો અભ્યાસ એક વિદ્વાન જૈન સાધુ પાસે તેમણે ભુજની પોશાળમાં કર્યો હતો.

**દલપતરામે ગુ. વ. સોસાઇટીની કરેલી સેવા**

એઓ પ્રથમ તો **સાદરાના** પોલીટીકલ એજન્ટના હાથ નીચે દફતરદાર હતા, પણ એમનું વળણ નૈસર્ગિક જ કવિતા તરફ હોવાથી ઈ. સ. ૧૮૪૮ માં જ્યારે ફૉર્બસ સાહેબે પોતાના અભ્યાસમાં સહાય કરવા તથા ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિની યોજના માટે એમને બોલાવ્યા ત્યારે દરેક રીતે સાનુકૂળ ક્ષેત્ર એમને મળી આવ્યું. એ ક્ષેત્રમાં અંતઃકાળ સુધી ઘૂમી સરકાર, રજવાડા અને શેઠ શાહુકારો તરફથી એમણે ઇનામઅકરામ મેળવ્યાં, અને લોકોમાં ખ્યાતિ પ્રાપ્ત કરી. ફૉર્બસ સાહેબની બદલી ઈ. સ. ૧૮૫૦ માં **સુરત** થઈ. ત્યાં એક વર્ષ કાઢી એઓ પાછા થોડો સમય **અમદાવાદ** રહીને ઇ. સ. ૧૮૫૪ માં વિલાયત ગયા. એમની જગ્યાએ ગુ. વ. **સો.** ના મંત્રી તરીકે **સીવર્ડ** નિમાયા. તેમની પછી કરટીસ સાહેબ આવ્યા. ગુ. વ. **સો.** ની સ્થાપનાને સાત વર્ષ થઈ ગયાં હતાં; પરંતુ એની અભિવૃદ્ધિ જેવી જોઇએ તેવી થઈ નહતી. કરટીસ સાહેબનો મત એવો હતો કે દલપતરામને સરકારી નોકરી છોડાવી **સોસાઈટીના** આસિસ્ટંટ સેક્રેટરીનું પદ સ્વીકારવા સમજાવવા. તે માટે એમણે ફૉર્બસ સાહેબને સૂચના કરી. ફૉર્બસ સાહેબે એ

---

૧ સરકારે ઇ. સ. ૧૮૮૫ માં એમને સી. આઈ. ઈ. નો ઈલ્કાબ આપ્યો હતો. કેટલાંક દેશી રાજ્યો તથા શેઠ સાહુકારો તરફથી એમને બક્ષીસો મળી હતી તથા વર્ષાસનો બંધાયાં હતાં. એ રીતનાં વર્ષાસનોનો જુમલો રૂ. ૫૫૦)નો અને બક્ષીસોનો આંકડો રૂ. ૬૧૩૦) નો થવા જાય. એમના માટેના સ્મારક ફંડમાં રૂ. ૧૨૦૦૦) એકઠા થયા હતા અને અમદાવાદના હેમાભાઈ ઈન્સ્ટીટયુટમાં એમની છબી મૂકવામાં આવી છે.

મુજબ તેમને લખવાથી દલપતરામે તેમની ઇચ્છાને માન આપી સરકારી નોકરી છોડી ઇ. સ. ૧૮૫૫ માં **સોસાઇટી**ની સેવા સ્વીકારી. એમની વરણી દરેક રીતે યોગ્ય જ નીવડી. ફરટીસ સાહેબે આલેખેલી યોજના પ્રમાણે એઓ ગામે ગામ અને વ્યક્તિએ વ્યક્તિ પાસે ફર્યા અને પોતાની કવિતાવડે સર્વેને રીઝવી **સોસાઇટી**ને સ્થાયી મકાન અને કાયમી ભંડોળ મેળવી[1] આપ્યાં. ફરટીસ સાહેબ ઈ. સ. ૧૮૬૯ માં વિલાયત ગયા ત્યારે એમની જગ્યાએ **સ્કોટ** આવ્યા. એઓ જ્યારે ૧૮૭૨ માં સિંધ ગયા ત્યારે રા. બા. ગોપાળ હરિ દેશમુખ સેક્રેટરી થયા અને ૧૮૭૬–૭૭ માં એઓના નિવૃત્ત થયા પછી **રા. સા.** મહીપતરામે એમનું સ્થાન લીધું. દલપતરામે ૧૮૭૮ સુધી **સોસાઇટી**ની સેવા બજાવી અને બુદ્ધિપ્રકાશનું અધિપતિપણું પણ ત્યાં સુધી લાગલાગટ[2] ઘણી ફતેહમંદીથી કર્યું. ત્યાર પછી એમની આંખે ઝાંખું દેખાવા[3] લાગ્યું તેને લીધે, તેમજ શારીરિક ક્ષીણતાને લીધે, **સોસાઇટી**ની સેવા, જે એમણે કેટલોક આર્થિક ભોગ આપી સ્વીકારી હતી તે એમને છોડવી પડી. ઈ સ. ૧૮૭૮ માં **સોસાઇટી**એ એમને એઓ જીવે ત્યાં સુધી માસિક રૂ. ૨૦)નું અને એમની બે સ્ત્રીને દરેકને માસિક રૂ. ૪) નું પેન્શન બાંધી આપ્યું. આ રકમ સારી તો ન કહેવાય પણ

---

૧ ઈ. સ. ૧૮૫૫ માં અમદાવાદના નગરશેઠ પાસે, ઇ. સ. ૧૮૫૯ માં ભાવનગરના નામદાર મહારાજા વિજયસિંહજી પાસે, ૧૮૬૪ માં શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ પાસે, ૧૮૬૫ માં મુંબાઈના શેઠ પ્રેમચંદ રાયચંદ પાસે અને ૧૮૭૦ માં કચ્છના મહારાવ પાસેના એમના ફેરા ફળીભૂત થયા. ખંડેરાવ મહારાજ પાસે એઓ ૧૮૬૩ માં ગયા હતા પરંતુ તેઓ કાંઈ પણ સહાય આપે તે અગાઉ તો તેમનું અવસાન થયું.

૨. ઈ સ. ૧૮૫૭ ના બળવા સમયે જ્યારે બધાં વર્તમાનપત્રો અને માસિકો બંધ કરવામાં આવ્યાં હતાં તે સમયના અપવાદ સિવાય.

૩ આ પછી થોડે સમયે એઓ બિલકુલ અંધ થયા. કેટલાક આને લીધે એમને ગુજરાતના મિલ્ટનની ઉપમા આપે છે.

સોસાઇટીના નિયમોને લીધે તથા એના ભંડોળ તરફ દૃષ્ટિ નાંખતાં વખતે એથી વધુ રકમ ન અપાય એમ હશે. શારીરિક અશક્તિ છતાં એમની ચંચળ બુદ્ધિ નિવૃત્તિ સમયમાં પણ ઉદ્યમ કર્યા કરતી અને ઇ. સ. ૧૮૯૦ થી તે ઇ. સ. ૧૮૯૮ માં એમનો કાળ થયો ત્યાં સુધીમાં એક મોટો ગ્રંથ ભરાય એટલું બધું એમણે લખ્યું છે.

**સંસાર સુધારાની એમની અમુલ્ય સેવા**

લગભગ સાડી છસેં પાનાના બે મોટા ગ્રંથો એમની કવિતાથી ભરાયા છે. એ ઉપરાંત એમણે નાટકો લખ્યાં છે તે તો જુદાં. વળી પચ્ચીશ વર્ષ સુધી બુદ્ધિ પ્રકાશના અધિપતિ તરીકેનું એમનું ગદ્ય લખાણ પણ પુષ્કળ છે. એમના કવિતા રૂપે લખેલા ઇનામી નિબંધો પરથી જ એમની કલમ કેવા વિવિધ વિષયો પર ચાલી છે તે જણાઈ આવશે, અને વહેમ અને જુના કુરિવાજોનાં ઉન્મુલનથીજ ગુજરાતમાં ફરી જીવન આવશે એવી એમની દઢ માન્યતાની સાબિતી મળશે. અસલી વાતાવરણમાં ઉછરેલા, જુની ધાટીએ શિક્ષણ પામેલા અને ઇંગ્રેજીના જ્ઞાનરહિત હોવા છતાં, ફૉર્બસ અને કરટીસ જેવા ઇંગ્રેજોના સંસર્ગમાં આવવાથી અને નૈસર્ગિક વિવેક બુદ્ધિથી એમના સમયનું પ્રચલિત સંકુચિતપણું તથા વહેમો એમને સ્પર્શ કરી શક્યા નહતા એ એમને માટે ઘણું અભિમાન લેવા જેવું છે; અને એમના સમકાલીન **નર્મદાશંકરે** જેમ પોતાની ઉત્તરાવસ્થામાં પૂર્વાવસ્થાની માન્યતાઓનું ખંડન કર્યું તેમ ન કરતાં એઓ આખર સુધી પોતાના વિચારમાં અડગ રહ્યા હતા. જડ ઘાલી બેઠેલા કુચાલો નાબૂદ કરવામાં, નિંદ્ય રૂઢીઓ ઉખેડી નાખવામાં અને જનસમૂહની નીતિ સુધારવામાં એમણે ગુજરાતની ભગીરથ સેવા બજાવી છે.

**એમના ગ્રંથ**

એમના જણાવ્યા પ્રમાણે એમના ગ્રંથો નીચે મુજબ છે;–૧ ભૂત નિબંધ (૧૮૪૯) ૨ જ્ઞાતિ નિબંધ (૧૮૫૧) ૩ લક્ષ્મી નાટક (૧૮૫૧) ૪ કથન સપ્તશતી (૧૮૫૧) ૫ વિજયવિરહ (૧૮૫૨) ૬ પુનર્વિ-

વાહ પ્રબંધ (૧૮૫૩) ૭ સ્ત્રી સંભાષણ (૧૮૫૩) ૮ બાળલગ્ન નિબંધ (૧૮૫૪) ૯ ગુરૂ શિષ્ય ધર્મ (૧૮૫૭) ૧૦ શાહેર સુધારો (૧૮૫૮) ૧૧ વિજય ક્ષમા (૧૮૫૯) ૧૨–૧૩ કાવ્ય દોહન ભાગ ૧–૨ (૧૮૬૦–૬૩) ૧૪ શેર વિષે ગરબીઓ (૧૮૬૫) ૧૫ હુંસકાવ્ય શતક (૧૮૬૫) ૧૬ ગુજરાતના હિંદુઓની સ્થિતિ (૧૮૬૭) ૧૭ જશવંત રાજનીતિ ૧૮ સૌરાષ્ટ્ર સમૃદ્ધિવર્ધક (૧૮૬૮) ૧૯ વેન ચરિત્ર (૧૮૬૮) ૨૦ શ્રવણાખ્યાન (હિંદી) (૧૮૬૮) ૨૧ સંસારી ધર્મ વિષે (૧૮૬૯) ૨૨ મિથ્યાભિમાન નાટક (એમની ઉત્તમ કૃતિઓમાંની એક) (૧૮૭૦) ૨૩ દૈવજ્ઞ દર્પણ (૧૮૭૩) ૨૪ કાવ્ય સંક્ષેપ (૧૮૭૫) ૨૫ સગોત્ર વિવાહ નિર્ણય (૧૮૭૪). આ સિવાય એમણે ફારબસ વિલાસ અને ફારબસ વિરહ લખ્યાં છે. ઇ. સ. ૧૮૫૮ પછી જેમણે ગુજરાતી શાળાઓમાં અભ્યાસ કર્યો છે તેમના સર્વેના મગજમાં હોપવાંચનમાળા (૧૮૫૭–૫૮) માટે લખાયલી એમની કવિતાઓથી એમનું નામ સદાને માટે યાદગાર રહ્યું છે. દરેક કવિતાને અંતે મૂકેલા ક. દ. ડા. અક્ષરો તો દરેક વિદ્યાર્થીને પોતાના પાઠ્યપુસ્તક જેટલાજ પરિચિત થયલા એમણે કેટલીએક ગરબીઓ[1] અને લગ્નનાં ગીતો લખ્યાં છે. અભિનંદનાત્મક કવિતાઓ પણ એમણે ઘણી રચી છે.[2] ચીન, ઇંગ્લાંડ અને બીજા દેશોથી આવતા માલને લીધે આપણા હુન્નર ઉદ્યોગની થતી નાબૂદી વિષે "હુન્નરખાનની ચઢાઇ" નામે રૂપક કાવ્ય એમણે લખ્યું છે. તેમાં હુન્નરખાનના સહાયકો તરીકે યંત્રખાનને વજીરનું, માદરપાટને સેનાપતિનું અને હિંદમાં આવતી બીજી અનેક વસ્તુઓને લશ્કરનું રૂપ આપ્યું છે. આ પુસ્તક ૧૮૫૧ માં જ્યારે પ્રગટ થયું ત્યારે સહેજ ખળભળાટ થયો હતો.

---

૧ "કચ્છ ગરબાવળી" (૧૮૫૦) માટે કચ્છનાં રાણી તરફથી રૂ.૫૦૦) અને "માંગલીક ગીતાવળી" માટે વઢવાણના ઠાકોર સાહેબ તરફથી એમને રૂ. ૪૦૦) મળ્યા હતા.

૨ દલપત-કાવ્ય ભા. ૨ પ્ર. ૭

**એમની કવિતાનાં આગળ પડતાં લક્ષણ**

એમની કવિતામાં ત્રણ બાબત મુખ્ય સ્થાન લે છે. ૧ સાંસારિક અનિષ્ટ રિવાજોમાં ધીરે ધીરે પણ સ્થાયી સુધારા કરવા પ્રત્યે વળણ, ૨ સ્વતંત્રતા પ્રત્યે પ્રેમ અને જુલમનો ત્રાસ, ૩ સ્વદેશ વાત્સલ્ય. ઉપર જણાવેલા ગ્રંથોમાંથી કેટલાકનાં નામ પહેલું લક્ષણ દર્શાવે છે. બીજા લક્ષણનું દૃષ્ટાંત દલપત કાવ્ય ભાગ–૨ પૃષ્ટ ૧૮ (૧૮૫૫) નાં ઈંગ્રેજી રાજ્ય વિષે લખાયલા આખા પ્રકરણમાંથી મળી આવે છે. સરકારના દીવાની અને ફોજદારી અધિકારીઓ ગરીબ ગામડીઆઓ પાસે વેઠ કરાવીને કાંઈપણ બદલો આપ્યા સિવાય તેમની પાસેથી ગાડાં, સીધાં અને બીજી વસ્તુઓ કઢાવે તે "બેગાર" ના રિવાજના ઉપદ્રવ અને જુલમ ઉઘાડાં પાડવા એ આખું પ્રકરણ લખાયું છે. વેઠના ઉપદ્રવનું એ વર્ણન–ગદ્ય અને પદ્યમાં– ઘણું હૃદયદ્રાવક છે, અને ગામડાનાં ભંગી અથવા નિઃસહાય ગાડાવાળાના હલકા સીપાઇઓના હાથનો માર ખાતી વેળાના વિલાપ વાંચી સૌના અંતઃકરણને આઘાત પહોંચે છે. દલપતરામ કહે છે કે બ્રિટિશ સરકારના રાજ્યમાં આ સૌ મોટે ભાગે બંધ થઇ ગયું છે, પરંતુ તેને બદલે થોડાક જ સમજી શકે એવા કાયદા કાનૂન તથા ધારાધોરણોના પરિણામરૂપી અદાલતના મોંઘા ને લાંબે કાળે મળતા ઇન્સાફના રૂપમાં દાખલ થયલી બીજી પીડા માટે એઓ બળતરા કાઢે છે, અને તે સમયમાં તો વિરલ એવી રાજકીય દીર્ઘ દૃષ્ટિથી લખે છે કેઃ—

" આ શાણી સરકારનો, નિર્મળ છે શુભ ન્યાય,
" પણ બોલ્યા વિણ કોઇનાં બોર નહિ વેચાય,
" માગે તેને તો મળે અદલ રૂડો ઇન્સાફ,
" એ અંતરજામી નથી, કેમ કરે દરયાફ.

દલપત કાવ્ય ભા. ૨, પૃ–૧૮

દલપત કાવ્યના બીજા ભાગમા પૃ. ૨૨ થી ૭૧ માં "સ્વદેશ વાત્સલ્ય" પરના એમના લેખોમાંથી ત્રીજી બાબતનું દર્શન થાય છે.

એઓ લખે છે કેઃ—

" સ્વદેશનું સર્વ પ્રકાર સારૂં;
" તમે કરો તે ગણિને તમારૂં,
" જરૂર એમાં જન ધર્મ જાણો,
" અરે સ્વદેશી, અભિમાન આણો.

**કવિત્વની ઉણપ**

અર્વાચીન ધોરણે કવિતાની તુલના કરનારાઓ દલપતરામની કવિતાને ભાગ્યે ઉંચું સ્થાન આપશે. "માંકડ" "તમાકુ" " મોચીના પથરાને, " " કેફવિશે, " " હશીશ " આદિ કવિતાઓ તેમને મતે કાવ્યના અંશ રહિત માત્ર શબ્દોની પ્રાસાનુસાર રચનાજ ગણાય. " સૂર્યોદય " અને " સૂર્યાસ્ત " વર્ણવતું એમનું " ઋતુ વર્ણન " કદાચ એવી ઉતરતી પંકિતના કાવ્યમાં સ્થાન લે કે જેમાંનું પદ્ય ગદ્ય જેવું વંચાય, ઋતુઓ બદલાવાથી થતાં પરિવર્તનોની માત્ર યાદી અને એ પરિવર્તનોથી જડ અને ચૈતન્ય સૃષ્ટિપર થતી સર્વને પરિચિત અસરોનું વર્ણન, કાવ્યના વિવેચકોને તો માત્ર " કાવ્ય "ની જાણે " હાંસી " કરી છે એવું જ લાગે. પ્રાચીન કવિઓને ચીલે ચાલી વાચકનું લક્ષ ખેંચાય એવી કાંઇ પણ નવીનતા યા સર્ગશકિત વિનાના આ અનુકરણમાં કોઇ કોઇ સ્થળે કાવ્યના અંશ–અલ્પ અંશ–ડોકીઆં કરે છે ખરા એમ વખતે આ વિવેચકો કોઇ કોઇ કૃતિ માટે કહે. એમનું પ્રભાત વર્ણનઃ—

" પ્રાચી દિશામાં નભ રક્ત દિશે,
" એ ઠામ શોભા ઉપજે અતીશે.
" જાણે પ્રતાપી પરણે ભૂપાળ,
" આનંદનો આજ ઉડે ગુલાલ.

તથા સૂર્યાસ્ત વર્ણનઃ—

" ગાયો ચરી ગામ ભણી વળે છે,
" જુદી પડેલી સમુહે મળે છે,

" ઘણી નદીઓ મળી એક રાહ,
" જાણે થયો જાન્હવિનો પ્રવાહ.

આ સંધ્યા સમયના વર્ણનમાં ઈંગ્રેજ કવિ ગ્રેની નિવાપાંજલી[૧]માંનાં વર્ણનમાં દશ્યમાન થતો શાંતિ અને નિવૃત્તિનો ભાવ ક્યાં અને આ ક્યાં ?

દલપત કાવ્યમાંથી નીચેની કવિતા દષ્ટાંત તરીકે લીધી છે:

૧ " ઘંટા તણા ચાર ટકોર વાગ્યા,
" ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા.
૨ " સિંધુ કરે છે બહુ ઘુઘવાટ,
" તરંગ આવી અથડાય ઘાટ.
૩ " સ્ત્રીઓ દિવાની દિવટયો કરે છે,
" હાથેલિયો બે વચમાં ધરે છે.
૪ " ઉત્પત્તિ આજ અતિ માકણની જણાય,
" જેનાથી કૈંક જન તો અતિશે મુંઝાય.

ઉપલા દરેક દષ્ટાંતમાં પહેલાં બે ચરણ આપ્યાં છે, તે પછીનાં ચરણમાં આ પ્રથમ ચરણમાં વર્ણવેલા બનાવને મળતી બીજી ઉપમાઓ આપી છે.

**ફારબસ વિલાસ અને ફારબસ વિરહ.**

કવિયોની સભામાં તેઓ કેવી રીતે કવિતાને છેડે છે, અને તેમ કરીને સભા ભરનાર રાજા અથવા આશ્રયદાતાને કેવી રીતે રંજન કરે છે, તે બતાવવા પોતે "ફારબસ વિલાસ" લખ્યો છે એમ દલપતરામ કહે છે. ઇ. સ. ૧૮૫૨ માં ઈડર મુકામે આવો મેળો ફારબસ સાહેબની સૂચનાથી ભરવામાં આવ્યો હતો તે ધ્યાનમાં રાખીને

૧ The curfew tolls the knell of parting day,
The lowing herd winds slowly o'er the lea.

આ કાવ્ય એમણે રચ્યું છે. તે કવિયોએ બનાવેલી કવિતા વ્રજ અને ચારણી ભાષામાં હતી, પણ દલપતરામ તેમની કવિતા ગુજરાતી ભાષામાં વર્ણવે છે.

ફૉર્બ્સ સાહેબ આ વિષયમાં જે રસ લેતા તે અમર રાખવાને દલપતરામે ઇ. સ. ૧૮૬૭ માં આ કવિયોના મેળા વિષે લખવા વિચાર કર્યો ત્યારે ત્યાં જે જે બન્યું હતું તે સર્વ એમના સ્મરણમાંથી જતું રહ્યું હતું; તેથી કવિએ પોતાના મનમાં એ સર્વ બનાવોનું સ્વરૂપ કલ્પીને લગભગ ચાળીશ પાનાંનો ગ્રંથ લખી કાઢ્યો. એઓ આ ગ્રંથને કાંઇક સત્ય અને કાંઇક કલ્પનામિશ્રિત કહે છે. એમાંની ઘણીખરી કવિતા પર દલપતરામની કૃતિની છાપ દેખાઈ આવે છે. કલ્પના એવી કરી છે કે ફૉર્બ્સ સાહેબ એ મેળાના પ્રમુખ છે ને એઓ દરેક કવિને બોલાવીને તેને પોતે સૂચવેલા કોઇને કોઈ વિષયપર કવિતા રચવાનું કહે છે. કવિ એ પ્રમાણે કવિતા બનાવે છે એટલે સભામાં બેઠેલા બીજા કોઇ કવિને એ રચનામાં ખામી શોધવાનું મન થઈ આવે છે તેથી તે વળી પોતાની રચેલી કવિતા ગાઇ સંભળાવે છે. આમ મેળાનું કામ સુંદર રીતે ચાલ્યું જાય છે. આવી રીતે આજ્ઞાથી રચેલી કવિતામાં સહજ ઉદ્‌ભવતા કાવ્યના અંશ ન જડે એ સ્વાભાવિક જ છે. આ રેતીના રણની નિર્વૃક્ષતા કોઈ કોઇ સ્થાને મળી આવતા સુંદર કલ્પના અથવા ઉપમારૂપી લીલોતરીવાળા સ્થાનથી ઓછી થાય છે ખરી, છતાં એકંદરે આ આખું પ્રકરણ માલ વગરનું લાગે છે; અગર જો કે છોકરાઓ અને સામાન્ય યા અર્ધ કેળવાયલા વર્ગને હજી પણ કદાચ એ ગ્રંથ આનંદ આપે ખરો. ફૉર્બ્સ સાહેબના અવસાન (૧૮૬૫) પર લખેલો "ફારબસ વિરહ" મુકાબલે વધારે સારી કૃતિ છે. ફૉર્બ્સ સાહેબના અવસાનથી દલપતરામે એક સાચો મિત્ર, સલાહકાર અને રાહબર ગુમાવ્યો, તેથી એમના મનને ઘણું લાગી આવ્યું. દ્રવતા હૃદયે એમણે આ કાવ્ય લખ્યું છે. એમને ગયલી ખોટ પુરાવી અશક્ય હતી તેથી ફૉર્બ્સ સાહેબે એમના પ્રત્યે કરેલા અનુગ્રહ તથા દાખવેલી

મિત્રતાની ઝાંખી કરાવતી, અને જો કે એમની રીત પ્રમાણે આમાં પણ એઓ પ્રાસાદિક ઝડઝમકથી દૂર રહી શક્યા નથી તોપણ, વાચકનું અંતઃકરણ દ્રવે એવા ભાવવાળી અને મિત્ર વિરહની વેદના વહન કરતી કવિતા એઓ લખી શક્યા છે.

**વિજય વિનોદ**

" વિજય વિનોદ " પણ " ફારબસ વિલાસ " જેવા જ પ્રસંગો વર્ણવતો ગ્રંથ હોવાથી એમાં પણ એવા જ દોષો નજરે પડે છે. ભાવનગરના મર્હૂમ ઠાકોર સાહેબ વિજયસિંહજીના નામથી કલ્પેલો આ પણ એક કવિયોનો મેળો છે. એમના કાવ્યવિશારદ મહેમાનો અંતર્બાહેર્લાપિકા, પ્રશ્નોત્તરો આદિ વિવિધ પ્રકારની યમક, અલંકારવાળી કવિતા બનાવવા પરિશ્રમ લે છે. એને કવિ 'કાવ્યતરંગ અનેકાર્થ કાવ્ય'નું નામ આપે છે. નીચેનાં બે દૃષ્ટાંત એમાંથી લીધાં છેઃ—

" જાજમ પુરિ છે જો અહીં, જો અહીં આજમરાય,
" આજમના દૂતો વળી, ચિત્ર વિચિત્ર જણાય.

કવિતા જુદી જુદી લઢણે વાંચતાં આ વર્ણન આજમ નામના રાજા અને યમરાજને બંનેને લાગુ પાડી શકાય છે.

નીચેનાં દૃષ્ટાંતમાં એક કવિતામાં આઠ પ્રશ્નો પૂછ્યા છે તેના ઉત્તર આ ત્રણ જ શબ્દોમાં જુદી જુદી રીતે વાંચતાં આવી જાય છેઃ—




દલપત કાવ્ય, ભાગ ૨, પૃ. ૧૭૩.

**વેન ચરિત્ર**

દલપતરામનું વેનચરિત્ર કદાચિત્ દરેક દષ્ટિએ એમની ઉત્તમ કૃતિ કહી શકાય. હિંદુ સમાજમાં વિધુર ગમે તેટલો વૃદ્ધ હોય તોપણ તેને ફરી લગ્ન કરવાનો બાધ નહીં; પણ વિધવા ગમે તેટલી નાની વયની હોય, નિરાધાર હોય તોપણ તેને ફરી લગ્નનો અધિકાર નહીં, આ રિવાજથી થતા અન્યાય માટે જેનાં અંતઃકરણમાં તીવ્ર લાગણી ઉદ્‌ભવતી તેવી લાગણીવાળા હૃદયની કલમને તથા જે જાતના સુધારાને ટેકો આપવા જે રૂપમાં આ ચરિત્ર લખાયું છે તે સર્વ દલપતરામની કલમને ઝેબ આપે છે.

વેન નામે યુવાન રાજા આ ચરિત્રનો નાયક છે, કવિ ગીરધર અથવા પ્રેમાનંદના આખ્યાનની ઢબે વેનચરિત્ર એમણે વર્ણવ્યું છે એટલું જ નહીં પણ એ લખ્યું છે પણ દેશીઓમાં જ. પોતાને મોસાળથી માતા સુનીથા સાથે પાછાં વળતાં, એકાંત નદી તીરે ચિતા ખડકી બળી મરવા તૈયાર થયલી કમળા નામની યુવતીનો વેન રાજાને મેળાપ થાય છે. તું કોણ છે, શા માટે બળી મરે છે ઇત્યાદિ તપાસ કરતાં બાઇ પોતાનું દુઃખદ વૃત્તાંત એને કહે છે. એ નાની વયમાં વિધવા થઇ, થોડા સમય બાદ એના માતપિતાનું મૃત્યુ થયું. સમજણી ઉમર થતાં યુવાવસ્થાએ પોતાનો ભાવ ભજવવા માંડયો. સમાજ તરફથી એના વિધવાપણા માટે મળતો તિરસ્કાર, ભાઇને ત્યાંનું કંગાળ જીવન, ગદ્ધાવૈતરું કરવા છતાં ભાભી તરફનાં મેણાં ટોણાં: આ કથની હૃદય પીગળાવે એવી હતી. જો આપઘાત કરવાનું બાઇ છોડી દે તો એનાં સર્વ દુઃખોનો અંત આઠ માસમાં લાવવાનું વેન રાજા એને વચન આપે છે. સુનીથાએ પોતાના પુત્રના વચનને ટેકો આપ્યો એ વાત એને માટે ઘણી જ શ્લાઘ્ય ગણાય. બંને જણ કમળાને ચિતા પર બળી મરતી અટકાવવામાં સફળ થયાં. વેન રાજા જ્યારે પોતાની રાજધાનીમાં આવી પહોંચ્યો ત્યારે એનો એ ઉદ્દેશ પાર પાડવામાં એની બ્રાહ્મણ પ્રજા તરફથી સખત વિરોધ થયો. કલિયુગમાં પુનર્લગ્ન થઈ શકે એવું પરાશરે સ્વમ

દ્વારા વેનને સૂચવ્યું હતું પણ બ્રાહ્મણો તો પ્રાચીન રૂઢિના જ પૂજક હતા. કમળાએ પોતાની જ્ઞાતિના યુવક સાથે જ પુનર્લગ્ન માટે સંમતિ આપી હતી. જ્ઞાતિ બહાર રહીને કમળાને પોતાની પત્ની તરીકે સ્વીકારે એવો સાહસિક યુવક આઠ મહિના પૂર્ણ થવાના થોડા સમય પહેલાં જ મહા મુશ્કેલીએ મળ્યો. દરમ્યાનમાં વ્યભિચારથી ઉત્પન્ન થયલું, નવું જન્મેલું પણ ગુંગળાવીને મારી નાંખેલું એક બાળક એને મળ્યું. તપાસ કરતાં એક યુવાન વિધવા ગુન્હેગાર માલમ પડી. આ દુષ્ટ રિવાજ વિરૂદ્ધની એ બાઈની હૃદય-દ્રાવક પ્રાર્થના પરથી એણે તે બાઈનો અપરાધ ક્ષમા કર્યો; પરંતુ આ રિવાજ નાબૂદ કરવા એણે વધારે કમર કસી. કમળા ને નવરંગીનાં લગ્ન થયાં અને વેન રાજાએ એવો ધારો કર્યો કે જે વિધવાને પુનર્લગ્ન કરવું હોય તેને તેમ કરતાં બળજોરીથી અટકાવી શકાય નહીં.

એમાં કવિએ કેટલાક ગૌણ પ્રસંગો વર્ણવ્યા છે, જેને વાર્તાના મુખ્ય વિષય સાથે કાંઈ સંબંધ નથી. એવો એક પ્રસંગ, લગ્ન કરવા અતિ આતુર પરંતુ કન્યાની અછતને લીધે કુંવારા રહેલા વાંઢાના જીવન વૃત્તાંતનો છે. એ કરૂણ ને હાસ્યજનક બન્ને છે.

" જન્મકુંડળી લઇ જોશીને [1]પ્રશ્ન પૂછવા જાઉં,
" જોશી જૂઠી અવધો કહે પણ, હું મનમાં હરખાઉં.
" મશ્કેરીમાં પણ જો કોઈ મારી, કરે વિવાની વાત,
" હું તો સાચેસાચી માનું, થાઉં રૂદે રળિઆત.
" અરે પ્રભુ ! તેં અગણિત નારી, અવની પર ઉપજાવી.
" પણ મુજ અરથે એકજ ઘડતાં, આળસ તુજને આવી.

× × × ×

---

૧ દલપતરામ પોતાના "દૈવજ્ઞ દર્પણ" માં જોશીઓની હાંસી કરે છે, અને એમની ચાલબાજીને ઉઘાડી પાડે છે.

સાઠીનું સાહિત્ય, પૃ. ૨૩૪

" પનઘટ ઉપર પ્રભાતમાં જઈ, બગની પેરે બેસું,
' વિધવિધના વિચાર કરૂં પણ, એથી અર્થ સરે શું ?
" રસ્તે જાતી રામાઓનાં, ટોળે ટોળાં દેખું,
" નિરખીને નિસાસા નાંખું, અભાગ્ય મારૂં લેખું.
" પછી ઘેર જઇ પોતાને હાથે, નીર ઉકાળી નાહાવું,
" બળ્યા જળ્યા ભાખરા બનાવી, ખાંત વિનાનું ખાવું.
" સ્મશાન સરખું ઘર ભાસે, ને ચિતા સળગતી સન્ધ્યા,
" અધિક અંતરની વાત ઉચ્ચરતાં, લાગે છે મને લજ્યા.
" વાસણની ઉતરેવડને, એક રાતું વસ્ત્ર ઓરાઢું,
" ઉભા છો વહુ ! એમ કહી, મારા મનને હું રમાડું,
" એની જોડે ઉભો રહીને, એમ વિચારૂં આપ,
" આ જેવડી કન્યા આવે તો, વળતી શા સંતાપ ?
" એક દોરડું લઇ તેની વરમાળા બેશ બનાવી,
" મારા ને ઉતરેવડના મેં કંઠ વિષે પહેરાવી.
" કહ્યું ચાલો વહુ ચોરીમાં, તમને આપીશ સુખ માંગ્યું,
" ખેંચાયાથી ખશી પડી, વાંસામાં મુજને વાગ્યું.
" હસતાં મારે લાતો જો ભાઈ ! હોય પ્રિયાની પ્રીત્યો,
" મેં મારે મન એમ ગણ્યું, મને આજ ઓરિયો વીત્યો."

જ્યારે અંતઃકરણને ઘણું લાગી આવતું ત્યારે સહૃદય મનોવૃત્તિ દલપતરામની કલમ પાસે કેવું કામ કરાવતી તેનાં દૃષ્ટાંત આવા પ્રસંગોના વર્ણનપરથી આપણને મળે છે. જે રૂઢીથી પોતાને જીંદગીભર વિધવાવસ્થામાં રહેવું પડે છે તે રૂઢીને માથે સર્વ દોષ ઢોળી પાડતાં એક બાળહત્યા કરનાર યુવાન માતા કરૂણાર્દ્ર ચિત્તે કહે છે કેઃ—

" હત્યાની કરનારી હું નથી, વડો નહિ મુજ વાંક,
" વગર ગુને મારી જાઉં છું, હું તો અબલા છું રાંક."

નાનાં છોકરાં તથા સ્ત્રીઓ પણ સમજી શકે એવી સરળ શૈલી લખવાની દલપતરામ ખાસ કાળજી રાખતા. વૃજ અને સંસ્કૃતના અભ્યાસી છતાં, તેમજ એમની ભાષામાં કોઇ કોઇ વખત સંસ્કૃત

**એમની સરળ શૈલી**

શબ્દો આવી જાય છે છતાં, પણ એમની ભાષાની સરળતા તો કાયમજ રહે છે.[૧] એમની લોકપ્રિયતાની આ કૂંચી છે અને એમની કેટલીક કવિતા, મુખ્યત્વે કરીને ગરબીઓ, તો લોક સાહિત્યમાંનો એક પ્રચલિત અંશ થઇ ગઈ છે. શૈલી અને ભાષાની સરળતાને લીધે લોકપ્રિય થએલી કવિતાઓમાંથી થોડાં દૃષ્ટાંત નીચે આપ્યાં છેઃ—

૧ નિશાળે જવા વિષેઃ—

" આવજો આવજો આવજો રે, આજ વહેલાં નિશાળે આવજો,
" બેહેની મને બોલાવજો રે, આજ વહેલાં નિશાળે આવજો.

૨ સુંદરબાઈને શિખામણઃ—

" સુંદરબાઈ ચાલ્યાં સાસરીએ,
માબાપ શિખામણ આપે બ્હેન,
લાજ વધારજો લાખેણી. "

૩ રામ તથા લક્ષ્મણ વનમાં જતાં સીતાને રામે કહેલુંઃ—

" રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં,
" સતી સીતાને લક્ષ્મણ સાથ,

---

૧ ગુજરાતી સ્ત્રીઓ માંહોમાંહે વાતચીત કેવી રીતે કરે છે, તે ફૉર્બસ સાહેબને દર્શાવવા લખાયલું, " સ્ત્રી સંભાષણ " સરળતાનો નમુનો છે, સ્ત્રીઓ માંહોમાંહે વાતચીત કરતાં જે ભાષા વાપરે છે તે ભાષા એમાં આબેહૂબ દર્શાવી છે. એમને માટે એવું કહેવાય છે કે એઓ પોતે નવી બનાવેલી કવિતા સ્ત્રીઓને સમજાય તેવી છે કે નહિ, તે તપાસવાને શેરીમાંની સ્ત્રીઓને વાંચી સંભળાવતા અને તેમને ન સમજાય એવું જણાવું ત્યાં ત્યાં યોગ્ય ફેરફાર કરતા.

" કહે રઘુનાથ પધારો પીયર ભણી. "
૪ " પૂરી એક અંધેરી ને ગંડુ રાજા,
" ટકે શેર ભાજી ટકે શેર ખાજાં.
" બધી ચીજ વેચાય જ્યાં ભાવ એકે,
" કદિ સારી ખુરી ન વેચે વિવેકે. "

જૂના જમાનાના દેશી રાજ્યમાં ન્યાય શી રીતે અપાય છે ને ગુન્હો કરે છે કોણ ને ફાંસી જાય છે કોણ તેનું રમુજી વર્ણન આ કવિતામાં આપ્યું છે.

૫ ન્યાતીલાઓમાં વાહવાહ કહેવડાવવા એક ફૂલણજીને પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરીને વરો કરી વાહવાહ કહેવડાવવા એના મિત્રો સમજાવે છે તેનું હાસ્યજનક વર્ણન ફૂલણજીની ગરબીમાં છે.

" ફૂલણજી તમે ફૂલાવ્યા કેમ ફૂલ્યા રે, ફૂલણજી,
" આં ઉપજખરચનો અડસટ્ટો કેમ ભૂલ્યા ?
મારા ફૂલણજી. "

**એમની કવિતાની તૂલના**

દલતપરામની કવિતાની આ ટૂંક સમાલોચના પૂરી કરતાં એમના વિષે ગુજરાતના શ્રેષ્ટ વિવેચક **નવલરામના** એમના વિષેના અભિપ્રાયની ઉપેક્ષા થાય એમ નથી. એઓ લખે છે:—" દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈની ભરી અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત્ વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામાં રસના સંભવ વા અસંભવની મર્યાદા છે. કોઇ પણ રસની મસ્તી એ આ કવિને મન ગાંડાઇ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપત શૈલીને સૌથી વધારે રૂચિકર છે. એ શૈલી દર્દ મુક્ત હોવાને લીધે એ ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાં જ મોટું સુખ માણે

છે. ઠાઉકું હાસ્ય, મર્માળા કટાક્ષ, વાણીની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનું ચાતુર્ય એ વડે દલપત શૈલીનાં શાંત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. ટૂંકમાં એઓ શાંત, સરળ અને એકમાર્ગી કવિ હતા અને મનસા કે કર્મણાથી પણ કોઈના જીવને કલેશ કરાવતા નહિ, ઉલટા લોકોને હસાવી રમાડીને, પોતાની મતલબ સાધવા મથતા અને એમ હસાવી રમાડી તેમને સત્ય માર્ગ બતાવતા." એમની કવિ તરીકે જગા સાચવે એવો એમનો યશસ્વી અનુયાયી કોઇ થયો નથી.[1]

**એમની શૈલીના અનુયાયીઓ**

જેમની કવિતામાં દલપત શૈલીનું અનુકરણ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે તેમાં બુલાખીરામ ચકુભાઇ, રણછોડ ગલુરામ અને નાનામિયાં નામે મુસલમાન મહેતાજી એ ત્રણ મુખ્ય છે. રણછોડ ગલુરામ એ સમયમાં કાંઇક ઠીક કવિતા લખતો હતો. એનું "કાવ્ય સુધા" (૧૮૬૩) એ માત્ર નીતિ વિષે છુટક કવિતા, કેટલીએક વાર્તાઓ અને આખ્યાનોનો સંગ્રહ છે. બુલાખીરામ દલપતરામનો પ્રીતિપાત્ર હતો અને એણે દલપતરામને "દલપત કાવ્ય" લખવામાં સહાય કરેલી. પ્રાસના યોગ્ય મેળ બેસાડવા સિવાય એનામાં કાંઈ બીજી વિશિષ્ટતા નહોતી. એના રચેલા "કાવ્ય કૌસ્તુભ"માં શબ્દચાતુર્ય વિના બીજું કાંઇ નથી. હરજીવન કુબેર, લીમડીના કવિ ભવાનીશંકર, કેશવરામ, દલપતરામ દુર્લભરામ, છોટાલાલ સેવકરામ, શિવલાલ ધનેશ્વર અને ગણપતરામ રાજારામ આ સર્વમાં દલપત શૈલીની

---

૧ ગુજરાતી ભાષામાં એમની કલમ વશવર્તિની કહેવાય છે. છતાં પણ એમની ભાષા વિવેચકની કસોટીએ તો અપૂર્ણ જ જણાઇ છે. ૧૯૧૩ ના "ગુજરાતી"ના દીવાળી અંકમાં આઠમે પૃષ્ટે એક લેખકે એમનાં ભાષા, પિંગળ અને અલંકારપરત્વે પણ અનેક દોષો બતાવ્યા છે. દૃષ્ટાંતોઃ– "યુદ્ધ મચાવવું" ને સ્થાને "યુદ્ધ મચાવવો", ચાપલ્યને સ્થાને "ચપલ્યતા" અને "અફસોસ' પરથી કરેલું ક્રિયાપદ "અફસોસવા".

છાયા સ્પષ્ટ દેખાઈ આવે છે. બુલાખીરામ પાદપૂર્તિમાં નિપુણ હતો. હરજીવનનું "ચાવડા ચરિત્ર" વીરરસ કાવ્ય તરીકે લખાયલું, એની બીજી આવૃત્તિ "ચાપોત્કટ ચરિત્ર" એવે સંસ્કૃત નામે પ્રસિદ્ધ થઇ છે. ભવાનીશંકરનું ઈ. સ. ૧૯૨૧ માં જ અવસાન થયું. એઓ "સ્ત્રીબોધ" આદિ પારસી માસિકોમાં લખતા અને ત્યાં એમના લેખને સત્કાર મળતો. એમણે ઘણા વર્ષ પર "દુનિયાના મોટા શોધ" નામે પુસ્તક લખ્યું હતું. કેશવરામે ધર્મ, નીતિ વિગેરે વિષયો પર કવિતા લખી તેના સંગ્રહને "કેશવ કૃતિ" નામ આપ્યું છે. દલપતરામ દુર્લભરામ સુરતના વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. એમનો કંઠ ઘણો મધુર હતો. ભરૂચ મ્યુનીસીપાલટીની પ્રાથમિક શાળાઓમાં વાંચનમાળામાં આવતી કવિતાઓના રાગ શિખવવાનું કામ એઓએ લાંબા સમય સૂધી કરેલું. એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. તેમાંના "દલપત કાવ્ય", "ગરબાવળી", "ભાષા ભૂષણ" (૧૮૭૮), ભાવનગરના મહારાજાના આશ્રયથી પ્રગટ થયલું "અલંકાર શાસ્ત્ર નિરૂપણ" (૧૮૯૦), જેમાં એમણે ચોસઠ કળા ને શાસ્ત્રો, જ્યોતિ: શાસ્ત્ર, શિલ્પ શાસ્ત્ર અને અશ્વારોહણ કળા પણ કવિતામાં ઉતાર્યાં છે, તે એમના કાવ્ય માટેના પ્રેમના પ્રમાણરૂપ હોવાથી નજરમાં લેવા યોગ્ય છે. છોટાલાલ સેવકરામ, એક અશિક્ષિત જ્ઞાતિના એટલે સોની હતા છતાં પણ કચ્છ રાજ્યમાં સારે ઓદ્ધે ચઢયા ને મહારાવના શિક્ષક થયા. એઓ વ્રજના સારા અભ્યાસી હતા અને તુલસી શતશઈ તથા વૃંદશતશઇ નામે બે પ્રસિદ્ધ ગ્રંથોનું એમણે ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે. એ ઉપરાંત પોતાની પુત્રીના અવસાનકાળે એમણે કાવ્યરૂપે શોકોદ્‌ગાર પણ કાઢયા છે. એમણે ગદ્ય પણ થોડુંક લખ્યું છે. શિવલાલ ધનેશ્વર કચ્છના મહારાવના ભાઈના શિક્ષક હતા. વિક્ટોરીઆ મહારાણીની જ્યુબીલી વખતે એઓ મહારાવ સાથે વિલાયત ગયા હતા, એમના "પ્રવાસ વર્ણન"ની ઇ. સ. ૧૯૧૬ માં બીજી આવૃતિ નીકળી છે. નર્મદને દલપતની

આજ વિષય પરની કવિતાઓનું અનુકરણ કરીને, વચ્ચે વચ્ચે પ્રબોધક અને નૈતિક ઉક્તિઓ મૂકીને, પૂના અને મહાબળેશ્વર જેવાં સ્થાનોમાં નજરે પડતાં સુંદર નૈસર્ગિક દશ્યોની એક યાદીરૂપે તેમાં વર્ણવાયાં છે. પણ એ કવિની ખ્યાતિ તો વૃજ ભાષાના તુલસીદાસના રામાયણના ભાષાંતરથી (૧૮૭૫) થઇ છે. એ ભાષાંતર પ્રાચીન શૈલીએ થયું છે પણ નવલરામ કહે છે, કે " આ કવિએ તુલસીકૃત રામાયણનું ભાષાંતર ગુજરાતીમાં કર્યું ત્યારથી કવિવર્ગમાં એ શાબાશીની સાથે ગણનીય થાય છે," અને "સાઠીનું સાહિત્ય"ના લેખક તો આ મહાન હિંદી કવિતાના ગ્રંથનું ભાષાંતર જે શૈલીએ થયું છે તે પર ફીદા થતાં જણાવે છે કે " તુલસી ભક્તરાજે આલેખેલાં રામ ચરિત્રનાં છૂટક ચિત્રોની શિવલાલે કરેલી નકલ વાંચવાથી એટલો કાળ આનંદમાં વ્યતિત થશે એ નિઃસંદેહ છે ". એમના બીજા ગ્રંથોમાં "મેઘદૂત", "વિવાહ વર્ણન", "કાવ્ય કલાપ." "ભારતનું પર્વ" (અપ્રસિદ્ધ) મુખ્ય છે. ગણપતરામ રાજારામ અમદાવાદના છે. કેળવણી ખાતામાં એમણે લાંબો સમય નોકરી કરેલી હોવાથી એઓ રા. બા. મોહનલાલ તથા રા. સા. મહીપતરામ જેવી સમર્થ વ્યક્તિઓના સંસર્ગમાં આવ્યા હતા. એમનું પાર્વતીકુંવર ( રા. સા.મહીપતરામના પત્નીનું ) આખ્યાન અને લીલાવતીની કથા આનંદજનક છે; પણ જુદા જુદા ભાગમાં બહાર પડેલા લઘુ ભારત (૧૯૦૩) ના પુસ્તકવડે એમની કૃતિઓ ભુલાઇ જતી અટકશે. પ્રેમાનંદનાં કાવ્યોની ધાટીએ એ ગ્રંથ લખાયો છે અને એની શૈલીનું સામર્થ્ય, ભાવદર્શનની સરળતા અને વિષયને અનુકૂળ થઈ પડે એવા છંદ વિગેરેની પસંદગીથી એ વાંચતાં એક વેળા તો પ્રેમાનંદ યાદ આવે છે. એમનો ભરૂચ જીલ્લાની કેળવણીનો ઇતિહાસ (૧૮૭૭) અને કચ્છ નિબંધ સંગ્રહ ( ૧૮૫૫ ) એ બે પુસ્તકો ગુજરાતી શાળાના એક સામાન્ય શિક્ષકની કૃતિ કરતાં ચઢીઆતાં નથી.

અનેક ગુજરાતીઓના હૃદયમાં નર્મદાશંકરના નામ માત્રથી જ હર્ષની સ્ફુરણા થઈ આવે છે એમ મનાય છે.

**નર્મદાશંકરઃ એમનો અભ્યાસ અને એમની ટેવો**

ગુજરાતી ગદ્ય તથા પદ્યના નવીન યુગના અગ્રણી તરીકે એમની ગણના થાય છે. કવિના જીવનચરિત્રોમાં શ્રેષ્ઠ ચરિત્ર એમના અંગત મિત્ર નવલરામ લક્ષ્મીરામ જેઓ પોતે પણ એક પ્રસિદ્ધ સાક્ષર હતા તેમણે લખ્યું છે. સુરતની એક બુદ્ધિશાળી કોમ નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં એમનો જન્મ થયો હતો અને એમના જન્મ સમયે એમના પિતાની નોકરી મુંબાઈમાં હોવાથી ઓગણીશમી સદીના મધ્ય કાળમાં મુંબાઈમાં પ્રવર્તતા નવીન વિચારોની છાયામાં આવનારાઓ-માંના કવિ પણ એક હતા. આથી દલપતરામ જેઓ ઈંગ્રેજી પણ નહોતા જાણતા તેમના કરતાં કવિ વધારે કેળવણી પામેલા અને બહુશ્રુત હતા. બે ત્રણ વર્ષ સૂધી બે ત્રણ કટકે (પહેલાં ૧૮૫૦ અને પછી ૧૮૫૪માં) [૧]નર્મદાશંકરે એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરેલો. એમના ઈંગ્રેજી અભ્યાસથી (જ્ઞાનથી) એમના આચાર્યો ઘણા ખુશ હતા અને કવિ મહત્ત્વાકાંક્ષાશીલ, અભ્યાસી પ્રકૃતિના યુવક હોવાથી એમણે તે સમયે શેક્સપીઅર, બાયરન, બેકન, કેટલાક ઈંગ્રેજી કવિનાં ચરિત્રો અને કાવ્ય વિવેચન વિગેરે ઘણું સાહિત્ય [૨]વાંચ્યું

---

૧ આજના જમાનાને આ ગાળાઓ પડવાનું કારણ જરા વિચિત્ર લાગશે ખરૂં નર્મદાશંકરનું લગ્ન નાની વયમાં થયું હતું અને એમની સ્ત્રીની વયને લીધે એમને ગૃહસ્થાશ્રમ વ્હેલો માંડવો પડેલો. આથી ૧૮૫૨ માં ગૃહસ્થાશ્રમી થવા એમને સુરત મોકલવામાં આવ્યા હતા અને એમની પત્નીના અવસાન પછી પાછા મુંબાઈ આવી એઓ ફરી કોલેજમાં દાખલ થયલા.

૨ એમણે ઈંગ્રેજીમાં કવિતા લખી છે. સાતમા એડવર્ડ જ્યારે યુવ-રાજ તરીકે હિંદ પધાર્યા હતા ત્યારે તેમના સ્વાગતમાં એમણે કવિતા લખી છે. જુઓ નર્મ કવિતા, પૃ. ૧૮૫.

હતું. સંસ્કૃત, મરાઠી, અને હિંદી-જે ભાષાનો અભ્યાસ એમણે પાછલા-કાળમાં ઘણો વધાર્યો હતો તે-ભાષાઓના ગ્રંથો ઉપરાંત એમણે આ ઈંગ્રેજી સાહિત્ય વાંચેલું. આટલી નાની વયે પણ (૧૮૫૫ ના સપ્ટેમ્બરમાં) એમનાં આદર્શ તો 'પ્રેમ' અને 'શૌર્ય'[૧] હતાં; બાકી જે માર્ગે એ ભાવ એમણે દર્શાવ્યા છે તે માર્ગ તો કોઈએક અપક્વ, અભિમાની યુવક લે તેવા જ છે. એમણે પોતાને હાથે સ્વચરિત્રની પુષ્કળ નોંધો કરી રાખી છે, કે જે એમના જીવનની જુદા જુદા સમયની દશાઓ અને ચિત્તવૃત્તિઓ દર્શાવે છે. યુવાવસ્થામાં એઓ વિલાસી લોથારીઓ જેવા વિલાસી હતા. બાયરનની પેઠે ખોટે માર્ગે ચઢી ગયા હતા. તે સમયે એમનો મત એવો હતો કે કાંઇપણ મર્યાદા રાખ્યા સિવાયનું જીવન ગાળવાથી કાવ્ય જ્યોતિને પોષણ મળે છે અને બધે માર્ગે-સારે કે માઠે-જીવનનું નિરીક્ષણ કરવાથી જ કવિની કૃતિની કિંમત વધે છે; પરંતુ જેમ એમનું વય પાકટ થતું ગયું, જેમ જેમ એમને જીવનના તડકાછાંયડા અનુભવવા પડયા તેમ તેમ એઓ ઠરેલ થતા ગયા. આમ છતાં સુરતના વતનીઓનાં સહજ લક્ષણ અને ટેવો તો એમને ઠેઠ સૂધી છોડી શક્યાં નહીં. આપત્કાળે પણ ઉદાર અને છૂટા હાથના, ખાવે પીવે અને પહેરવેઓઢવે શોખીન અને રહેલાણી અને સ્ત્રીસંગતિના પક્ષપાતી તો એઓ અંત સૂધી રહ્યા.[૨]

નર્મદાશંકરનું જીવન એટલે નિર્ધનતા સાથે લાંબા સમયનું યુદ્ધ.

**જીવન કલહ**

૧૮૫૫ ના સપ્ટેમ્બરમાં એમણે પોતાનું જીવન સરસ્વતીને અર્પણ કરવાનો સંકલ્પ કર્યો ત્યારથી નોકરીરૂપી બંધન એમને કષ્ટમય લાગવા માંડ્યું. મુંબાઇમાં તેમજ

---

૧ નર્મદાશંકર જો કે આ આદર્શને 'પ્રેમશૌર્ય'નું નામ આપે છે પરંતુ આ ભાવો અંતે તો દેશાભિમાનમાં જ પરિણમ્યા. [ગુજરાતી પ્રિ. પ્રેસ તરફથી પ્રગટ થયલી નર્મ કવિતા, પૃ. ૨૬ (૧૯૧૪).]

૨ માંસાહારને મદ્યપાનના બચાવ માટે જુઓ, નર્મ કવિતા, પૃ. ૩૦૧

સુરતમાં ખાનગી નોકરી કરી એઓ પોતાનો નિર્વાહ સાધારણ રીતે કરી શકત, પરંતુ નિર્વાહનું એ અનિશ્ચિત સાધન પણ એમણે હવે મૂકી દીધું. એઓ એક સ્થળે કહે છે, કે "મેં ઘેર આવી કલમના સામું જોઇ આંખમાં ઝળઝળીઆં સાથે એને અરજ કરી કે હવે તારે ખોળે છઉં". આ નિશ્ચય હિમતભરેલો હતો, પરંતુ શારદા અને લક્ષ્મી વચ્ચેનો હમેશનો કલહ બીજાઓની માફક એમને પણ દુઃખદ નીવડ્યો અને નર્મદાશંકરને ત્યાર પછી ડગલે ડગલે જણાવા માંડ્યું કે સરસ્વતીને સેવા અર્પણ કરવામાં એમણે દરિદ્રતાનો પક્ષપાત પણ સ્વીકારી લીધો હતો. પોતે લીધેલાં આ અવિચારી—ટૂંકી દૃષ્ટિવાળાં—પગલાંથી થતું નુકસાન જેમ બને તેમ ઓછું કરવા પછીથી એમણે વિવિધ માર્ગો લીધાઃ યુરોપીઅનોને શિક્ષણ આપવા માંડ્યું, ભજવાય તેવાં નાટકો લખવા માંડ્યાં, છેવટે હરદાસની માફક કથાઓ પણ કહેવા માંડી, પરંતુ ન તો આ કશાથી કે ન તો એમના પુસ્તકોની આવકથી એમના જીવનની જરૂરીઆતો પુરતું નાણું એમને મળી શક્યું. નાના નાના દેવાની રકમ વધતી વધતી સરવાળે મોટી થતી ગઈ અને જાણે તે પણ પુરતું નહોય તેમ એમણે તેમાં ઉમેરો કરવા સુરતમાં એક મોટું ઘર બાંધી તે લોકોને જાહેર ઉપયોગ માટે અર્પણ કર્યું ને તેનું નામ 'સરસ્વતિ મંદિર' પાડ્યું. તેના ઉપર તેમણે પોતાનું નામ અને પોતાનાં સાંકેતિક ચિહ્ન ગુલાબનું ફુલ અને કલમ તથા પોતાનો મુદ્રાલેખ "પ્રેમ શૌર્ય" ચિતરાવ્યાં. આ બધું કરતાં એમને લગભગ બારથી તેર હજાર રૂપીઆ થયા અને પોતાના જીવનના પાછલા કાળમાં મહા મુશ્કેલીએ કવિ એ ઋણમાંથી મુક્ત થયા. એમની નિર્ધનતાની તથા જે શાંતિથી એ નિર્ધનતા સામે એમણે બાથ ભીડી હતી તે સંબંધે વિવિધ કરૂણ કથનીઓ પ્રચલિત છે અને એમ કહેવાય છે કે મુંબાઇમાં એક સમયે એમની સ્થિતિ એવી તો બારીક થઇ ગઈ હતી

---

૧ ( ઈ. સ. ૧૮૭૦ ) નાટક લખનાર તરીકે કવિ સફળ થયા નહીં. નાટકોથી એમને બધા મળી આશરે તેરશેંક રૂપીઆ મળ્યા હતા.

કે કવિને ફક્ત દુધ પહુંઆ[1] ઉપર જ ચલાવવું પડેલું. આવા ઘોર વિષદ્ કાળમાં એમના પારસી સ્નેહીઓએ કરેલી સહાય ઘોર અંધ-કારમય વાદળામાં કદી કદી દેખાતી શ્વેત રેખાનું સ્થાન લે છે.[2] સુભાગ્યે-૧૮૬૪ માં એમના પિતાનું અવસાન થયું ત્યાં સૂધી તો નર્મદાશંકરની સ્થિતિ સાધારણ ઠીક હતી, એ વૃદ્ધ પુરૂષ ૧૮૬૩ માં મુંબાઈ છોડી સુરત ગયા ને ત્યાં બીજે વર્ષે અવસાન પામ્યા ત્યાં સુધી પોતાના પુત્રને મુંબાઇમાં “ એક મોટો ગણનીય પુરૂષ ” જોવાનો સંતોષ એમને મળ્યો હતો. કવિના પાછલા કાળમાં કેળવણી ખાતાએ શાળાઓનાં પુસ્તકાલયો માટે એમના ગ્રંથો ખરીદ કરીને એમને સહાય આપી હતી ને એમના અવસાન અગાઉ કાઠીઆવાડના પોલીટીકલ એજંટ મહૂંમ કર્નલ વૅાટસને એમને કાઠીઆવાડ ગેઝી--ટીઅરનું ગુજરાતી ભાષાંતર કરવાનું કામ સોંપી મહેનતાણા તરીકે સારી રકમ આપવા જણાવ્યું હતું. આ ઉપરાંત ફરી પાછી ખાનગી નોકરી કરવા એમના મિત્રોએ એમને સમજાવવાથી માસિક રૂ. ૧૦૦ [પાછળથી રૂ. ૨૦૦] ની–શાશ્વત દારિદ્રય અને ઋણમાંથી મુક્ત થવાનો કોઈ પણ બીજો માર્ગ એમને ન જડવાથી–મુંબાઈમાં શેઠ ગોકળદાસ તેજ-પાળના બાદશાહી સખાવત ખાતામાં મંત્રીની જગા એમણે સ્વીકારી હતી. પરંતુ ચોવીશ વર્ષ અગાઉ પોતે લીધેલી પ્રતિજ્ઞા તૂટવાથી એઓ ભગ્ન હૃદય થયા હતા ને આંખમાં આંસુ સાથે એમણે પોતાની નવી જગાનો ચાર્જ લીધો હતો. એમના મિત્રો એમની સમક્ષ આ વાત કાઢે તે પણ એમને અણગમતું થઈ પડતું અને સંકડામણમાં

---

૧ તે સમયે દૂધ પહુંઆનો ખર્ચ એક આના જેટલો આવતો. એમ કહેવાય છે કે કોઇ કોઈ વખત તો એમની આખી શીજ઼ ક માંત્ર એક પાવલી પરજ આવી રહેતી.

૨ એક વેળા કવિનું ખીસ્સું છેક ખાલી થઇ ગયું હતું ત્યારે અ ામાંના એકે ટપાલમાં એમને રૂ. ૫૦૦) ની નોટ મોકલી નનામી સહાય આપી હતી.

આવી જવાથી સંજોગોને અનિચ્છાએ આધિન થવાના આ પ્રસંગનો પણ એમણે સ્હાડા ત્રણ વર્ષમાં ( ૧૮૮૨ થી ૧૮૮૫ ના જુલાઇ સુધી ) પોતાની જગાનું રાજીનામું આપી અંત આણ્યો. મંત્રી સ્થાને રહ્યા તે સમયમાં પોતાનું કાર્ય ઝેબ આપે એવી રીતે બજાવી આ સખાવતી ખાતાંની જુદી જુદી શાખાઓને એમણે સુદૃઢ પાયાપર મૂકી.

**લોકાચાર વિરૂદ્ધવર્તન**

નર્મદાશંકરના જીવનનું વિશિષ્ટ લક્ષણ એમનું લોક સ્થાપિત રૂઢિ વિરૂદ્ધનું વર્તન હતું. યુવાવસ્થાના પ્રથમ આવેશમાં જેમ સાધારણ બેવકુફ માણસો ખોટે રસ્તે ચઢી જાય છે તેમ એ પણ ચઢી ગયા. એઓ પ્રમત્ત માર્ગે દોરાઇ જઇને નિરંકુશપણે શારીરિક વિલાસાદિમાં નિમગ્ન થયા હતા. એમના આ સમયના વખતોવખત બદલાતા વિવિધ મનોભાવોનું ચિત્ર આપણને એમની નોંધો ઉપરથી મળે છે. [1]આત્મ સંયમનો અભાવ, તેને લઇને થતી વિકારોત્પત્તિ, ત્યાર પછી નિરાશ્રયતા. પરંતુ, આ સર્વ સ્થિતિમાં પણ તરી આવતું એક સામાન્ય લક્ષણ હતું અને તે આત્મ દર્પ (સ્વાભિમાન : પોતે કાંઇક છે અને કાંઇક કરી બતાવવાની શકિત ધરાવે છે એવી એમની દૃઢ માન્યતા. સ્ત્રી જાતિ સાથેના એમના સંબંધ પરત્વે બહુ હીણી વાતો કહેવાય છે. એમણે પોતે પણ આ બાબત છૂપી રાખી નથી અને એ ગેરવર્ત્તણુંકનું બહાનું પોતે કેટલોક વખત વિધુર હતા તેને આરોપી સંતોષ પકડતા લાગે છે. એમની પ્રથમ પત્નીનું અવસાન ૧૮૫૩ ના અકટોબરમાં સુવાવડમાં થયું હતું, એમનું ફરી લગ્ન ૧૮૫૬ માં થયું ને ઈ. સ. ૧૮૬૦ માં એમની બીજી પત્ની, જે એમના મૃત્યુ સમયે હયાત હતી તેની, સાથે ગૃહસ્થાશ્રમ શરૂ કર્યો. પાંચ વર્ષ પછી એમણે સુરતની પોતાની ન્યાતની એક વિધવાને પોતાના ઘરમાં આશ્રય આપ્યો. એમનું આ કૃત્ય એમના

---

૧ "ગુજરાતી"ના નવેંબર ૧૯૧૫ ના દીવાળી અંકમાં આ નોંધો પ્રસિદ્ધ થઇ છે.

ન્યાતીલાઓને ગમ્યું નહિ એટલે તેઓએ એમને ન્યાત બહાર મૂક્યા. આ બહિષ્કાર તો એમણે ગમે તેમ કરી રદ કરાવ્યો; પણ પછી તુરતજ ફરી એક બીજી વિધવાને એમણે આશ્રય આપ્યો, ને એમ કહેવાય છે કે તેની સાથે ગુપ્ત રીતે લગ્ન પણ કર્યું હતું (૧૮૬૯). એમના આ ધૃષ્ટ પગલાંથી એમના ન્યાતીલાઓનો એમના પ્રત્યેનો સમભાવ હમેશને માટે દૂર થયો અને એમના અવસાન સુધી એમની જ્ઞાતિ સાથે એમનું સમાધાન ન જ થયું. આ વિધવાનો પુત્ર નર્મદાશંકરના અવસાન બાદ હયાત હતો. સ્ત્રીજાતિ પ્રત્યેના આ આગળ પડતા અનુરાગની છાયા એમની કવિતાના મોટા ભાગપર પડી છે, અને એમની કવિતામાં વારંવાર દેખા દેતા ગુપ્ત પ્રેમપ્રસંગો એમની કાવ્યકૃતિ પર કલંકરૂપ છે.

**એમનો અંત સમય**

કવિનો અંત કાળ બહુ જ દોહ્યલો ગયો. સંધિવા જેવા કોઈ એક દરદની પીડાને લીધે તેઓ લગભગ આઠ મહિના પથારીવશ રહ્યા; છતાં એમનાં દૃઢ મનોબળ અને ભાન ઠેઠનાં ઠેઠ સૂધી જેવાં ને તેવાં રહ્યાં. ઉત્તમ વૈદકીય સારવાર છતાં એમનું અવસાન ૧૮૮૬ ના ફેબ્રુઆરીની ૨૫ મી તારીખે થયું. અગર જો કે એમની કેટલીક સાંસારિક અને કૌટુંબિક ગેરવર્ત્તણુકને લીધે એમના ન્યાતીલાઓ એમની સાથે ગુસ્સે હતા તો પણ મુંબાઇમાં વસતા એમના જ્ઞાતિબંધુઓને ઇન્સાફ આપવા ખાતર કહેવું જોઇએ કે એમની અંત્યેષ્ટી ક્રિયા વખતે તેઓ મોટી સંખ્યામાં ભેગા થયા અને તે પાર ઉતારી.[1]

**કવિનો દેખાવ**

નર્મદાશંકરને જીવતા જાગતા જોનાર હજી ઘણા હયાત છે. પણ જેમને આ કવિને જીવતા જોવાનો પ્રસંગ ન મળ્યો હોય તેમને પણ એમની બે છબીઓ જે હવે તો ઘણી જાણીતી થઇ ગઇ છે તેના પરથી એમની આકૃતિનો ખ્યાલ સારી રીતે આવી શકશે. આમાંની એક

---

૧ ઉચ્ચ જ્ઞાતિના હિંદુને અગ્નિસંસ્કાર કરવા એની જ્ઞાતિ સિવાયના બીજાઓ લઈ જાય તે હીણપતભરેલું ગણાય છે. જો કે ન્યાતે એમનો બહિષ્કાર કર્યો હતો તોપણ એમના ન્યાતીલાઓએ અંતકાળે હાજર રહીનેજ નહિ પરંતુ એની વિધવા ડાહીગૌરીને ન્યાતમાં લેવાની ઈચ્છા પ્રદર્શિત કરીને પોતાનું મનનું મોટાપણું દર્શાવી આપ્યું હતું.

છબી નર્મગદ્યની પ્રથમ આવૃત્તિમાં (૧૮૬૫) એટલે એમની સત્તાવીશ વર્ષની વયે બહાર પડી હતી.[1] આ છબીમાં બેસવાની ધાટી–જમણા હાથની તર્જની જમણે લમણે અડકાડેલી, ચહેરાપર ઉંડા અને ગાઢ વિચારમાં પડી ગયલા હોય એવું દર્શન, આંખો જરા ઢળેલી પણ સીધી સામે જોતી–જાણે કે સામે પડેલા અનંત બ્રહ્માંડને ભેદી પાર જવા પ્રયત્ન કરતી હોય તેવી–કેટલાકને કૃત્રિમ–અસ્વાભાવિક લાગે તેવી હોવા છતાં પણ એ છબી તો એમની આબેહૂબ પ્રતિકૃતિ છે. ઉંચી એકવડી કાયા, જુની ઢબની ઘંટીના પડ જેવી ગોળ બ્રાહ્મણીઆ, સ્હેજ તીરછી પહેરેલી પાઘડીમાં જરા ઢંકાયલું મોઢું અને વિશાળ કપાળ, પોપટની ચાંચ જેવું નાક, મધ્યમ–નહિ જાડા–નહિ પાતળા–હોઠ, દઢતા બતાવતી હડપચી, લાંબા હાથ, જુની ઢબના કસ બાંધેલા અંગરખા વડે આચ્છાદિત થયલું શરીર, આ સૌ નીરખી એમનું અપૂર્વ વ્યક્તિત્વ કોઇપણ સહેલાઇથી પરખી શકે છે. એ જ નર્મગદ્યની ૧૯૧૪ ની આવૃત્તિમાં એમની બીજી છબી પ્રસિદ્ધ થઈ છે. તેમાં એઓ ઉભેલા છે. આગલી છબીમાં બેઠેલા ને આમાં ઉભેલા એ સિવાય આ બે છબીઓમાં કાંઇ ફરક નથી. પોષાક પહેરવામાં કવિ ડોળદાર અને અચ્છાં કપડાંના શોખીન હતા.[2]

**દૃઢ અને સાહસિક**

દૃઢ સંકલ્પ અને પોતાના સિદ્ધાંતોના સત્ય વિષે અડગતા એ એ કવિના ચરિત્રનાં વિશિષ્ટ લક્ષણ હતાં. પોતાના વખતોવખત બદલાતા મનોભાવ વિષે કવિએ લખેલી નોંધોના પ્રથમ દર્શને તો એમ જ લાગે કે કવિ અનિશ્ચિત અને અસ્થિર મનવાળા હોવા જોઈએ; જો કે

---

૧ આ જર્મનીથી મંગાવેલા ખરા લોખંડના પતરાપર કોતરેલો બ્લોક હતો. મશ્કરીમાં એમણે આ છબીને પોતાનું "ચાહુ" નામ આપ્યું છે.

૨ મારા મોટાભાઈ કહે છે કે સાઠના દશકામાં કવિ સુરતમાં અમારે ઘેર પાટલુન પહેરીને આવતા, તે સમયે એ પહેરવેશ અસાધારણ ગણાતો તેથી એવો પોષાક પહેરવામાં પણ કવિએ એક જાતની બેપરવાઈ–હિમ્મત બતાવી કહેવાય.

સાચી વાત તેમ નથી, તે છતાં પણ એમ માની લઇએ કે એ ખરૂં છે તોપણ એ વાત જીવનના ક્ષુદ્ર પ્રસંગો પરત્વે, જેવા કે વર્જિત પદાર્થનાં ખાનપાન, હિંદુ સિવાયની ઇતર જાતિ સાથે પંક્તિ વ્યવહાર કે ઘણા દિવસ સૂધી સંધ્યાદિક નિત્યકર્મ છોડી દઈ પછી પાછું તે શરૂ કરવું, એવી એવી બાબતમાં જ સાચી કહેવાય. પરંતુ આ આરંભ કાળમાં તો "સુધારા"ના નવા પંથના સિદ્ધાંતો કે જે તે સમયના શિક્ષિત વર્ગનાં મન હલમલાવી રહ્યા હતા, તે વિષે તો એમની શ્રદ્ધા કદી પણ ચલિત થઇ નહોતી. સ્ત્રી કેળવણી, વૈષ્ણવ પંથના આચારોમાં સુધારો, વિધવા વિવાહ અને આવા આવા તે સમયના ઘણા જોશથી ચર્ચાતા વિષયોના એઓ પ્રખર સમર્થક હતા અને તે સમયે અને કેટલેક દરજ્જે આજે પણ સમાજના આત્માને કોરી ખાતાં સઘળાં અનિષ્ટો ઉઘાડાં પાડવામાં એમની તેજસ્વી લેખણ હમેશાં તત્પર રહેતી. રાજદ્વારી બાબતોમાં પણ એઓ છૂટથી પોતાનો અભિપ્રાય દર્શાવતા, જો કે એ હીલચાલે આજે જેવું તીવ્ર અને વ્યાપક રૂપ લીધું છે તેવું તે સમયે લીધું ન હતું.

**વિચાર પરિવર્ત્તન**

૧૮૬૫–૬૬ માં **નર્મદાશંકર**ના વિચારોમાં જે સંપૂર્ણ પરિવર્ત્તન થયું તે બાબતનું સૂચન કર્યો સિવાય એમના જીવન યા ચારિત્રનું આલેખન પૂર્ણ કહેવાય નહિ. એ સમય સુધી તો ધાર્મિક અને સાંસારિક વિષયોમાં તે સમયે પ્રચલિત "નવા" વિચારોના એ મોટા પ્રશંસક હતા. એમને મતે તો વેદવેદાંતિક તત્ત્વજ્ઞાન, પુરાણો તેમજ પોતાના જાતિભાઈઓના પ્રાચીન અને સનાતન આચારો પ્રગતિ અને ઉત્કર્ષના પંથમાં ગળે બાંધેલા ઘંટીના પડ જેવા હોઈ તેમને આગળ વધવા દેતા ન હતા. જુનું એટલું નકામું અને ત્યાજ્ય, નવું એટલે કે પાશ્ચાત્ય તેટલું સારૂં અને જુનાનું સ્થાન લેવા યોગ્ય એવા વિચારો તે સમયે પ્રચલિત હતા. ધર્મ બાબતમાં સંકુચિત દૃષ્ટિવાળા-

ઓનો, જુના વિચારવાળાઓનો સાથ એમણે છોડયો હતો અને ૧૮૬૦-૬૧ સુધી તો એમનું વલણ બ્રાહ્મસમાજ તરફ હતું. ત્યાર પછી આવ્યો એમના વિચાર અને ચિંતનનો મંથન કાળ; તેને પરિણામે એઓ સામા પક્ષમાં ભળી ગયા. પ્રવૃત્તિ માર્ગમાંથી નિવૃત્તિ માર્ગે જવારૂપ આ પરિવર્ત્તનને કેટલાક નિરીક્ષકો એમના ચારિત્રમાં દૂષણરૂપ ગણે છે. આ પરિવર્ત્તનનું કારણ રાજ્યરંગ (વિશ્વનો ઇતિહાસ) ગુજરાતીમાં લખવા માટે એમને ઇતિહાસનાં જે વિશાળ અવલોકન અને ઉંડો અભ્યાસ કરવાં પડેલાં તે છે. એ વિચારને પરિણામે એમને એવું જણાયું કે કોઈ પણ દેશના વિચારો અને દશા, લાંબા સમય સુધીના વિષયગ્રહણકાળ અને ઉદ્યમ પછી જ પરિવર્ત્તન પામી શકે અને એક જ વ્યક્તિના પ્રયત્નથી યા કાર્યને પરિણામે એ પરિવર્ત્તન તે દેશ પર ઠોકી બેસાડાય નહિ. એમને એમ લાગ્યું કે સુધારકો ખંડનનીતિની જે વકાલત કરતા હતા તે ભૂલભરેલી હતી. જો પોતે આ બદલાયલા વિચારો પ્રસિદ્ધિમાં મૂકશે, તો પોતે પૂર્વાપર દોષના ભાગી થશે અને જુના સાથીઓ તરફથી પોતાને તોડી પાડવાનો બૂમાટો જરૂર ઉઠશે, એવું પોતે જાણતા હતા છતાં પણ એ વિચાર પ્રદર્શિત કરતાં કવિ અટકયા નહિ; અને એ બૂમાટો ઉઠ્યો પણ ખરો. પરંતુ તેથી એઓ ગભરાયા નહિ અને એમના પાછલા કાળના વિચારો "ધર્મ વિચાર" નામે ગ્રંથ જે ઇ. સ. ૧૮૮૫ માં પ્રગટ થયો તેમાં પરિપકવ નિબંધો રૂપે સમાવવામાં આવ્યા છે.

**સમાધાન**

કવિના જીવનચરિત્રમાં **નવલરામ** આ પરિવર્ત્તનનું સમર્થ રીતે સમાધાન કરતાં વિનંતિ કરે છે કે ગુજરાતીઓએ સામાન્ય રીતે છે તેથી વધારે "મતાંતર ક્ષમા" રાખવી જોઈએ. તે ગમે તેમ હોય તો પણ સુધારા પક્ષ સાથેની આ તૂટથી એમની બીજી રીતે "સુધારા" પરત્વે જવલંત થએલી કારકિર્દી કાંઇક ઝાંખી પડે છે.

**વિષય ગ્રહણ કાળ**

**નર્મદાશંકરે** સાહિત્યકાર તરીકે જ જીવન ગાળવા માટે જે ઉદ્યમ અને પાકી તૈયારીઓ કર્યા હતાં તેવાં ઘણા જ થોડા ગુજરાતીઓએ કર્યા હશે. કવિતા લખવામાં ઓતપ્રોત થઇ જવાનો સંકલ્પ કર્યો તે ઘડીથી જ સંસ્કૃત, હિંદી, ઇંગ્રેજી જેવી વિવિધ ભાષાઓના વિશાળ અભ્યાસ વડે પોતાના કાર્ય માટે એઓએ તૈયારી કરવા માંડી, પણ તે સમય અગાઉ પણ આપણે જોયું છે કે એઓ ઇંગ્રેજી અને ગુજરાતી કાવ્ય ગ્રંથો તીવ્ર ઉલટથી વાંચતા હતા. એઓ વળી મંડળીઓ કાઢી તેની સમક્ષ વિવિધ વિષયો પર પોતાના લખેલા નિબંધો અને લેખો વાંચતા. તે વખતનું એમનું સંસ્કૃતનું જ્ઞાન કોઇ એક સાધારણ બ્રાહ્મણ જ્ઞાતિના બાળક જેટલું, એટલે કે નિત્ય કર્મ જાણવા જેટલું જ હતું, પણ એમણે તે પાછળથી ઘણું વધાર્યું. ખાસ એટલા માટે જ પૂના જઇ કાવ્ય, નાટ્ય શાસ્ત્ર, અલંકાર શાસ્ત્ર અને પિંગળનો[1] ખંતપૂર્વક અભ્યાસ કર્યો. તે વખતે ગુજરાતમાં સમ ખાવા પણ પિંગળનો ગ્રંથ નહોતો અને તેથી કાવ્યની એ શાખામાં પ્રવેશવા, કવિને કરવા પડેલા પ્રયાસો, જે એમણે પોતે વર્ણવેલા છે તે ઘણા જ સ્તુતિપાત્ર કહેવાય.

**એમના ગ્રંથો**

**નર્મદાશંકરે** પદ્ય ઘણું લખ્યું છે પણ તેથી પણ વધારે ગદ્ય લખ્યું છે. એમનું કિમતી કાર્ય તો ગદ્યમાં જ થયું છે પણ એઓ કવિ તરીકે જ જાણીતા થયા હતા અને કવિ તરીકે જ ઓળખાવાનું એમને પસંદ હતું; તેથી એમના સાહિત્ય જીવનની તે દિશાએ કૃત્રિમ મહત્ત્વ ધારણ કર્યું છે. કવિના ગદ્ય અને પદ્ય ગ્રંથોની યાદી **નવલરામે**

---

૧ એઓ કહે છે કે સ્વ. **મનમોહનદાસ રણછોડદાસ ઝવેરી,** આ ગ્રંથ લેખકના કાકાએ, એમને આ શાખામાં પ્રથમ પ્રવેશ કરાવેલો. **નવલરામ** કૃત **નર્મદાશંકર ચરિત્ર**ના પૃ. ૨૪ વિગેરે આ વિષય પરત્વે જોવાં.

લખેલા કવિના જીવનચરિત્રમાંથી મળી આવશે. એ ગ્રંથોનો જુમલો લગભગ ૫૮ નો થાય છે. પણ એમના કાર્યના કિંમતીપણાનો ખ્યાલ તો એમના બે ગ્રંથો,–કાવ્યોનો સંગ્રહ "**નર્મ કવિતા**" અને ગદ્ય લખાણોનો સંગ્રહ "**નર્મ ગદ્ય**"–પરથી જ આવી શકશે. પ્રાચીન ગુજરાતી કવિતાના એઓ અભ્યાસી હતા અને કેટલાક પ્રાચીન કવિઓનાં ચરિત્ર એમણે લખ્યાં છે, તેમજ દયારામકૃત કવિતા, પ્રેમાનંદનાં દશમ્ **સ્કંધ** અને **નળાખ્યાન** અને **સ્વા**મિનારાયણ પંથના કવિ **મ**નોહર સ્વામિનાં પદો, એટલા ગ્રંથો એમણે સંશોધન કરી પ્રગટ કર્યાં છે.

**જીવનનો ફળપ્રદ કાળ**

**નર્મ**દાશંકરના જીવનનો "પૂર્ણ યશઃકાળ" ૧૮૫૮ થી ૧૮૬૫ સુધીનો હતો. એ સમયે જ એમની ઉત્તમ કૃતિઓ રચાઇ હતી; જો કે એમણે ત્યાર પછી પણ કવિતા લખી છે, પણ કવિ તરીકેની એમની નામના તો એ જ સમયથી થઈ. **નર્મ** કવિતા[1]ના અંકો એક પછી એક જેમ જેમ બહાર પડતા ગયા તેમ તેમ એમનું નામ વધારે ને વધારે લોકોને મ્હોડે ચડતું ગયું. હિંદુ વિધવાની કરૂણાજનક દશાનો ચિતાર આપતી અને વિધવાવિવાહ પરનો અંકૂશ દૂર કરી એ દશામાંથી એમનો ઉદ્ધાર કરાવવા લખેલી એમની કવિતાથી જુના વિચારવાળાઓમાં તેમજ સુધારકોમાં ખળભળાટ મચી રહ્યો; અને એમની એ પછીની કવિતા, ઋતુ વર્ણન (૧૮૬૧), વન વર્ણન (૧૮૬૨), અને પ્રવાસ વર્ણન (૧૮૬૩), કાંઇક તદ્દન ઓર જ શૈલીએ લખાયલી છે. વળી હિંદુઓની પડતી વિષેની એમની કવિતા જેમાં જુના વિચારના વ્હેમી હિંદુઓને એમણે ચાબખા માર્યા છે તથા જે દુષ્ટ સાંસારિક રૂઢિઓને લઈને માનવજાતિમાં હિંદુઓ અધમ દરજ્જો ભોગવે છે તે રૂઢિઓના મૂળપર કુહાડીના ઘા કર્યા છે, તે કવિતા એટલી

---

૧ અંક ૧–૨–૩ (૧૮૫૮); ૪–૫–૬–૭–૮ (૧૮૫૯); ૯–૧૦ (૧૮૬૦).

તો સફળ થઈ છે કે એમણે એ કવિતાને "હિંદુ સુધારકના બાઇબલ" ની ઉપમા આપી હતી.

જે સમયે નર્મદાશંકર પ્રસિદ્ધિમાં આવતા હતા તે જ સમયે (૧૮૫૯) દલપતરામ જેઓ પ્રસિદ્ધિને પામી ચૂક્યા હતા તેમનું આંખના ઉપચાર માટે મુંબાઇ આવવું થયું. ગુજરાતી કવિતાના શોખીનોએ બંનેને એક સ્થળે ભેગા કર્યા અને ત્યાં એ

**નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે સંવાદ**

કવિયોનો વાદ (મુશાએરો) જામ્યો. તેમાં બંને જણા સ્વાભાવિક રીતે તપતા ગયા અને શ્રોતાવર્ગમાં પણ એમાં કોણ ચઢે તે વિષે પક્ષ પડી ગયા.[1] આને પરિણામે બંને વચ્ચે જીવનપર્યંત અણબનાવ રહ્યો. એમાં દલપતરામ વધારે શાંત પ્રકૃતિના હોવાથી એમણે નર્મદાશંકરનાં સ્વદેશાભિમાન, હિમ્મત અને વિદ્વત્તાની અવગણના ન કરી. નર્મદાશંકરના સરસ્વતિ મંદિર વિષે દલપત કાવ્યના બીજા ભાગના પૃષ્ઠ ૨૬૨ મે તે કહે છે, કે "માણસ માત્રમાં કાંઇ ખામી હોય છે તે સામું ન જોતાં ગુણનું ગ્રહણ કરવું: એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હિમ્મત બહાદુર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી." જો કે નર્મદાશંકર તો ઠેઠ સૂધી વળ્યા નહિં. એમના મનનું સંકુચિતપણું નીચેનાં દૃષ્ટાંતો પરથી સમજાશે:—

દલપતરામ નિરભિમાની હોવાથી નર્મદાશંકરની પેઠે પોતાના પુસ્તકમાં પોતાની છબી મૂકવાનું એમને ઠીક લાગેલું નહિં. દલપત કાવ્યના મુખ પૃષ્ટપર એમના દેખાવ પરથી નહિ પરંતુ એમની કૃતિ પરથી એમની કિંમત આંકવા વિશે વિનંતિ કરતો નીચેનો દોહરો એમણે મૂકયો હતો:—

---

૧ વર્ત્તમાનપત્રોમાં પણ આ વાદ ચાલુ રહેલો ને 'પારસી પંચ' નામે રમુજી પત્રમાં તો એ બંનેને એક બીજાની ચોટલી પકડી લઢતા ચીતરવામાં આવ્યા હતા.

" શું જોશો તનની છબી, એમાં નથી નવાઇ,
" નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ."

આ ઉપરથી **નર્મદાશંકરે** **સ્વતંત્રતા** નામે માસિકના ૧૮૭૯ ના **આગસ્ટના** અંકમાં એનો નીચે મુજબ ઉત્તર વાળ્યોઃ–

" મનની તો છબી જોઈને ઉપજે સંશય આમ,
" છે આ દલપતરામ કે **અમદાવાદી** × × ×"

વાચકને અધ્યાહાર શબ્દ "હજામ" સ્હેલાઇથી સમજાશે. **સુરતમાં** હજામો **અમદાવાદી** પાઘડી પહેરતા અને તેથી **અમદાવાદના** વતનીઓને હજામ ગણીને કવિએ આ ટોણો માર્યો છે.

વળી જ્યારે રા. સા. **મહીપતરામ** ઈંગ્લાંડથી પાછા ફર્યા ત્યારે દલપતરામે એમનો પક્ષ લઈને કહ્યું હતું કે **મહીપતરામ** ન્યાતની જોડે સમાધાન કરવા પ્રાયશ્ચિત કદી પણ કરશે નહિ. પણ આખરે એમણે પ્રાયશ્ચિત કર્યું એટલે **નર્મદાશંકરે** દલપતરામને પોતાનું થૂંકેલું ચાટી જવા કહ્યું:—

" **નાગર** નર હારે નહિ, હારે હોય હજામ,
" ઇત્યાદિક ફેરવ હવે, ડાહ્યા દલપતરામ."

(ડાંડીઓ. પુ. ર અંક ૮ પાનું ૮૫. તા. ૧૫ મી નવેંબર ઇ. સ. ૧૮૬૭)

આમાંની પહેલી લીટી **મહીપતરામ** જ્યારે ઈંગ્લાંડ ગયા (૧૮૬૦) ત્યારે દલતતરામે એમની સ્તુતિરૂપે લખેલા નીચેના દોહરામાંથી લીધી છે—

" નાગર નર હારે નહિ, હારે હોય હજામ.
કહેવત તેં સાચી કરી, રાખી **મહીપતરામ**."

(દલપત કાવ્ય ભા. ૧, પૃ. ૪૬૩)

**નર્મદાશંકરના** દોહરાના છેલ્લા બે શબ્દો "ડાહ્યા દલપતરામ"માં મર્મ રહેલો છે. "ડાહ્યા" શબ્દ બે અર્થમાં યોજી શકાય. એક તો

દલપતરામને " દોઢ ડાહ્યા " કહીને અને બીજી રીતે " દલપતરામ ડાહ્યાભાઈ" ઉલટાવીને એટલે પુત્રને પિતાનો જનક બનાવીને.

નર્મ કવિતામાં સામાન્ય રીતે તો એમની લખેલી બધી કવિતા આવી જાય છે. ૧૮૬૬ માં સંગ્રહરૂપે એમણે એ પહેલવહેલી પ્રસિદ્ધ કરી. ૧૮૫૫ થી ૧૮૬૬ સુધીમાં લખેલી બધી કવિતા એમાં આવી ગઇ હતી. એ ગ્રંથની પ્રસ્તાવના પણ આખા ગ્રંથમાં દેખાય છે તેવા જ આત્મશ્લાઘાના લક્ષણથી અંકિત છે. એમનું કહેવું એવું છે કે એમનું લખેલું એમના ઓળખાણમાંના ઘણા થોડાને જ સમજાયું છે એવું પોતાને જણાયું, એટલે વાચક કવિતાના અર્થ સમજી શકે તથા ચમત્કૃતિ જાણી શકે તે હેતુથી દરેક કવિતાની નીચે એમણે ટીપ્પણ આપ્યું છે. વધારામાં વળી એમણે વિવેચકનું પદ ધારણ કરીને પોતાની કવિતાના વર્ગ પાડી તેને ત્રણ વિભાગમાં વહેંચી નાખી છે, અને એ ત્રણ ભાગના પાછા બીજા ત્રણ પેટા વિભાગ પાડયા છે. દલપતરામનાં નિરભિમાનપણા અને સાદાઈની આ કવિમાં આપણે ઊણપ જોઇએ છીએ.

**આત્મ સંતોષી વિવેચક**

ધાર્મિક, નૈતિક, સાંસારિક અને આર્થિક પ્રશ્નો પર લોકોને ઉપદેશ, હિંદુ વિધવાઓનાં દુઃખ, સ્વદેશાભિમાન, શૌર્ય, સ્વતંત્રતા, પ્રેમ, વિવિધ સ્થાનોનાં અને કુદરતનાં તેમજ પ્રવાસ કરતી વખતનાં વર્ણન, હિંદુઓની પડતી, જ્ઞાન, વૈરાગ્ય, ભકિત, વીરરસ અને એવા એવા બીજા વિષયો જે તે સમયમાં મહત્ત્વના લેખાતા તે વિષયો પર એમણે કવિતા રચી છે. પ્રસંશાત્મક જેવી કે લોર્ડ રીપન વિષે તથા કરૂણાત્મક જેવી કે પ્રિન્સ આલબર્ટ વિકટરના અવસાનપર, પણ કવિતાઓ એમણે રચી છે. ફારસી કવિતાની ઢબે ફારસી શબ્દોનો પુષ્કળ ઉપયોગ કરીને તથા હિંદીમાં પણ કેટલીક કવિતા રચવા એમણે પ્રયત્ન કર્યા છે. દલ-

**કવિતાના વિષય વસ્તુ**

" શું જોશો તનની છબી, એમાં નથી નવાઇ,
" નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ."

આ ઉપરથી **નર્મદાશંકરે** **સ્વતંત્રતા** નામે માસિકના ૧૮૭૯ ના **આગ-સ્ટના** અંકમાં એનો નીચે મુજબ ઉત્તર વાળ્યોઃ–

" મનની તો છબી જોઈને ઉપજે સંશય આમ,
" છે આ દલપતરામ કે **અમદાવાદી** × × ×"

વાચકને અધ્યાહાર શબ્દ "હજામ" સ્હેલાઈથી સમજાશે. સુર-તમાં હજામો **અમદાવાદી** પાઘડી પહેરતા અને તેથી **અમદાવાદના** વતનીઓને હજામ ગણીને કવિએ આ ટોણો માર્યો છે.

વળી જ્યારે રા. સા. **મહીપતરામ** ઈંગ્લાંડથી પાછા ફર્યા ત્યારે દલપતરામે એમનો પક્ષ લઈને કહ્યું હતું કે **મહીપતરામ** ન્યાતની જોડે સમાધાન કરવા પ્રાયશ્ચિત કદી પણ કરશે નહિ. પણ આખરે એમણે પ્રાયશ્ચિત કર્યું એટલે **નર્મદાશંકરે** દલપતરામને પોતાનું થૂંકેલું ચાટી જવા કહ્યુંઃ—

" **નાગર** નર હારે નહિ, હારે હોય હજામ,
" ઇત્યાદિક ફેરવ હવે, ડાહ્યા દલપતરામ."

( ડાંડીઓ. પુ. ૨ અંક ૮ પાનું ૮૫. તા. ૧૫ મી નવેંબર ઇ. સ. ૧૮૬૭)

આમાંની પહેલી લીટી **મહીપતરામ** જ્યારે ઈંગ્લાંડ ગયા (૧૮૬૦) ત્યારે દલતતરામે એમની સ્તુતિરૂપે લખેલા નીચેના દોહરામાંથી લીધી છે—

" નાગર નર હારે નહિ, હારે હોય હજામ.
કહેવત તેં સાચી કરી, રાખી **મહીપતરામ**."

( દલપત કાવ્ય ભા. ૧, પૃ. ૪૬૩ )

**નર્મદાશંકરના** દોહરાના છેલ્લા બે શબ્દો "ડાહ્યા દલપતરામ"માં મર્મ રહેલો છે. "ડાહ્યા" શબ્દ બે અર્થમાં યોજી શકાય. એક તો

દલપતરામને " દોઢ ડાહ્યા " કહીને અને બીજી રીતે " દલપતરામ ડાહ્યાભાઈ " ઉલટાવીને એટલે પુત્રને પિતાનો જનક બનાવીને.

**આત્મ સંતોષી વિવેચક**

**નર્મ** કવિતામાં સામાન્ય રીતે તો એમની લખેલી બધી કવિતા આવી જાય છે. ૧૮૬૬ માં સંગ્રહરૂપે એમણે એ પહેલવહેલી પ્રસિદ્ધ કરી. ૧૮૫૫ થી ૧૮૬૬ સુધીમાં લખેલી બધી કવિતા એમાં આવી ગઇ હતી. એ ગ્રંથની પ્રસ્તાવના પણ આખા ગ્રંથમાં દેખાય છે તેવા જ આત્મશ્લાઘાના લક્ષણથી અંકિત છે. એમનું કહેવું એવું છે કે એમનું લખેલું એમના ઓળખાણમાંના ઘણા થોડાને જ સમજાયું છે એવું પોતાને જણાયું, એટલે વાચક કવિતાના અર્થ સમજી શકે તથા ચમત્કૃતિ જાણી શકે તે હેતુથી દરેક કવિતાની નીચે એમણે ટીપ્પણ આપ્યું છે. વધારામાં વળી એમણે વિવેચકનું પદ ધારણ કરીને પોતાની કવિતાના વર્ગ પાડી તેને ત્રણ વિભાગમાં વહેંચી નાખી છે, અને એ ત્રણ ભાગના પાછા બીજા ત્રણ પેટા વિભાગ પાડ્યા છે. દલપતરામનાં નિરભિમાનપણા અને સાદાઈની આ કવિમાં આપણે ઊણપ જોઇએ છીએ.

**કવિતાના વિષય વસ્તુ**

ધાર્મિક, નૈતિક, સાંસારિક અને આર્થિક પ્રશ્નો પર લોકોને ઉપદેશ, હિંદુ વિધવાઓનાં દુઃખ, સ્વદેશાભિમાન, શૌર્ય, સ્વતંત્રતા, પ્રેમ, વિવિધ સ્થાનોનાં અને કુદરતનાં તેમજ પ્રવાસ કરતી વખતનાં વર્ણન, હિંદુઓની પડતી, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, વીરરસ અને એવા એવા બીજા વિષયો જે તે સમયમાં મહત્ત્વના લેખાતા તે વિષયો પર એમણે કવિતા રચી છે. પ્રસંશાત્મક જેવી કે લોર્ડ રીપન વિષે તથા કરૂણાત્મક જેવી કે પ્રિન્સ આલબર્ટ વિક્ટરના અવસાનપર, પણ કવિતાઓ એમણે રચી છે. ફારસી કવિતાની ઢબે ફારસી શબ્દોનો પુષ્કળ ઉપયોગ કરીને તથા હિંદીમાં પણ કેટલીક કવિતા રચવા એમણે પ્રયત્ન કર્યા છે. દલ-

પતરામની પેઠે એમણે પણ સુધારા પક્ષના સમર્થનમાં અને વ્હેમી અને અનિષ્ટ રીવાજોનાં ખંડન કરવા પ્રયાસ કર્યો છે. કેદ, સ્ત્રી કેળવણી, ૧૮૬૫ નો શેરસટ્ટો, ઈંગ્લાંડથી પાછા ફરેલા મનુષ્યો સાથે વ્હેવાર એ આદિ વિષયો તો બંને કવિયોએ સરખા ચર્ચ્યા છે. દલપતરામની કવિતા કરતાં એમની કવિતામાં જુસ્સો ને વેગ વધારે છે. ગુજરાતી ભાષામાં પિંગળની ખોટ નર્મદાશંકરને ઘણી જ જણાઈ તેથી એમણે એ વિષય પરના હિંદી તથા સંસ્કૃત ગ્રન્થો મેળવી તેનો અભ્યાસ ઘણા જ શ્રમ અને ખંતથી કર્યો. એ જ પ્રમાણે એમણે રસ અને અલંકારનો અભ્યાસ પણ કર્યો. આ સર્વ અભ્યાસને પરિણામે એમણે ઇ. સ. ૧૮૫૮માં "પિંગળ પ્રવેશ" (૧૮૫૭)[1] પ્રગટ કર્યો. એમના "અલંકાર પ્રવેશ" (૧૮૫૮) અને "રસ પ્રવેશ" (૧૮૫૮) ની પણ એક ઉપરાંત વધારે આવૃત્તિઓ થઇ છે અને એમનો "નાયિકાવિષય પ્રવેશ" પણ એ વિષય પરનો પ્રથમ જ ગ્રન્થ છે.

**પહેલા સ્વાનુભવ રસિક કવિ**

ઉપદેશના હેતુથી લખાયલી કવિતાઓ જેવી કે કેફી પદાર્થ, સાંસારિક અનિષ્ટતાઓ, વિધવાપણાનાં દુઃખ વિગેરેને બાદ કરતાં તો ગુજરાતીમાં સ્વાનુભવ રસિક કવિતા લખનાર કવિ તરીકે અને કુદરત, કુદરતી દશ્યોને કવિની કલમને યોગ્ય વિષય ગણી આલેખનાર તરીકેનું માન ખાટનાર નર્મદાશંકર જ પહેલા હતા. ઈંગ્રેજી અને ભારતીય બંને દષ્ટિએ કવિતાનો વિષય ચર્ચતાં રા. બા. રમણભાઈ નીલકંઠ પોતાના નિબંધોમાં એવું મત દર્શાવે છે કે આ બે ભાષાના

---

૧ આની બીજી આવૃતિ ૧૮૬૦ માં અને ત્રીજી ૧૮૬૬માં બહાર પડી હતી. એમના પિતાએ આવું પુસ્તક પ્રગટ થવા આકાંક્ષા દર્શાવી હતી, તેથી આ ગ્રંથ યોગ્ય રીતે જ તેમને અર્પણ કર્યો છે. આ વિષયની ઉપેક્ષા થઈ નથી અને કવિ દલપતરામ, રણછોડભાઇ ઉદયરામ (રણપિંગળ) અને બીજાઓએ પણ પિંગળપર પુસ્તકો લખ્યાં છે.

લેખકોના દષ્ટિબિંદુમાં બહુ ફેર નથી. સારી કવિતામાં અંતર્ભાવ અગત્યનો ભાગ ભજવે છે. "કવિતા એ વેગભર્યા મનોભાવોનો સ્વાભાવિક બહાર પડતો ક્ષોભ છે. શાંતિ સમયે અનુચિંતન થયલી મનોવૃત્તિમાંથી એનો પ્રાદુર્ભાવ થાય છે" એ વર્ડ્ઝવર્થ[1]ની વ્યાખ્યા એમની દષ્ટિએ વાસ્તવિક છે, [2]અને નર્મદાશંકરે સારી કવિતા કોને કહેવી તે વિષે જે અભિપ્રાય દર્શાવ્યો છે તે સાથે સંમત થતાં એઓ નર્મદાશંકરના શબ્દો ટાંકે છે કેઃ—"કુદરતના દેખાવની છાપ મારા મન ઉપર બાળપણમાંથી જ સારી પેઠે પડી હતી. અલબત્ત ઝાંખી તો ખરી. એ ઝાંખી છાપો જ્યારે હું ત્રણ વરસ સુરતમાં રહ્યો હતો અને ગામડાંઓમાં ફરતો હતો ત્યારે ચિત્રરૂપે થવા આવી હતી. તે કવિતા શરૂ કર્યા પછી પ્રસંગ અને વિચારને જોરે આપોઆપ આબેહુબ ચિત્રરૂપે બહાર નીકળી પડી છે." દુર્ભાગ્યે "શાંતિમાં અનુચિંતન થયલી મનોવૃત્તિ" જ્યાં અગત્યનો ભાગ લે એવા પ્રસંગો, એમના "ઋતુ વર્ણન" જેવા લાંબા કાવ્યમાં બહુ જ થોડા છે; ને એમ કહેવું જોઇએ કે નર્મદાશંકર એકસરખી ઉચ્ચ કોટી સર્વસ્થાને સાચવી શક્યા નથી.

**જુવાન વિધવાનાં દુઃખ**

સંસાર સુધારાને સંપૂર્ણ ઉત્તેજન આપીને તેમાં પોતે ભાગ લે એ એમની યોજનાના એક અંશ તરીકે, જુવાન વિધવાનાં દુઃખ વિષે તથા તેમની ન્યાતો તેમને પુનર્વિવાહ કરવામાં સંમતિ આપે તે વિષે એમણે ઘણું લખ્યું છે. કેટલીક છૂટક કવિતાઓ[3] ઉપરાંત "વૈધવ્ય ચરિત્ર"માં એમણે પોતાના ભાવ દર્શાવ્યા છે. વિધવાઓ માટે એમને

---

૧ "વીલીયમ વર્ડ્ઝવર્થનાં સંપૂર્ણ કાવ્યો," જોન મોરલીએ લખેલો ઉપોદ્‌ઘાત, મેકમીલન કું૦ (૧૮૮૮) પૃ. ૮૫૯.

૨ "કવિતા અને સાહિત્ય" નામના એમના ગ્રંથમાં "કવિતા" ઉપરનો એમનો નિબંધ.

૩ ગુજરાતી પ્રેસની નર્મકવિતા પૃ. ૪૮ થી ૮૩.

અંતરની લાગણી હતી એટલું જ નહિ પણ એમના લખવાનો હેતુ પણ સ્તુત્ય હતો એ વિષે પણ કાંઈ શંકા છે જ નહિ. એમના ગ્રંથનું એક સામાન્ય લક્ષણ કવિતા નીચે કવિતા સમજાવવા આપેલું ટીપ્પણ, જે માથા કરતાં પાઘડી મોટી જેવા પ્રકારનું છે, તેમાં એઓ જણાવે છે કે "વિધવા સ્નેહ" લખતી વેળા તો મને રડવું જ આવ્યું હતું. એઓ મૃદુ પ્રકૃતિના અને કરૂણાર્દ્ર હોવાથી એમણે અશ્રુ પાડયાં હોય એમાં કાંઈ નવાઈ નથી; પણ જે ઢબમાં એઓ લખે છે તે અને કવિતામાં જે ભાવ પ્રવર્ત્તે છે તે તો અતિશય વાંધા પડતાં છે. જુવાન વિધવાના માર્ગમાં રહેતા ગુપ્ત ખાડાઓ અને તેમાં તેમનું ગરક થઇ જવું એવું બિભત્સપણે વિસ્તારીને કવિએ વર્ણવ્યું છે કે તે વાંચતાં આપણને ઘૃણા ઉપજે છે. દલપતરામે અને છેલ્લે છેલ્લે નરસિંહરાવે પણ આના આ જ વિષયપર લખ્યું છે, પણ બંનેએ અને ખાસ કરીને, નરસિંહરાવે એવી રીતે લખ્યું છે કે વિધવાના દુર્દૈવ પ્રત્યે આપણને અનુકંપા અને દયા ઉત્પન્ન થાય. બીનજરૂરી

**અનુચિત વિસ્તારમાં આનંદ**

બિભત્સ મસ્તી તરફની નર્મદાશંકરની અભિરૂચિ એમના "ઋતુ વર્ણન" માં પરાકાષ્ટાએ પહોંચી છે. યુવાવસ્થામાં 'એમનો શબ્દ ભંડોળ શૃંગાર બલ્કે લંપટતાના શબ્દોથી ભરપૂર હતો. પ્રિયા, ઘાયલ, દર્દી, મસ્ત, ફાંકડો, ઇશ્કી એવા એવા શબ્દોના ઉપયોગમાં અને વિકારી મનુષ્યોનાં હલનચલનનાં નાગાં–ઉઘાડાં–લજ્જા રહિત–વર્ણનમાં એમને આનંદ આવતો. "ઋતુ વર્ણન"માં એક સત્તર અઢાર વર્ષની યુવતિ જે પોતાના સ્વામિ સાથે ૭ સાત માસ રહી હતી અને ત્યારપછી વેપાર માટે પતિના પરદેશ જવાથી જેનો વિયોગ તેને એકાએક થયલો એવી (યુવતિ)ના મનોભાવ વર્ણવવાનું કવિ આદરે છે. એ યુવતિ પોતાના હૃદયના ઉભરા પોતાની દાસી પાસે કાઢે છે અને સ્વામિ હાજર હોત તો તેની સાથે જુદી જુદી ઋતુઓમાં જે મઝા પોતે માણત તે તથા તેના વિયોગથી થઈ પડેલી પોતાની દશા વર્ણવે છે. કવિ લખે છે કે

"ઋતુ વર્ણન" લખતી વખતે એમણે કાળીદાસ કવિની પ્રસિદ્ધ કૃતિ "ઋતુ સંહાર" સંસ્કૃતમાં તથા ઇંગ્રેજીમાં ટોમસનની "ઋતુઓ" એ બે પુસ્તકો વાંચ્યાં હતાં. પરંતુ એ બે કવિઓ જ્યારે કુદરતનું વર્ણન કરે છે અને જુદી જુદી ઋતુઓમાં દેખાતો કુદરતનો બહાર વર્ણવે છે, ત્યારે કવિ આગળ વધીને કુદરતના બાહ્ય દેખાવ અથવા કુદરતના દેખાવથી નાયિકાની મનોદશા ઉપર પ્રતિબિંબિત થતી પ્રતિમાનું ચિત્ર પણ દોરી તેમાં સુધારો કરવાનો દાવો કરે છે.

એક બે દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ સમજાશેઃ—

"નાળાં નદીનું જળ જેમ પીધું, સૂર્યે વિયોગે નુર ચૂસી લીધૂં,
"ખારે ભરી હું ખડિયાં સ્વરૂપે, ખુંચૂં સગાંને ધણી દૂની ધૂપે."

ગ્રીષ્મરૂતુના વર્ણનમાંથી આ ભાગ લીધો છે. (પૃ. ૧૨૧.)

કુદરતની બાહ્ય શુષ્કતા તથા દાહ નાયિકાના અંતરમાં પ્રતિધ્વનિરૂપે પડે છે એમ કવિ બતાવવા મથે છે.

"ચૂતરસ મદમાતો મર્દ કોકીલ પેલો,
"પલ પલ ચુમિ લેતાં, સ્ત્રી શું થાકે ન ઘેલો."

આ ભાગ વસંત વર્ણનમાંથી લીધો છે. એ સમયે ફળફૂલ, ઝાડ પાન પ્રફુલ્લિત હોય છે ને પક્ષીઓ આનંદમાં મસ્ત રહે છે.

**કાવ્યમાં અશ્લિલતાનું પ્રાધાન્ય**

ગમે તેમ હોય તોપણ એમની કવિતામાં સારા ભાગ કરતાં અસભ્ય, અશ્લિલ ને હલકી પંક્તિનો ભાગ વિશેષ છે. એ કવિતા કરતાં તો તેની ટીકા તેથી વધારે ખરાબ છે. કાવ્યમાં જે વ્યંગમાં દર્શાવેલું છે, તે ટીકામાં સુઘડ વૃત્તિને કંટાળો ઉપજે એવી રીતે, કવિતામાં જે કાંઈ ગર્ભિત રહ્યું હોય તેને તોડી ફોડીને સ્પષ્ટ કરી સમજાવ્યું છે. પોતાની કૃતિની આ અશિષ્ટતાથી એ માહિતગાર હતા. એઓ સ્વીકારે છે કે આથી કેટલાકને કંટાળો ઉપજશે પણ એમનો બચાવ એવો છે કે મારી કવિતાને કોઈ અપૂર્ણ ન કહે તેથી

સંસ્કૃત અને હિંદી લેખકોની રૂઢિ માફક શૃંગારશાસ્ત્ર અને કળાનાં કેટલાંક ચિત્રો મેં દોર્યા છે. એમનો હેતુ અનીતિમાનને નીતિમાન બનાવવાનો હતો. એઓ વળી કબૂલ કરે છે કે ઉઘાડું લખાણ જોવાથી કેટલાક જણ ખભા સંકોચશે પણ ગ્રંથને અપૂર્ણતાનો દોષ ન આવે તેને માટે સંસ્કૃત અને હિંદી ગ્રંથોની રીત પ્રમાણે કામશાસ્ત્રના રંગો પણ મેં બતાવ્યા છે. આ ગ્રંથ અનીતિમાનને નીતિમાન કરવા માટે છે, છતાં પણ કોઈ કરાડીમાં પડી વણો જાય તો તેમાં માર્ગદર્શક ગ્રંથકારનો કાંઈ જ વાંક નહિં. એ ચેતવણીનો હેતુ તો શુભ છે પરંતુ એવો હેતુ કદી પણ પાર ઉતરતો નથી એ પણ ચોક્કસ છે. એમનો ખ્યાલ એવો હતો કે કુદરત અથવા મનુષ્યોનાં કવિએ આલેખેલાં ચિત્રો જો એવાં હોય કે તે ચિતારાની કલમ ચિતરી શકે તો તે ચિત્રોવાળાં કાવ્યોનું સાહિત્યમાં સ્થાન ઉંચું છે. આથી એમની કૃતિમાં સ્થળે સ્થળે "વર્ણન ચિતરી દેખાડાવાય તેવું છે" એવી નોંધ માલમ પડે છે.

દૃષ્ટાંતો:—

" એવી સુરાત્રી કરમે ન આવી, રંગીલી હું કેમ લઉં નિભાવી,
" છૂટે નિમાળે પગ તાલ મારી, હાથે વગાડી ન સતાર સારી."

આવી કવિતાને કવિ પોતે ૧–૧ એટલે પહેલા વર્ગમાં પ્રથમ સ્થાન આપે છે. પણ કેટલેક સ્થાને તો કવિ તદ્દન નીચી પંક્તિએ ઉતરી પડે છે.

" સુંવાળી આ ચામડી ફાટી જાયે,
" ચીરા પડેથી બહુ દુઃખ થાયે.

× × × ×

" મ્હોરો ખર્યાં ને પસરી અળાઈ."

× × × ×

લઘુ " ઋતુ વર્ણન " નામ પ્રમાણે મોટી આકૃતિના સંક્ષિપ્ત સાર–રૂપે છે અને તેમાં પણ આવા જ દોષો મળી આવે છે.

**સૃષ્ટિ સૌંદર્યથી મળતી શાંતિ.**

પ્રિયાના બેવફાઈના—બેવફાઈના જખમથી (પૃ.૧૯૩) ઉદ્વેગ પામેલા નર્મદાશંકરના મનને કુદરત અને સૃષ્ટિ સૌંદર્યમાં જ શાંતિ જડી આવતી. એઓ કહે છે કે 'ઝાડ કે પહાડ, કે નદી કે નાળું, પશુ કે પક્ષી, રે ખરડાયલું તરણું દેખતો કે આનંદ થતો ને ઉપરાઉપરી એવો આનંદ થયાં કરતો તેથી હું આનંદમય થઈ ગયો હતો." એ પ્રવાસ વર્ણન શુદ્ધ શાંત રસથી ભરપૂર છે." આ સૃષ્ટિ સૌંદર્યથી મળતા આનંદનાં થોડાં દૃષ્ટાંત આપીએ છીએઃ—

૧ " તૈયારી છે ચુપ ચુપ કહે કાગડાઓ નકીબ,
" સંધું દીસે પવન ન હીલે શાંત રહ્યું ગભીર.
" શોભા વર્ણું શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યો,
" વૃક્ષાદિએ હરખથી નમી, સ્વસ્તિ શબ્દો પુકાર્યા. (પૃ. ૧૯૭)

૨ ભરૂચથી કબીર વડ જતાં હોડીમાંથી જોયલી નર્મદાની શોભા વર્ણવતાં કવિ કહે છેઃ—

" **નર્મદા** શું ગાઉં શોભા સાંજની ?
" હારે પાણિ વાદળ રંગના સુસાજની—હો૭ રે.

× × × ×

" હાં રે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો,
" હાં રે ગુલાબી ફૂલોના પાણીના મેદાનનો—હો ૭ રે."

૩ સંત કબીરે ફેંકેલી દાતણની ચીરીમાંથી ઉગેલા પ્રખ્યાત કબીર વડના વર્ણનમાં કવિ કથે છે કેઃ—

" ભુરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પહાડ સરખો,
" નદી વચ્ચે ઊભો નિરભયપણે એક સરખો.
" દિસ્યો હાર્યો જોદ્ધો, હરિ તણું હદે ધ્યાન ધરતો,
" સવારે એકાંતે કબિર વડ એ શોક હરતો."

કવિના એક પ્રસંશક મર્હૂમ સ. મ. દીક્ષીત બીજી સાહિત્ય પરિષદ્ સમયે લખેલા લેખમાં ઉપરના ત્રીજા દૃષ્ટાંતસાથે કવિને સરખાવતાં લખે છે કે "એક વખત મારા મોહોલ્લામાંથી એક ખરી બપોરી રણ વખતે નીચી ગરદને, ધીમી, થાકેલી ગતિએ ફાટી છત્રી ઓઢી સામી ગલીમાંથી રગસતે ટાંટીએ જતાં કવિને જોઇને "દીસે હાર્યો" વાળી પંક્તિ તરી આવી. "કવિતા અને સાહિત્ય" માં રા. બા. રમણભાઇ આ પંક્તિઓ ઉપર વિવેચન કરતાં કહે છે કે—કલ્પનાનો આ ચમકારો, જેમાં એક વસ્તુની બીજી સાથે સરખામણી જ કરવામાં આવે છે તેને, "કવિત્વની પદવી ઘટતી નથી." ઉપમાઓ કવિતાનો ભાવ દર્શાવવા વપરાઈ નથી.

૪ "**નર્મ**ટેકરી અને તે પર કરેલા વિચારોમાંના કેટલાક" માં જો કે એમણે પોતાની જંજાળો જ દર્શાવી છે તોપણ કેટલેક સ્થળે તે કુદરતનાં વર્ણનથી ભરપૂર છે, ને કુદરતપરનો એમનો વિશ્વાસ પ્રદર્શિત કરે છેઃ—

"જેને બીજા પથરા કહે, તેને કવિજન હીરા લહે,
"બલીહારી છે કુદરત તણી, કવિ જુએ છે ખુબી ઘણી.
"બીજા પણ સંસ્કારી જેહ, પીએ એ પ્રેમામૃત તેહ."

પૃ. ૧૧૨.

હમણાના "હેંગીંગ ગાર્ડન્સ" પરથી દેખાતા મુંબાઇના સાંદર્યનું વર્ણન પણ આજ ઢબે લખાયલું છે. ગ્રામ્ય અને સૃષ્ટિ સૌંદર્ય સંબંધે લખાયલી કવિતામાં કાંઈ વિશેષતા નથી. પણ એક સ્થાને કુદરત સાથે જાણે વાત કરતાં કવિ લખે છે કેઃ—

"પડ ધીરો **નર્મદ** દિલ ખોલી, એમ તહાં કુદરત બોલી,
થશે રૂડાં વાનાં સહુ મુજ અનુરાગમાં રે."

આ સર્વમાં કુદરતનાં, કાંઈક આસકત ચિત્ત થયલાં, વર્ણન સિવાય ઇતર વિશિષ્ટ નથી. એ વર્ણનમાં કોઈ કોઇ સ્થાને કાવ્ય કલ્પના ચમકારા મારતી જણાય છે.

કુદરત કરતાં ઐતિહાસિક વિષયોમાં એમની કલ્પનાને વધારે અનુકૂળ સામગ્રી મળી. હિંદુઓની અવનતિ, વિદ્યા,

ઐતિહાસિક વિષયો ધર્મ, રૂઢિ, વ્હેમ દેશી રાજ, પરદેશી રાજ, નીતિ, પુરાતન કાળનાં શૌર્યભર્યાં કૃત્યો, પછી તે ઉત્તર હિંદ કે દક્ષિણ હિંદ કે ગુજરાતનાં હોય, રજપુતનાં હોય, નાગરનાં હોય, બ્રાહ્મણનાં હોય કે ક્ષત્રીયનાં હોય, તે પરત્વે[૧] એ વિષયોપરની એમની ત્રણ ભાગમાં વહેંચાયલી કવિતા અને એ સર્વનો વિચાર કરતાં હિંદનું ભાવિ ઉચ્ચ જ છે એવી એ કવિતામાં દેખાતી ભાવના—એમની કૃતિનાં—વિશિષ્ટ લક્ષણ છે. ગુજરાતીમાં વીરરસપ્રધાન મહાકાવ્ય લખવાની અને તે ન લખાય તો મિલ્ટનના "કોમસ્" અથવા બાયરનના "ડૉન જુઆન"ની શૈલીપર કાંઈક લખવાની મહત્ત્વાકાંક્ષા એમની નોંધમાં એમણે દર્શાવી છે. એમાંનું તો કાંઇ ન થઈ શક્યું અને બીજું કાંઈ ઉચ્ચતર પણ ન લખાયું, તેથી તેને સ્થાને લખાયલી આ કવિતા કાંઇ નહિ તોપણ ઘણી જ બોધાત્મક છે અને ગુજરાતી સાહિત્યને કાંઇ નવે જ માર્ગે દોરે છે. એમણે પસંદ કરેલું રોળાવૃત્ત એમનો હેતુ બર લાવવામાં વળી વધારે અંશીભૂત થઇ પડયું. વિષયના વહનમાં જોઈતો વેગ એથી મળી રહે છે. સહજ, કાંઇ પણ પ્રયત્ન વિના, હૃદયમાંથી નીકળેલા સોંસરા ભાવવાળી એમાંની ઘણી મોટા ભાગની કવિતા કાવ્ય-શાસ્ત્રની નજરે કીંમતી માલમ પડે છે. ઉન્નતિની ટોચે પહોંચેલા હિંદની જાહોજલાલીના દિવસોનું ચિત્ર તેમજ ક્રમે ક્રમે થયલી તેની અવનતિ અને છેલ્લે સુધરેલી પ્રજાઓની શ્રેણીમાં આવી ગયલું તેનું નીચામાં નીચું સ્થાન—એ સર્વનું આબેહૂબ ચિત્ર કવિ નીચેની પંક્તિઓવાળી કવિતામાં દોરે છે:

"હિંદુ દેશના હાલ, થયા છે ભૂંડા આજે
"સત્તા મોટી ખોઈ, નીચું તે જોએ લાજે." પૃ. ૨૯૧

---

૧ નર્મ કવિતા પૃ. ૫૯ થી ૪૩૦.

જે કારણોને લઈને આ અધઃપાત થયો તેનું ઐતિહાસિક દૃષ્ટિએ સત્યપૂર્ણ અવલોકન કરી એ અધઃપાતની ગતિ ક્રમ પુરઃસર કવિએ વર્ણવી છે. પછાતપણું, સંકુચિતપણું, બ્રાહ્મણોનો દોર અને લાગવગ, હિંદી રાજાઓમાં દીર્ઘદૃષ્ટિનો અભાવ, જુદી જુદી ન્યાત જાત અને જુદા જુદા ધર્મ પાળનારાઓ વચ્ચે કુસંપ, આવાં અનેક કારણો હિંદની પ્રગતિમાં વિઘ્નરૂપ થયાં અને નિરુત્સાહ, બેપરવાઈ, આળસ અને વહેમો એ દશામાં હિંદને જકડી રાખવામાં સહાયરૂપ થયાં. વળી આ દશાએ પહોંચવામાં અનિષ્ટ સંસારી રિવાજોએ વૃદ્ધિ કરી. વિષયને દીપાવે એવા આવેશ અને જોમથી કવિએ આ સર્વ દોષો નિંદ્યા છે. કવિએ આમાંનાં ઘણાંખરાં અનિષ્ટો આ કવિતામાં ખરેખર પકડી કાઢી વર્ણવ્યાં છેઃ—

૧ ભણે પુરુષ નહિ જ્યાંહ, કેમ સ્ત્રી ભણતી દીસે ? પૃ. ૩૦૬

૨ " ધીક્ક સ્ત્રાંયોની રીત, ધીક્ક છાતી કૂટયાની,

× × ×

" ધીક્ક ચુડીની રીત, ધીક્ક ખુણો પાળ્યાની. પૃ. ૩૦૭

૩ " દેશપ્રીત હંકાર, છુપા સૂતાં કહાં આજે

× × ×

" વિના દેશ અભિમાન, દેશ ઉત્કર્ષ ન થાયે,
" દેશ રાન સમશાન, જેહવો ખાવા ધાયે,
" રાજ સમંધી ઐક્ય, નથી અહિંના લોકોમાં,
" જાતિ બંધનો ખુબ, જનો વાઘોના મોંમાં. પૃ. ૩૦૭

જે ૭ પ્રસંગોએ શુરાતન દર્શાવી હિંદીઓ ખૂબ આગ્રહથી ને મ્હોટી સંખ્યામાં લડ્યા છે તે નીચે જણાવેલા ઇતિહાસપ્રસિદ્ધ પ્રસંગો એમણે ઘણીજ સરસ રીતે વર્ણવ્યા છેઃ—

અલેકઝાંડર સામે પોરસ, સોમનાથ આગળ મહમદ ગઝનવી સામે ભીમદેવ, પાણીપત આગળ શહાબુદ્દીન ઘોરી સામે પૃથુરાજ, એજ સ્થળે મુસલમાનો સામે મરાઠા, ૧૮૪૫-૪૮ માં બ્રિટીશો સામે

શીઓ ને ૧૮૫૭ માં ઝાંસીની રાણીની સરદારી નીચે હિંદીઓ. આ હકીકત યોગ્ય રીતે આલેખાય તેટલા માટે એમણે ટોડનું રાજસ્થાન, ફારબસની રાસમાળા, ગ્રાંટ ડફની મરાઠાની બખરો, એલ્ફીન્સ્ટન અને માર્શમેનના હિંદના ઇતિહાસો ઉપરાંત ઇલિયડ, રામાયણ, મહાભારત, ગ્રીસ, રોમ, મીસર, આસીરીઆ, બાબીલોનીઆના પુરાતન ઇતિહાસો વગેરે ઘણા ઐતિહાસિક સાહિત્યનો અભ્યાસ કર્યો. કાવ્યને અંત-ભાગતાં, આખરના અને ઘણાજ પ્રભાવશાળી ભાગમાં એઓ ભરતખંડના ભાવિ સંબંધે ઘણા આશાજનક ઉદ્‌ગારો કાઢે છે, એટલું જ નહિ પણ ભવિષ્યવેત્તા માફક એનું ભવિષ્ય કથે છે:—

" કોનું મોઢું મેં જોયું અંગમાં રંગ રમે છે.
" ઉછળી ઉછળી લોહી, ડોકીયાં ખુબ કરે છે. પૃ. ૩૪૬

× × × ×

"દિવસ હતો છે રાત, વળી પાછો દી ઉગશે,
"તન મન ધન બળ તેહ, ફરીથી બ્હાર નીકળશે.
"કસરત કરશે પુરૂષ, નિરોગી પુષ્ટ થશે બહુ,
"સ્ત્રીઓ તેમની સાથ, હવા રૂડી લેશે સહુ."

× × × ×

"બાળલગ્ન નહિ થાય, સ્વયંવરથી પરણાશે,
'જાતિ બંધનો તુટે, પરસ્પર જમવું થાશે.
"જશે જન પરદેશ, નવું ત્યાં જઇને જોશે,
"આવી તે નિજ દેશ, શોભતો કરશે હોંસે. (પૃ. ૩૪૭)

**હિંદના ઉદ્ધાર વિષે વિચારો**

હિંદના રાજકીય ઉદ્ધાર વિષે એમના વિચારો બહુ જ આગળ વધેલા હતા. પરદેશી રાજ્યને લીધે દેશમાંથી ધન ઘસડાઇ જઇ દરિદ્રતા આવે છે એ એમની જાણમાં હતું. એમનું ધારવું એવું હતું કે લાંબે કાળે જ્યારે હિંદીઓની રાજકીય બાબતો ગ્રહણ કરવાની તૈયારીનો સં

પૂર્ણ થશે અને તેઓ પૂરેપૂરો અનુભવ મેળવશે, ત્યારે ન્યાયી અને દયાળુ સરકાર તેમને મોટા રાજકીય હક્કો બક્ષસે અને અંતે એક દિવસ એવો આવશે કે મુગલોની માફક હાલના રાજકર્તાના કોઇ વંશજના છત્ર નીચે હિન્દીઓ સ્વરાજ્ય ભોગવશે. સ્કોટની "Breathes there the man" વાળી પ્રસિદ્ધ પંક્તિઓએ એમના હૃદયના તારને છેડયા હતા અને એ પંક્તિઓ "સ્વદેશાભિમાન"ને અર્પણ થયલા કાવ્યના એક ભાગમાં નીચેપ્રમાણે ભાષાંતર કરીને એમણે મૂકી છે:—

"વળી કોણ છે વિશ્વમાં મૂઢ એવો,
"બળી હોસનો કાયરો પાપિ જેવો,
"નહી વેણુ કો દી ભણ્યા શૂર હાં હાં,
"ભૂમી મ્હારી છે આ લીધો જન્મ જાંહાં.

( પૃ. ૬૨૫. )

ગુજરાત અને ગુજરાતીઓને જ ઉદ્દેશીને લખેલી એમની કવિતા ઘણી હૃદયસ્પર્શી છે અને ભૂતકાળનાં યશોગાન ગાતાં ગાતાં તેમને પોતાની વર્તમાન કાળની અવદશાનું ભાન કરાવે છે, અને તલસ્પર્શી વચનોથી તે દશા સુધારવા સબળ પુરૂષ પ્રયત્ન કરવા તેમને આવ્હાન કરે છે. એમનું "જય જય ગરવી ગુજરાત" વાળું નીચેની પંક્તિઓથી શરૂ થતું, ગુજરાતને સંબોધીને લખાયલું કાવ્ય, ગુજરાતી સાહિત્ય અને જન સમૂહનો અણમૂલ વારસો છે:—

"જય જય ગરવી ગુજરાત
"જય જય ગરવી ગુજરાત,
"દીપે અરૂણું પરભાત,
"ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત,
"તું ભણવ ભણવ નીજ સંતતિ સહુને, પ્રેમ ભક્તિની રીત.

એને અંતે નીચેની પંકિતઓ મૂકી છે:—

"તે અન્હિલવાડના રંગ,
"તે સિદ્ધરાજ જયસિંગ,
"તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
"શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત.
"જન ઘૂમે નર્મદા સાથ,
"જય જય ગરવી ગુજરાત.

(પૃ. ૬૩૦, ૬૩૧)

આ વિષય સાથે સંબંધ રાખતી પંક્તિઓ કવિએ "સુરત" ઉપર લખી છે જે વાંચતાં સુરતના પ્રત્યેક વતનીના હૃદયમાં આનંદ અને ગર્વના ભાવ ઉછાળા મારી રહે છે. ખાસ કરીને નીચેની પંક્તિઓઃ—

**સુરત વિશે હૃદય સ્પર્શી કવન**

"કહુંણ અમદાવાદ, બડાઇ કર તું તારી,
"નાણુંનો છે તોર, લીધા નથી જખમો કારી.

(પૃ. ૩૯૯)

એમાં એઓ અમદાવાદને ઉતારી પાડી ત્યાંના લોકોને "રહોંચા" કહે છે અને સુરતનાં સંતાનની નૈસર્ગિક બુદ્ધિનિપુણતા, તેમની રસિકતા, સુઘડતા આદિની સ્તુતિ કરે છે. સુરતના વતનીઓ અમદાવાદીઓને કૃપણ ગણી તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે તેમને આ પંક્તિઓમાં સમાયલો ભાવ આનંદજનક લાગશે. સુરત, પશ્ચિમ હિંદના તે સમયનાં નગરોનું પાટનગર, બાબુલ મક્કા, યુરોપનો માલ ઉતારવાનું, તેમજ આખા દેશના અંદરના ભાગમાં માલ પહોંચતો કરવા માટે, સગવડ ભરેલું બંદર હતું. ચોસઠ પ્રજાના વાવટા જ્યાં તેની જાહોજલાલીના દિવસોમાં ફરકતા તે સુરતની ચઢતી પડતી ઐતિહાસિક સત્ય સાચવીને નર્મદાશંકરે આલેખી છે; અને સાથે સાથે સુરતના "તનુજો"ને અને ખાસ કરીને પોતાના જ્ઞાતિભાઇઓ, નાગર બ્રાહ્મણોને, ઔદાસીન્ય ત્યજી રાષ્ટ્રીય ઉન્નતિના કાર્યમાં સહાય આપવા કરેલું પ્રોત્સાહન,

સુરતના વતનીના હૃદયમાં તેનો પ્રતિધ્વનિ ઉત્પન્ન કરે છે. કોઈ કોઈ સ્થાને, દાખલા તરીકે, જ્યાં એઓ સુરતને બે જુદા જુદા અર્થમાં-"સુરત શહેર" અને "મુખમંડળ" એટલે કે સ્ત્રીનું વદન-વાપરવાનો લોભ એઓ ખાળી શક્યા નથી ત્યાં એમનો કાવ્ય રસ કૃત્રિમતાથી દૂષિત થાય છે. સુરતને કોઈ એક સ્ત્રી સાથે સરખાવી વળી એ કૃત્રિમતામાં વધારો કર્યો છે, છતાં પણ એક પ્રાચીન અને ઇતિહાસપ્રસિદ્ધ શહેરની કાવ્યરૂપે લખાયલી આ તવારીખ ઘણીજ જુસ્સાવાળી અને હૃદયસ્પર્શી છે:–

"આ તે શા તુજ હાલ, સુરત સોનાની મુરત,
"થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સુરત.
"રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડી પડી તું બાંકી,
"દીપી કુંદનમાં જડી, પડી રે કથીરે ઝાંખી.

× × × ×

"સુરત તારી શી સુરત, જનો ક્યાંના લલચાવ્યા,
"ફિરંગીને અંગ્રેજ, વલંદા ફ્રાંસીસ આવ્યા.

× × × ×

"સુરત તણા એ તનુજ, વિશેષે નાગર બચ્ચા,
"અનાવલા કે એચ, તમે હઠમાં નહિ કચ્ચા.
"રૂડી વાતમાં હઠ, રાખશો રૂડી રીતે,
"સ્વાર્થ અને પરમાર્થ, સાધિ રહેશો સુખિ નીતે.

**ઇશ્વર સંબંધી કવિતા**

નર્મકવિતામાં ઇશ્વર સંબંધી કવિતાને પણ સ્થાન છે. તેમાંની કેટલીએક ફારસી કવિતાની શૈલીએ ફારસી શબ્દો વપરાઇને લખાઈ છે. પારસી કોમમાંથી લાંબા કાળ સૂધી નર્મદાશંકરને જે સહાય-સહાનુભૂતિ, ઉત્તેજન-દ્રવ્ય અને પુસ્તકોની ખરીદીરૂપે મળી હતી, તે કોમની લાગણીઓને આદર આપીને આ કવિતા લખાઈ છે. આ પદોની કાવ્યની દૃષ્ટિએ કાંઈ પણ કીમત નથી કારણ તેમાં માત્ર

ફારસી શબ્દોનો ઉપયોગ કરીને તે શબ્દોને કવિએ એતના રૂપમાં ગોઠવી દીધા છે. પરંતુ એ જ વિષય પરનાં બીજાં કાવ્યોમાં કવિનું વેદાંતનું અને હિંદુ ધર્મના[1] સિદ્ધાંતોનું ઉંડું જ્ઞાન દેખાઈ આવે છે. હિંદુઓ પોતાનાં નજદિકનાં સંબંધીનાં મરણ સમયે પોતાના ધર્મની દૃષ્ટિએ કેવી રીતે આશ્વાસન લે છે તેનો ખ્યાલ કવિએ પોતાના પિતા લાલશંકરના અવસાન સમયે રચેલી પંક્તિઓ પરથી આવે છે:—

"જ્ઞાની હોય મરી જાનાર, તપસ્વી ને સાધુરે,
"નીર અબ્જ પેરે રહ્યો હોય, જીવન્મુક્ત તે ખરે. (પૃ. ૫૮૪)

**ઇંગ્રેજીમાંથી ભાષાંતર** વર્ડ્ઝવર્થ કૃત "અમે સાત છીએ"[2] અને "લ્યુસી ગ્રે"[3] અને રોબર્ટ સધી કૃત "લોર્ડ નેલસન" એ ત્રણ જાણીતાં ઇંગ્રેજી કાવ્યોનાં કવિએ ભાષાંતર કર્યાં છે; તેમજ ઈશ્કને પાયારૂપે લઇ લાંબી વાર્તાઓ લખવા પ્રયાસ કર્યો છે.[4] આ સિવાય એમનાં બે ત્રણ અધુરાં કાવ્યો

---

૧ (ક) "નદી દરિયો મેદાન ને છે ગંભિર આકાશ,
"દશદિશ ખાવા ધાય છે, શોક બીકનો વ.સ. પૃ. ૫૭૯

(ખ) "નર્મદ આખરે ધૂળે ધૂળ, શાને થાય આકળો ?
"સાચૂં નિત્યનું અહિંયાં ન કાંઇ, અંતે સંધે છે સળો.

પૃ. ૫૮૧

૨ "વજી" પૃ. ૪૨

૩ "લલિતા" પૃ. ૧૬

૪ "સાહસ દેસાઇ" પૃ. ૩૩

૫ (ક) વજેસંગ ને ચાંદબા. પૃ. ૨૪૦ ૨૬૩

(ખ) કુમુદચંદ્ર પ્રેમપત્રિકા, પૃ. ૩૫૪, ૩૯૪
આની નાયિકા એક યુવાન વિધવા રાજપુત્રી તેના પિતાના પ્રધાનપુત્ર સાથે પ્રેમમાં પડી છેવટે તેને પરણે છે.

(ગ) 'રૂદન રસિક' પૃ. ૪૦૧, ૪૧૪, અપૂર્ણ છે.

છે. એ કાવ્યો એમણે વીરરસમાં લખવા ધારેલાં.[1]

એમની કલમથી જો કાંઇ સંગીન કામ થએલું ગણીએ તો તે એમની સંસાર સુધારા અને સાંસારિક તથા કૌટુંબિક અનિષ્ટોનું ખંડન કરવા માટે તથા વહેમ વિષેની કવિતા, કે જેણે કાંઇક સફળતા મેળવી ગણાય. એ કવિતા લખાઈ ત્યારે એમાંની કેટલીક લોકોનું ઘણુંજ લક્ષ ખેંચેલું એટલુંજ નહિ પણ ત્યાર પછી પણ સંસારસુધારા માટે કાર્ય કરનારાઓને તે ઘણી ઉપયોગી થઇ પડી છે:

**સંસાર સુધારા પર કવિતા**

"સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે,
"યા હોમ કરીને પડો ફતેહ છે આગે.
"સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં
"સાહસે નેપોલ્યન ભીડયો યુરપ આખામાં.
"સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાંખો,
"સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.

આ કવિતા આજે પણ પ્રચલિત છે. વળી સુધારાની ફતેહ ઉપરની કવિતા, પૃ. ૭૭૪, તથા વૈષ્ણવ પંથના "લાલજીનાં ભોપાળાં" ની કવિતા પૃ. ૭૭૫-૭૭૭ પણ આજે એટલી જ ઉપયોગી છે.

પ્રીતિ સંબંધીની એમની ઘણી કવિતાઓ નિર્મળ આદર્શ પ્રીતિ કરતાં વિષયવાસના તરફ વધારે ઢળતી હતી અને તેમાંની ઘણીક તો (અઢારસે) શીત્તેર અને એંશીના દસકામાં પોતાની જાતને એમના જેટલા જ "દર્દી" (ઇશ્કી) ગણતા જુવાનીઆઓના મ્હોં પર એટલી બધી

**પ્રીતિ સંબંધી કવિતા**

---

૧ (ક) જીવરાજ પૃ. ૪૧૬, ૪૧૯
(ખ) વીરસીંહ પૃ. ૪૩૦, ૪૪૦
આ વિષય માટે ઇંગ્રેજી ( heroic metre ) વૃતને મળતું નવું વીર વૃત્ત કવિએ યોજ્યું છે.

ચઢી ગઇ હતી કે કોઇ એમ ધારે તો ખોટું નહિ કે આ કવિતાથી તેમની નીતિમાં બગાડ થશે. આ વિષય પરની એમની કવિતા પરથી જ એમને ગુજરાતના "બાપરત" ની ઉપાધિ પ્રાપ્ત થઇ છે. આમાંની કેટલીકમાં આશક માશુકની છૂપી મુલાકાતો ઉપરાંત સદોષ પ્રેમ ભાવનાનું ચિત્ર દોરેલું છે. એકંદરે નીતિની વૃદ્ધિ કરે એવી તો એ કવિતા ન જ કહેવાય. જો એ કવિતાથી કાંઈ પણ અર્થ સરે એવું હોય તો તે એટલો જ કે તે વાંચનારના મનને કલુષિત કરે છે.

**કવિની કવિતાની તુલના**

નર્મદાશંકરની ભાષામાં લાલિત્યની ખામી છે. દલપતરામની ભાષા જેવી એની ભાષા સરળ નથી અને ઘણી જગાએ તો એની કૃત્રિમતા સહજ દેખાઈ આવે છે. એમાં ચાલુ વાતચીતમાં વપરાતા હલકા, ગ્રામ્ય શબ્દો અને વાક્યો વારંવાર નજરે પડે છે. એવાં વાક્યો તથા શબ્દોને પોતાની કવિતામાંથી નીંદી નાખવા કવિએ દરકાર[1] રાખી નથી અને પ્રાસ બેસાડવા માટે અશુદ્ધ શબ્દો પણ એમણે બનાવી કાઢયા છે, તેમ જ એવાં જ કારણોએ અણુકતાં રૂપકો અને ઉપમા પણ વાપર્યા છે,[2]

---

૧ પૃ. ૨૪૦ વજેસંગ ને ચાંદબામાંઃ—

એમ વિચાર કરી ગયો, કચેરીમાં તે વ્હેલ,
જોએ તો કો ના દીઠું, પોતે સૌથી પ્હેલ.

વ્હેલા અને પ્હેલાને સ્થાને વ્હેલ અને પ્હેલ શબ્દ વાપર્યા છે. વળી "અનુભવ લહરી" પૃ. ૩૪૯માં

"રે નર્મદ આ વેળા તને, ચંદી કરતાં અંધી ગમે.

ચંદી તથા અંધી બંને શબ્દો નવા જ બનાવ્યા છે.

૨ "રંગમ્હોલમાં મહીના લગી, ઈશ્કની ખૂબ કનકવી ચગી." "ઈશ્ક"ની સરખામણી કોઈ વખત પણ "કનકવી" સાથે થઈ નથી. મ્હેલની અગાશીને શોખીન સુરતીઓ કનકવા ચગાવવાની શ્રેષ્ઠ જગ્યા ગણે છે તે ભાવને વશ થઈ આ ઉપમા કવિએ જેમ તેમ ખેંચી આણી છે.

અને તેથી એમનાં કાવ્યો માટે નવલરામ કરતાં રમણભાઇએ આપેલો અભિપ્રાય–ગુણદોષનું તોલ કરતાં—વધારે વાસ્તવિક લાગે છે. "નર્મદાશંકરની કવિતા લાગણીથી પ્રેરાયલી અને પોતાના જ તાનમાં મસ્ત છે પણ તેની કલ્પના ઘણી વાર શુષ્ક થઈ જાય છે, તેને ઉર્મિની મદદ મળતી બંધ થઇ જાય છે અને તેના ભાવમાંથી અસાધારણતા જતી રહે છે."[૧] એમને પગલે ચાલવામાં ગર્વ માનતા એમના થોડાક અનુયાયીઓનો વર્ગ હવે અદૃશ્ય થઈ ગયો છે.

**નર્મકોશ તથા નર્મ કથાકોશ**

નર્મદાશંકરની જે શ્રેષ્ટ કૃતિ માટે આપણું સાહિત્ય હમેશને માટે એમનું ઋણી રહેશે તે તો એમનો નર્મકોશ છે. ૧૮૬૦–૬૮ સુધી અથાગ પરિશ્રમ વેઠી, પુષ્કળ ખર્ચ કરી એમણે નર્મકોશ અથવા ગુજરાતી શબ્દાર્થ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો તે અગાઉ ગુજરાતી ભાષામાં એવું એકકે પુસ્તક નહોતું. ૧૮૭૩માં એ પ્રગટ થયો ત્યારથી અત્યાર સુધી એ ગ્રંથ બેનમુન જ રહ્યો છે. એમના "નર્મકથાકોશ" માટે પણ આપણે એમના એવાજ ઋણી છીએ. આપણી ભાષાની એક ખોટ એથી પુરાઈ છે. એ પુસ્તકને સુધારવા અથવા તો એનું એ દિશામાં અનુકરણ કરી બીજા કોઈએ એવું પુસ્તક પ્રસિદ્ધ કરવા પ્રયત્ન કર્યો નથી.

**સવિતાનારાયણઃ એમના ગ્રંથો.**

કવિ નર્મદાશંકરના અનુયાયીઓમાં કવિ સવિતાનારાયણ, કાંઇક ગણના થાય એવી, કૃતિઓ મૂકી ગયા છે. વિજયાશંકર અને રા. બા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાએ પણ એમનું અનુકરણ કર્યું છે. કવિ હીરાચંદ પાસે સવિતાનારાયણ વ્રજ ભાષા શિખ્યા હતા. એઓ સાઠના દસકામાં બી. બી. સી. આઈ. રેલ્વેમાં

૧ કવિતા ને સાહિત્ય, પૃ. ૭૦૪

"વે ઇન્સ્પેક્ટર" હતા, પણ સાહિત્યનો શોખ એમને એટલો બધો લાગ્યો હતો કે એમણે રેલ્વેની નોકરી છોડી મુંબાઇમાં ખાનગી નોકરી પસંદ કરી, કે જેથી સ્થાયી જીવન ગાળી પોતાનો અભ્યાસ વધારી શકાય. એમની "સવિતા કૃત કવિતા" (૧૮૬૭ થી ૧૮૮૫) તદ્દન સાધારણ અને નર્મદની શૈલીએ લખાયલી કવિતા છે. કોઈ કોઇ સ્થળે આવેશ અને સ્પષ્ટ વકતૃત્વ તેમાં જણાય છે પણ એમની ઉત્તમ કૃતિનો સંબંધ તો વૃજ સાથે જ છે. "બિહારી શતશઇ"ના ઊપોદ્ઘાત સહિતની સટીક આવૃત્તિ (૧૯૧૩) થી દયારામની માફક એ વૃજભાષાના પંડિતની પંક્તિએ મૂકાવા લાયક ગણાશે. એમનું બીજું પુસ્તક "અલંકાર ચંદ્રિકા" (૧ લી આવૃત્તિ ૧૮૭૮; બીજી ૧૯૧૦) અલંકારને ઉદ્દેશીને રચાયલી હોવાથી કાંઇક પારિભાષિક થઇ ગયલી કૃતિ છે, તોપણ ઘણા શ્રમપૂર્વક લખાયલી છે, અને નર્મદાશંકરના અલંકાર પ્રવેશ કરતાં ઘણે દરજ્જે ચઢીઆતી છેઃ અલંકારનો આખો વિષય જ એમાં શાસ્ત્રીય રીતે ચર્ચ્યો છે. શબ્દાલંકાર અને અર્થાલંકાર, એવા અલંકારના બે વિભાગમાંથી એમણે અર્થાલંકાર જ આ પુસ્તકમાં ચર્ચ્યો છે. એમનું "નીતિ સુધા તરંગિણી" હિંદી પુસ્તકનું ભાષાંતર છે ને પુસ્તકનું નામ સૂચવે છે તેમ એમાં નીતિ ઉપર કથાઓ છે.

**વિજયાશંકર** — વિજયાશંકર કેશવલાલ ત્રિવેદીએ પોતાની "વિજય વાણી" ૧૮૭૦ માં પ્રગટ કરી. એમાંની શૃંગાર વિષયપરની કવિતા તે સમયે ઠીક આદરને પામી હતી.

કવિ હીરાચંદ કહાનજી નર્મદાશંકરનો સમકાલીન હતો ને જેમ નર્મદાશંકર પોતાને દલપતરામ કરતાં ચઢીઆતા લેખતા તેમ હીરાચંદ પોતાને નર્મદાશંકર કરતાં ચઢીઆતો ગણતો. એ ન્યાતે દશા શ્રીમાળી વાણીઓ, મોરબીનો રહીશ હતો.

વૃજ અને હિંદીનો એ સમર્થ અભ્યાસી હતો. જેમ નર્મદે દયારામનાં કાવ્યોનો સંગ્રહ કરી પુસ્તક બહાર પાડયું હતું તેમ એણે અખાની કવિતા સંશોધન કરી પ્રગટ કરી હતી. એણે નર્મદાશંકર પેઠે નાનો કોષ પણ બનાવ્યો છે. એ સારો ચિત્રકાર કહેવાતો અને મોજ શોખ તથા રસ વૃત્તિ પોષવામાં ઘણી ઉંચી કોટીનો કહેવાય. એના "મિથ્યાભિમાન મત ખંડન"માં કવિ કહેવડાવતા લેખકોને ચાબખા મારતાં તેમને એ પૂછે છે કે:—

**વે હીરાચંદ અને એના ગ્રંથો**

" અરેરે હાય, હાય, ઠેકાણે ઠેકાણે ગાય,
" એવી શું કવિતા થાય ?

(૧૯૧૩ નો ગુજરાતીનો દીવાળી અંક).

વળી પોતાનું બાણ સીધું નર્મદાશંકર તરફ ફેંકતાં એ કહે છે કે,

" સબદ અબદ્ધ નવા અરથ વરથ સ્હાય,
" કવિનો મરમ નથી જાણતો નરમ કવિ.

**નર્મદાશંકર માટે હલકો મત.**

આગળ વધતાં એ નર્મદાશંકરની "લલિતા" નામે કવિતા જેમાં પિતા પુત્રીનાં સૌંદર્યનું વર્ણન કરતાં આશક માશૂક જેવી ભાષા વાપરે છે તેનો ઉપહાસ કરે છે. નર્મદાશંકરના ત્રણ ગ્રંથો "પિંગળ પ્રવેશ" "અલંકાર પ્રવેશ" અને "રસ પ્રવેશ" માટે એ કવિને ઘુવડની ઉપમા આપીને કહે છે કે કૃત્રિમ સાધનોથી સુંદર કવિતા રચી શકાતી નથી. હીરાચંદે કવિતામાં ઘણા ગ્રંથો લખ્ય. છે અને તે સમયે તે ગ્રંથોની ગણના પણ સારી થતી. એના ગ્રંથો નીચે પ્રમાણે છે:-

" ગાયન શતક" (ચાર ભાગ ૧૮૬૩-૬૫), " જુના રીત રીવાજોની કવિતા રૂપે નિંદા," " કુમાર બોધ" "કુમારિકા બોધ," " નામાર્થ બોધ" (૧૮૬૪), આ એક વિચિત્ર પુસ્તક છે. માણસને તેના સ્વભાવ પ્રમાણે અપાયલાં નામની સમજુતીરૂપે કર્ત્તા આ

પુસ્તક ઓળખાવતાં કહે છે કે " ભંગી હજામ વગેરેનાં નામનો અર્થ તથા તેમના લક્ષણની કવિતા, " દૃષ્ટાંત તરીકે "જુગારી"નું લક્ષણ આપતાં કવિ કહે છે કેઃ—

" જીતે તે દીન મીર થૈ ઉડાડી દે શોક,
" હારે તે દીન ચોરી કાં કરજ કરે ધરી શોક.

" ગુજરાતી અનેકાર્થ કોશ, " "સુધરેલ શાસ્ત્ર, " " ગુજરાતની ગાંડાઇ, " "ભાષા ભૂષણ" (૧૮૬૬), જોધપુરના મહારાણા જશવંતસિંહજીએ રચેલા અલંકાર શાસ્ત્ર પર ગુજરાતીમાં ટીકારૂપે આ ગ્રંથ છે. "વૈરાગ્યબોધ", "પિંગલાદર્શ તથા નીતિબોધ,' "સર જમશેદજી જીજીભાઇની કવિતા," " માનમંજરી તથા અનેકાર્થ મંજરી, " "સુંદર શૃંગાર" તથા " હીરા શૃંગાર," "કાવ્ય કલાપ"ના ૯ અંક, કાવ્ય ૩૭. " લક્ષ્મી સહસ્ત્ર, " " વિદગ્ધ મુખ ખંડન ", સટીક " યોગ વાશિષ્ટ ", "પુરૂષસૂક્ત સવ્યાખ્યાન."

**ભોળાનાથ સારાભાઇ**

સંસાર સુધારાના ઉચ્ચ આદર્શોમાંના એક આદર્શની પ્રતિકૃતિ રૂપે અને મૂર્તિની પૂજા યા આરાધનાસાંથી અમૂર્ત સ્વરૂપની આરાધનામાં થએલી સંક્રાંતિના ચાલક રૂપે રા. બા. ભોળાનાથ સારાભાઈ દર્શન દે છે. અમદાવાદના એક ઘણાજ જુના વિચાર ધરાવતા પરંતુ સાથે સાથે તેટલાજ સંસ્કારી અને સમૃદ્ધ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. જાતે નાગર બ્રાહ્મણ એટલે ફારસી, સંસ્કૃતમાં નિપુણ હોય એમાં કાંઇ નવાઈ નહિં. એઓ ઇંગ્રેજી ને મરાઠી પણ જાણતા. એમણે કાયદાનો અભ્યાસ કર્યો હતો ને સરકારી નોકરીમાં માનમર્તબા ભરેલા જુદા જુદા ઉંચા ઓદ્દા ભોગવી ઈ. સ. ૧૮૭૪ માં ત્રીશ વર્ષની નોકરી પછી ફર્સ્ટ ક્લાસ સબ જજના જોખમભર્યા સ્થાનેથી એઓ નિવૃત્ત થયા હતા. એમના પોતાના સિદ્ધાંતોની સચ્ચાઇ વિષેની અડગતા અને એમની વિચારણા શક્તિ એટલાં શ્લાધ્ય હતાં કે વ્હેમી જનોથી

વૃજ અને હિંદીનો એ સમર્થ અભ્યાસી હતો. જેમ નર્મદે દયારામનાં કાવ્યોનો સંગ્રહ કરી પુસ્તક બહાર પાડયું હતું તેમ એણે અખાની કવિતા સંશોધન કરી પ્રગટ કરી હતી. એણે નર્મદાશંકર પેઠે નાનો કોષ પણ બનાવ્યો છે. એ સારો

**કવિ હીરાચંદ અને એના ગ્રંથો**

ચિત્રકાર કહેવાતો અને મોજ શોખ તથા રસ વૃત્તિ પોષવામાં ઘણી ઉંચી કોટીનો કહેવાય. એના "મિથ્યાભિમાન મત ખંડન"માં કવિ કહેવડાવતા લેખકોને ચાબખા મારતાં તેમને એ પૂછે છે કેઃ—

" અરેરે હાય, હાય, ઠેકાણે ઠેકાણે ગાય,
" એવી શું કવિતા થાય ?

(૧૯૧૩ નો ગુજરાતીનો દીવાળી અંક).

વળી પોતાનું બાણ સીધું નર્મદાશંકર તરફ ફેંકતાં એ કહે છે કે,

" સબદ અબદ્ધ નવા અરથ વરથ સ્હાય,
" કવિનો મરમ નથી જાણતો નરમ કવિ.

આગળ વધતાં એ નર્મદાશંકરની "લલિતા" નામે કવિતા જેમાં પિતા પુત્રીનાં સૌંદર્યનું વર્ણન કરતાં આશક માશૂક જેવી ભાષા વાપરે છે તેનો ઉપહાસ કરે છે. નર્મદાશંકરના ત્રણ ગ્રંથો "પિંગળ પ્રવેશ" "અલંકાર પ્રવેશ" અને "રસ પ્રવેશ" માટે એ

**નર્મદાશંકર માટે હલકેઃ મત.**

કવિને લુવડની ઉપમા આપીને કહે છે કે કૃત્રિમ સાધનોથી સુંદર કવિતા રચી શકાતી નથી. હીરાચંદે કવિતામાં ઘણા ગ્રંથો લખ્યા છે અને તે સમયે તે ગ્રંથોની ગણના પણ સારી થતી. એના ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

" ગાયન શતક " (ચાર ભાગ ૧૮૬૩–૬૫), " જુના રીત રીવાજોની કવિતા રૂપે નિંદા," " કુમાર બોધ " "કુમારિકા બોધ," " નામાર્થ બોધ " (૧૮૬૪), આ એક વિચિત્ર પુસ્તક છે. માણસને તેના સ્વભાવ પ્રમાણે અપાયલાં નામની સમજુતીરૂપે કર્ત્તા આ

પુસ્તક ઓળખાવતાં કહે છે કે " ભંગી હજામ વગેરેનાં નામનો અર્થ તથા તેમના લક્ષણની કવિતા, " દૃષ્ટાંત તરીકે "જુગારી"નું લક્ષણ આપતાં કવિ કહે છે કેઃ—

" જીતે તે દીન મીર થૈ ઉડાડી દે શોક,
" હારે તે દીન ચોરી કાં કરજ કરે ધરી શોક.

" ગુજરાતી અનેકાર્થ કોશ, " "સુધરેલ શાસ્ત્ર, " " ગુજરાતની ગાંડાઇ, " "ભાષા ભૂષણ" (૧૮૬૬), જોધપુરના મહારાણા જશવંતસિંહજીએ રચેલા અલંકાર શાસ્ત્ર પર ગુજરાતીમાં ટીકારૂપે આ ગ્રંથ છે. "વૈરાગ્યબોધ", "પિંગલાદર્શ તથા નીતિબોધ,' "સર જમશેદજી જીજીભાઇની કવિતા," " માનમંજરી તથા અનેકાર્થ મંજરી, " "સુંદર શંગાર" તથા " હીરા શૃંગાર," "કાવ્ય કલાપ" ના ૯ અંક, કાવ્ય ૩૭ " લક્ષ્મી સહસ્ત્ર, " " વિદગ્ધ મુખ ખંડન ", સટીક " યોગ વાશિષ્ટ ", "પુરૂષસૂક્ત સવ્યાખ્યાન."

**ભોળાનાથ સારાભાઇ**

સંસાર સુધારાના ઉચ્ચ આદર્શોમાંના એક આદર્શની પ્રતિકૃતિ રૂપે અને મૂર્તિની પૂજા યા આરાધનામાંથી અમૂર્ત સ્વરૂપની આરાધનામાં થએલી સંક્રાંતિના ચાલક રૂપે રા. બા. ભોળાનાથ સારાભાઈ દર્શન દે છે. અમદાવાદના એક ઘણાજ જુના વિચાર ધરાવતા પરંતુ સાથે સાથે તેટલાજ સંસ્કારી અને સમૃદ્ધ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. જાતે નાગર બ્રાહ્મણ એટલે ફારસી, સંસ્કૃતમાં નિપુણ, હોય એમાં કાંઇ નવાઈ નહિ. એઓ ઇંગ્રેજી ને મરાઠી પણ જાણતા. એમણે કાયદાનો અભ્યાસ કર્યો હતો ને સરકારી નોકરીમાં માનમર્તબા ભરેલા જુદા જુદા ઉંચા ઓદ્ધા ભોગવી ઈ. સ. ૧૮૭૪ માં ત્રીસ વર્ષની નોકરી પછી ફર્સ્ટ ક્લાસ સબ જડ્જના જોખમભર્યા સ્થાનેથી એઓ નિવૃત્ત થયા હતા. એમના પોતાના સિદ્ધાંતોની સચ્ચાઇ વિષેની અડગતા અને એમની વિચારણા શક્તિ એટલાં શ્લાધ્ય હતાં કે વ્હેમી જનોથી

સર્વ દિશાએ પોતે વિંટળાયલા હોવા છતાં અને જૂના રીતરિવાજો તરફનું કૌટુંબિક વલણ પોતાનામાં ઉતરી આવેલું છતાં એઓ ક્રમે ક્રમે મૂર્તિ પૂજાની શૃંખલામાંથી મુક્ત થયા, (એમના કુળના ઇષ્ટદેવ શિવ તથા અંબાજી માતા હતાં), અને છેલ્લે તેટલાજ ઉત્સાહી અને શુદ્ધ હૃદયવાળા કાર્યકર્તા રા. સા. મહીપતરામ રૂપરામની સાથે મળીને એમણે પ્રાર્થના સમાજ સ્થાપી (ઇ. સ. ૧૮૭૧). આ પ્રાર્થના સમાજે ભકિતનું શુદ્ધ સ્વરૂપ તે ઈશ્વરની આરાધના એ સૂત્ર જ સ્વીકાર્યું.[૧]

---

૧ મુંબાઈ તથા અમદાવાદની પ્રાર્થના સમાજ અને કલકત્તાની બ્રાહ્મ સમાજ સર્વ વાતે ઘણી ખરી એક જ છે. બેમાં ભેદ એટલોજ છે કે પ્રાર્થના સમાજે બ્રાહ્મ સમાજની માફક પોતાની સ્થાપનાની સાથેજ જાતિ ભેદનું બંધન કાઢી નાખવાનું કે તે કાઢી નાખવા પ્રયાસ કરવાનું સ્વીકાર્યું નથી. આ બંને સંસ્થાઓ ઇશ્વરવાદનો ઉપદેશ કરે છે અને ખ્રીસ્તી ધર્મના વિચારો સાથે એમનું એટલી બધી વતે મળતાપણું છે કે બ્રાહ્મ અને પ્રાર્થના સમાજીઓ એક વખતે ખ્રીસ્તી ધર્મમાં વટલી ગયલા મનાતા. ભોળાનાથ પણ ખ્રીસ્તી થઈ ગયા છે એવો લોકોને વહેમ હતો. પ્રાર્થના સમાજના ચાર મૂળ સિદ્ધાંતો એના સ્થાપકો નીચે પ્રમાણે જણાવે છેઃ—

૧ ઈશ્વર એક છે. તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે, સૃષ્ટ પદાર્થોથી તે ભિન્ન છે, એના વિના બીજો કોઇ દેવ નથી; તે સર્વજ્ઞ, સર્વવ્યાપી છે. સર્વ શક્તિમાન, ન્યાયકારી તથા કરૂણામય પરમ પવિત્ર છે, તે જ ઈશ્વર પૂજ્ય છે.

૨ ભકિત એ જ ધર્મ છે.

૩ સપ્રેમ શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર એ ભકિત.

૪ ભકિત વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું ઐહિક તથા આમુષ્મિક કલ્યાણ થાય છે.

**એમની ધર્મ સંબંધી કવિતા**

એમણે સરસ રીતે લખેલી નોંધપોથીમાંથી એમનું જે ચરિત્ર એમના એક પુત્રે પ્રગટ કર્યું છે ને જેમાં તેમાંથી પુષ્કળ ઉતારા આપવામાં આવ્યા છે તે પરથી એઓ મૂર્તિપૂજક મટી પ્રાર્થના સમાજી કેવી રીતે થયા તે સમજાય છે, અને જે વહેમી રીત રિવાજ તથા સાંસારિક અનિષ્ટો અમદાવાદમાં તેમજ આખા ગુજરાતમાં પ્રસરી ગયાં હતાં તે સર્વને એમણે પોતાના કુટુંબમાંથી ક્રમે ક્રમે કેવી રીતે દૂર કર્યા તે પણ એ નોંધો દર્શાવે છે. એમની કીર્તિનો સ્તંભ તો એમણે ગુજરાતમાં કરેલો સાંસારિક બલ્કે ધાર્મિક સુધારો; પરંતુ એ કીર્તિસ્તંભને ઘણે દરજ્જે આધારભૂત તો એમનાં સરળ જીવન, દોષ-રહિત ચારિત્ર્ય, ઉદાત્ત ચિત અને શ્રેષ્ઠ આદર્શ. આમ છતાં પણ ગુજરાતી ભાષા તથા સાહિત્યની તવારિખમાં એમની ગણના નિત્યરૂપે એમના આ દિશાના કાર્યને લઇને થઇ નથી, પરંતુ એક વિશુદ્ધ, પવિત્ર ઈશ્વરની ભક્તિના પ્રતિપાદક તરીકે ધાર્મિક કવિતાના પ્રદેશમાં જે ગગીન કાર્ય એમણે કર્યું છે તેથી થઇ છે. ભોળાનાથની ભક્તકવિ તરીકેની કીર્તિ સ્વાવલંબી અને અનાક્રમણીય છે. ગુજરાતી સાહિત્યમાં ભક્તિનિષ્ટ ગાંશનાં કાવ્યોનો અભાવ હતો એમ તો નથી, બલ્કે આરંભ કાળમાં એ અંશ તો વધારે પ્રમાણમાં હતો, પણ વારે વારે ભોગવવાં પડતાં કર્મોમાંથી છૂટવાને જે "કાંઇક શક્તિ" ની સહાયની મનુષ્ય હૃદય ઉત્કંઠા રાખે છે તે ઉત્કંઠાનું પ્રતિપાદન ભોળાનાથે જે રીતે કર્યું તે રીત પ્રાચીન ભક્ત કવિઓએ એ પવિત્ર વિષય સંબંધે પકડેલી રીતથી કેવળ નિરાળી જ હતી. પોતાને જાણે ગરબીઓનાં વસ્તુ સાથે કાંઇ લેપન ન હોય એવી રીતે દયારામે, મીરાંબાઇએ પોતાનાં કાવ્યો લખ્યાં છે. એઓ તો જાણે અલગ ઉભા રહી પોતાનાં હૃદયને સંબોધન કરીને કાંઇક શિખામણ આપતાં ન હોય અથવા તો ભોગાસક્ત કૃષ્ણને આદર્શ તરીકે લઇને તેના સમક્ષ પોતાની શૃંગારિક યાચનાઓનો પ્રવાહ વહેવડાવતા ન હોય એમ લાગે છે. એજ પ્રમાણે પોતાના વાચકો અથવા શ્રોતાઓને

ઉદ્દેશી **અખાએ** પણ તેમને ચાબખા માર્યા છે, જ્યારે **ભોળાનાથે** તો ઇશ્વરને જ સંબોધીને પોતાની એટલે કે મનુષ્ય હૃદયની નિર્બળતા તેની સમક્ષ રજુ કરીને તેની ભક્તિ કરવાને જોઇતા બળ માટે તે "સર્વ શક્તિમાન" પ્રભુની સહાયની યાચના કરી છે. આ રીતે એમની કવિતા તે એક નિરાકાર અને દયાળુ, એવા સ્રષ્ટા તથા ધાતાને સંબોધીને રચાયલી પ્રાર્થનાઓની માળા છે. જેમ કોઈ બાળક પોતાના પિતા પાસે યાચતું જાય તેમ એઓ ઇશ્વર પાસે યાચતા જાય છે, અને એમની આખી કવિતાનું વસ્તુ તે એક પામર, ભૂલાં પડેલાં પ્રાણીની કરૂણ, દીન યાચના છે કે જે વડે એ પ્રાણી પોતાના સર્વશક્તિમાન પિતાને પોતાને અસત્‌માંથી સત્‌માં, અંધકારમાંથી પ્રકાશમાં અને મૃતમાંથી અમૃતમાંથી લઇ જવા પ્રાર્થે છે. કુદરતનું સુવ્યવસ્થિતપણું, જે નિત્ય નિયમોને અનુસરી કુદરત કામ કરે છે તે, સૂર્ય, ચંદ્રાદિ આકાશમાંના મંડળો જે નિશ્ચળ, નિયમિત ગતિથી ફર્યાં જાય છે તે સર્વની એમના હૃદય પર ગંભિર છાપ પડી હતી અને "**ઇશ્વર પ્રાર્થના માળા**"ના બંને ભાગમાં સૃષ્ટિના એ નિયમિતપણાના વિશિષ્ટ લક્ષણને એમણે આગળ પડતો ભાગ આપ્યો છે:—

"સર્વ વસ્તુમાં ઘટિત મૂકયો છે,
"ગણિત નિયમનો તાળો રે.

ભોળાનાથ સંગીતના શોખીન હતા એટલું જ નહિ પણ સંગીત શાસ્ત્રમાં નિપુણ હતા, તેથી એમની બધી કવિતામાં સંગીતની ભાવના ચુસ્તપણે દેખાઇ આવે છે, અને તેને અંગે તેમાં લાવણ્ય અને કોમળતા પણ સહજ આવી જતાં હોવાથી એમનાં પદો ઘણાં લોકપ્રિય થયાં છે. તેનાં ત્રણ દૃષ્ટાંતો અહિ ટાંક્યાં છે:—

૧ "દીનનો દયાળ છોડી કોને શરણે જાઉં ?
"માત તાત જાણી પ્રભુચરણ પ્રતે ધાઉં.

× × ×

૨ "વિધાતા ધન્ય છે, તારી રચના જગતની અનંત,
"અતર્ક્ય, અગોચર રૂપ તમારૂં,
વ્યાપિ રહ્યા સત્તા થકી ભગવંત. વિધાતા.

× × ×

૩ "તારો રે દયાળ મને દીન ગણી તારો રે.

**ઇશ્વર પ્રાર્થનામાળા**

'ઇશ્વર પ્રાર્થનામાળા'ના બંને ભાગના દરેક અંકમાં છંદો અને પદો સાથે અંકે અંકે એકેક ફકરો ગદ્ય પ્રાર્થનાનો મૂક્યો છે. મહીનામાં દરરોજ એકેક અંક વંચાય એ હેતુથી ત્રીશ અંકમાં પુસ્તક વહેંચી નાંખ્યું છે. દરેક અંકના ગદ્ય ફકરામાં આદરયુકત ભાષામાં "સર્વ સૃષ્ટિના ઉત્પન્નકર્તા"ને નમ્ર અને ભાવયુકત શબ્દો વડે પામર અને શરણ યાચતા પ્રાણીની નિર્બળતા ક્ષમા કરવા તથા "તેને" અને તેના "નિયમો"ને સદા હૃદયમાં રાખી તે પ્રમાણે ચાલવાનું બળ આપવા પ્રાર્થના કરી છેઃ તેમાં પોતાને સદાચરણ બળ આપવા મનુષ્ય પ્રભુને વિનવે છે. ભકિતપ્રચુર ભાવોના જે ઉદ્‌ગાર એઓ કાઢે છે તેના આધાર માટે એમણે પોતાનું સંસ્કૃતનું, ઉપનિષદોનું અને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન સુયોગ્ય રીતે વાપર્યું છે. ઈશ્વરપર અને એની સ્વર્ગીય કૃપાપર વિશ્વાસ, મનુષ્ય પ્રાણીનું અને તેની નિર્બળતાનું પામરપણું એવા એવા ભાવ એમને આ વિષયને યોગ્ય સામગ્રી પૂરી પાડે છે. એઓ પોતાના ભાવોને નહિ પણ ઇશ્વર સમક્ષ ઉભેલા કોઈ એક સામાન્ય પ્રાણીના ભાવોને આલેખે છે. એ પ્રાણીને પ્રથમ તેની નિર્બળતા અને તેનાં પાપોનું સ્મરણ કરાવીને પછી ઈશ્વર દયાળુ અને ક્ષમાશીલ છે એવું ભાન કરાવી તેને આનંદ સાગરમાં મૂકી દે છે.

"કવિતાના[1] રસમાં હૃદય ડૂબે, ઉંચા પ્રકારનો આનંદ પામે, અને તેની સાથે હૃદય પરભાર્યું બોધ પણ પામે એમાં જ કવિની કુશળતા છે. આ કવિની કવિતા ભકિતરસથી પરિપૂર્ણ છે.

**ખરી આંકણી**

કવિનું હૃદય ભકિતથી ઉભરાઈ, ઈશ્વર લીલાથી મોહ પામી ભકિત અને પ્રેમના ઉદ્‌ગાર વાસ્તવિક રૂપે પ્રગટ કરે છે. તેમજ વાંચનારના હૃદયને રસમાં લુબ્ધ બનાવી, પોતાની જોડે ઇશ્વર તરફ દોરી દિવ્ય અંશનું ગ્રહણ કરાવે છે."

**અનુપમ સ્થાન**

એકના એક જ ભાવોની પુનરૂકિત થવા છતાં ભોળાનાથની કવિતાનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં વીરલ જ છે. એમની ધાટીપર લખાયલી પંકિતઓ અવારનવાર માસિકો આદિમાં જોવામાં આવે છે, તોપણ હજી સુધી ભોળાનાથની કૃતિનું નથી કોઇએ સફળ અનુકરણ કર્યું કે નથી કોઇ એમનાથી ચઢીઆતું કામ કરી શકયું.[2]

**એમના બે પુત્રોનું અવસાન.**

એમની હયાતિમાં જ એમના બે પુત્રોનું મૃત્યુ થયું હતું. એમના ત્રીજા પુત્ર જે એમની પછી અવસાન પામ્યા તેમણે ઘણી પ્રશંસાયુકત કવિતા લખી છે. બે પુત્રો[3] હજી હયાત છે. તેમણે પણ સાહિત્યમાં નામ કાઢ્યું છે અને બન્ને સંગીત તથા કળામાં નિપુણ છે.

---

૧ રા. બા. રમણભાઇના "કવિતા અને સાહિત્ય"માંથી આ ફકરો સાઠીના સાહિત્યકારે ( પૃષ્ઠ ૧૪૯ ) લેખકનું નામ આપ્યા સિવાય સ્વતંત્ર લખાણ તરીકે લીધો છે.

૨ કવિતા અને સાહિત્યમાં રા. બા. રમણભાઈએ ભોળાનાથના ચરિત્ર પર અને એમની કવિતાપર જે વિવેચન કર્યું છે તે એમની કૃતિ સમજવાને તથા ધાર્મિક કવિતામાં એમણે જે નવિન યુગ પ્રવર્તાવ્યો તેના માર્ગદર્શક તરીકે ઘણુંજ ઉત્તમ અને માહિતીભરેલું છે.

૩ આ લખાયા પછી એમના એક બીજા પુત્ર કૃષ્ણરાવ સ્વર્ગવાસી થયા છે. ( ૧૯૨૧ ના સપ્ટેમ્બરમાં ).

એમની ઈશ્વર પ્રાર્થનામાળા લોકોમાં એટલી બધી પ્રિય થઈ પડી છે કે ચુમાળીશ વર્ષના અરસામાં તેની ૭ આવૃત્તિ તો થઈ ગઇ છે ને લગભગ દશ હજાર નકલો વેચાઇ છે. આ પ્રાર્થનામાળાના ૨૮ અંક લખાયા પછી એમનું અવસાન થયું તેથી છેલ્લા બે અંકો, ઓગણત્રીશ અને ત્રીશ, એમની કલમે લખાયા નથી, પરંતુ તે અંકોમાંના થોડાંક પદ સિવાય બધા અંકો એમના પુત્ર નરસિંહરાવે રચ્યા છે.

**ઈશ્વર પ્રાર્થનામાળાની લોકપ્રિયતા**

ઈશ્વર પ્રાર્થનામાળાની યોજના એની લોકપ્રિયતાનું કારણ છે. એના દરેક અંકમાં થોડા છંદ, થોડાંક સંગીત સાથે ગવાય તેવાં પદ, સંસ્કારી ગદ્યમાં લખાયલી પ્રાર્થના અને અંકને અંતે શિવ અને શક્તિ પૂજામાં ગવાય છે તેવી આરતિ,[1] મૂકવામાં આવ્યાં છે. આ આરતિના સંગીતથી ગાનાર તથા સાંભળનાર બંનેનું હૃદય દ્રવે છે. વળી એની અસર, એકાંતમાં ગવાય કે સમૂહમાં ગવાય, તોપણ ઘણી જ શાંતિપ્રદ છે. ગાનાર જો સહજ પ્રયત્ન કરી પોતાની આસપાસનું વાતાવરણ વિસારી દઇ આરતિની લેહમાં લાગી જાય અને આરતિમાં દર્શાવેલા ભાવ તથા વૃત્તિમાં તન્મય થઇ જાય તો ઈશ્વરનું સાન્નિધ્ય પ્રાપ્ત કરેલા ભક્તનો આનંદ, જગતની જંજાળ અને ચિંતાથી મુક્ત થયલા આત્માને મળતી શાંતિ અને પાપનું પ્રાયશ્ચિત્ત કરેલા હૃદયની પ્રસન્નતા તે તત્કાળ અનુભવે છે. બીજા પંથોપર આક્રમણ, યા તેમની અવજ્ઞા, કર્યા વગર, નવા પંથના સંસ્થાપકની ધર્માંધતા રહિત

**લોકપ્રિયતાનાં કારણ**

---

૧ આ આરતિઓ એવી સુંદર રીતે રચવામાં આવી છે તથા કોઈ પણ ધર્મના અનુયાયીને ખોટું લાગે એવા દોષથી એટલી રહિત છે કે શિવ અને ગણેશના ઉપાસકો પણ પૂજા સમયે એ આરતિ ગાવામાં બાધ ગણતા નથી.

આખી માળાની રચના એવી સુંદર રીતે થઈ છે કે તેણે, હિંદુ ધર્મના શુદ્ધ અને ઉચ્ચ સ્વરૂપના શ્રેષ્ટ અંશો સાથે એકરસ થઈ ગયલા એ મધુર ઉપદેશો-દરેક વિચારવંત વાચકના હૃદયને વશ કરી લીધું છે. એમની કવિતા સરળ-કુદરત જેટલી નિર્દોષ છે. એને આકર્ષક બનાવવા જરા પણ કૃત્રિમ સહાય લેવામાં આવી નથી યા તો કાંઈપણ આડંબરયુક્ત અલંકાર વાપરવામાં આવ્યા નથી. ગુજરાતમાં આરતિ જેટલી પ્રચલિત છે તેટલાંજ દક્ષિણના ધાર્મિક સાહિત્યમાં પ્રચલિત દિંડી તથા અભંગ એમણે આપણા સાહિત્યમાં દાખલ કર્યાં છે.

**કલાપી** — કાઠીઆવાડમાં આવેલા **લાઠી** સંસ્થાનના ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ જે કલાપીના તખલ્લુસથી લખતા તેઓ પચ્ચીસ વર્ષની યુવાન વયે મૃત્યુ પામ્યા (૧૮૭૪ થી ૧૯૦૦). આ અકાળ મૃત્યુના કારણથી એમને ઈંગ્રેજ કવિ કીટ્સ સાથે સરખાવવામાં આવે છે. આપણામાં ભાગ્યે જ પાકતા રાજવી કવિમાંના એઓ એક હતા. એઓ આપણા ઘણા સમીપના કાળમાં થઇ ગયલા હોવાથી એમના જીવનના પ્રસંગો ઘણી સ્હેલાઈથી પ્રાપ્ત થઈ શકે છે, અને જે વિલક્ષણ અને ફીલસુફીભરેલી દશામાં એમને કવિતા લખવાની પ્રેરણા થઇ તેને એમણે પોતાના મિત્રોને લખેલા સંખ્યાબંધ પત્રોમાં પ્રદર્શિત કરી એમનું ચરિત્ર લખવાના કાર્યનો બોજો ઘણે દરજ્જે ઓછો કર્યો છે. એમના જીવનનું કેવળ રેખાચિત્ર જ એમનો જન્મ-કેળવણી-લગ્ન-પ્રવાસ રાજકારકિર્દી અને અવસાન-માત્ર-થોડાંક વાકયોમાં દોરી શકાય એમ છે. કાઠીઆવાડમાં ચોથા વર્ગના સંસ્થાન **લાઠી**ના રાજકૂળમાં એમનો જન્મ થયો હતો. એમની બાળ વયમાં જ એમના માતાપિતાનો સ્વર્ગવાસ થયો હતો. નવ વર્ષની વયે એમને **રાજકોટ**ની **રાજકુમાર** કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા.

નવ વર્ષ સુધી ત્યાં અભ્યાસ કર્યો. સત્તર–અઢાર વર્ષની વયે કાશ્મીર[૧] અને હિંદનો પ્રવાસ કર્યો. ત્રણ ચાર વર્ષ રાજ્ય કારભારનો અનુભવ લેવા માટે આપવામાં આવ્યાં. ઈ. સ. ૧૮૯૫ ના જાન્યુઆરી માસમાં ગાદીનશીન થયા. માત્ર પાંચ વર્ષ, ચાર માસ અને વીશ દિવસ રાજ્ય-કર્ત્તા કહેવાઇ ઈ. સ. ૧૯૦૦ ના જુનની દશમી તારીખે ફકત એક રાત્રી માંદગી ભોગવી વિદેહ થયા.[૨]

**પ્રેમ પ્રસંગ.**

એમના જીવનના બનાવોની રૂપરેખામાં એ જીવનનો ઘણોજ મહત્ત્વનો પ્રસંગ, જે પ્રસંગથી એમનું આખું સાક્ષર જીવન રંગાયું છે તે બતાવ્યો નથી. સોળ વર્ષની વયે બે સ્ત્રીઓ સાથે એમનું લગ્ન થયું હતું. તેમાંની રમા એમની માનીતી હતી. રમાના પરિજનમાં એક નાની છોકરી એની દાસી તરીકે એની સાથે આવી હતી. આ છ સાત વર્ષની નાની છોકરીએ કલાપીનું હૃદય આકર્ષ્યું, તેથી તેને પોતાની દેખરેખ નીચે લઇ તેને પોતેજ કેળવણી આપી. વખત જતે આ પિતા પુત્રીનો વાત્સલ્ય ભાવ એક પ્રેમીના પ્રણય ભાવમાં ફેરવાઈ ગયો, અને તેમનાં વારંવાર થતાં ગુપ્ત મીલનથી રમાના મનમાં વહેમ આવવા માંડયો. રમાનો સ્વભાવ જલદ હતો. રમાપર પણ કલાપીનો પ્રેમ તો ઘણો હતો પણ આ છોકરી (જેનું એમણે શોભના નામ આપ્યું હતું તેના) પરનો પ્રેમ તેનાથી પણ અધિક હતો. તેમ છતાં શોભનાને સંસારમાં ઠરી ઠામ પાડવાના હેતુથી એની ન્યાતનાજ એક યુવાન ખવાસને પસંદ કરી તેની સાથે પોતે શોભનાને પરણાવી દીધી.

---

૧ "કાશ્મીરમાં પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન" નામે એક વિચારવંત પુસ્તકમાં પોતાના અનુભવોનું રસભર્યું વર્ણન એમણે કર્યું છે. એક લેખક તરીકેની એમની કારકિર્દિનો આ પુસ્તકથી આરંભ થાય છે.

૨ રા. રૂપશંકર ઉદયશંકર ઓઝાનો લેખ, ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

ઉચ્ચ વાતાવરણમાં ઉછરેલી આ બાલિકાના રસિક મનોભાવ ઝીલવા આ પુરૂષ, ખવાસ જેવી હલકી કોમનો, બિલકુલ અસમર્થ હતો. શોભનાની આ શોચનીય દશાથી એમને ઘણું લાગી આવ્યું તેથી તેમજ પોતાના "દર્દ"નો જુસ્સો જેને પોતે અંકૂશમાં રાખવા અસમર્થ હતા તેને તાબે થઈ ૧૮૯૮ ના જુલાઇ માસમાં શોભના સાથે લગ્ન કરવાનું જોખમ કલાપીએ માથે વ્હોર્યું. એક જ મ્યાનમાં બે તલવાર સમાશે નહિ ને રમા પોતાનાં બાળકો સાથે એમનો ત્યાગ કરી જશે ને એ રીતે પોતાનું સંસાર સુખ ધૂળધાણી થઈ જશે એમ પોતાને ખાત્રી હતી. વળી પ્રજાજનની સ્ત્રીનું અપહરણ કરનાર–"અન્યની સ્ત્રી ઉપાડી જનાર–" રાજા પોતાની પ્રજાની નજરમાં હલકો પડી જાય છે એ વાત પણ એમના લક્ષ બહાર નહોતી. "એજન્સી" વખતે વચ્ચે પડે અને રાજગાદીને અંગે બારીક પ્રસંગ ઉભો થાય એવી પણ એમને સમજ હતી. એ છોકરીનાં સગાંને હાથે પોતાને કે છોકરીને કાંઇ વિપરીત થાય એવી પણ એમને સ્હેજસાજ શંકા હતી. શોભનાને "તેનાં પોતાનાં રક્તનાં સંબંધીઓનાં રક્તમાંથી" પોતાને "મળે" એ કેટલું દુઃખકર છે, "રમાના અશ્રુમાંથી મળતી શોભના" મેળવતાં એના હૃદયને જે ઘાત થયો હતો તે બધું એ પોતે સમજતા હતા.[1] પોતાના પરિજનમાંથી, પોતાના દરબારમાંની દાસીઓના સમૂહમાંથી ગમે તેની સાથે લગ્ન કરવાની યા તો તેને રખાત તરીકે રાખવાની દેશી રાજાઓની સામાન્ય પ્રથાના આ એક સાધારણ પ્રસંગને પ્રેમકથાના દૈવી વાતાવરણથી પરિવેષ્ટિત કરી "હૃદયત્રિપુટી" નામે એક ટૂંકા કાવ્યમાં આ યુવાન કવિએ તેને વર્ણવ્યો છે. પોતાની પરણેતર જોડેનો સંબંધ જાળવી રાખવા મથતા અને સાથે સાથે જે બીજી સ્ત્રી સાથે પોતાનો પ્રેમ સંબંધ બંધાયો છે તે સ્ત્રીના સહચાર વિના જીવન નકામું છે એવા પરસ્પર વિરોધી ભાવ અનુભવતા એક યુવાન આશકની હૃદયોર્મિના ઉદ્ગારથી એ કાવ્ય ભરેલું છે.

૧ "કલાપીના કેકારવ"માં આપેલા કલાપીના પત્રો.

ખરા અને કલ્પિત અને વળી સ્વપ્નવત્, જેમાંથી સ્વપ્નો ઉદ્‌ભવે છે તેવી બાબતોથી ભરેલા, બનાવવાળું એ કાવ્ય અંતે તો, સંસારયાત્રાનો આરંભ કરતા, સ્વપ્નસૃષ્ટિમાં વિહરતા, એક યુવાન કવિની કૃતિથી વધારે ઉંચા લક્ષણવાળું જણાતું નથી.

**સાહિત્યજીવન માટે ખરી તૈયારી**

પોતાના કાર્ય માટે એમનાં અધ્યયન અને તયારી બરાબર હતાં. પોતાને જે સાહિત્યજીવન ગાળવું હતું તેને માટે પોતે કાળજીપૂર્વક તૈયારી કરી હતી. રાજકુમાર કોલેજના અભ્યાસમાં કંઇ બહુ દમ નહોતો. ત્યાં ચાલતો અભ્યાસક્રમ એને ખામીભરેલો અને તેની મર્યાદાઓ કંટાળાભરેલા લાગ્યાં. પરંતુ કોલેજ છોડયા પછી એમણે પોતાના વાંચનનું ક્ષેત્ર ઘણું વિશાળ કરી દીધું અને એમના પત્રો પરથી માલમ પડે છે કે ગુજરાતી ઉપરાંત એમણે ઇંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસ ઉપર બહુ કાળજીપૂર્વક લક્ષ દીધું. એમના ઉર્દૂના જ્ઞાનમાં અલ્પતા હતી,એવી અલ્પતા કે જેને અંગ્રેજી કહેતી મુજબ ભયાવહ ગણવામાં આવે છે. બે મહાન ભાષાઓ (ઇંગ્રેજી અને સંસ્કૃત)માંની ફીલસુફી અને કવિતાના વિષયો પર એમનું બધું લક્ષ રોકાઈ ગયું. જો કે એમણે બીજાં ઘણાં ફીલસુફોનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો [1] છતાં એમના ખાસ પ્રિય તત્ત્વજ્ઞાનીઓ તો પ્લેટો, ઇમરસન અને સ્વીડનબોર્ગ હતા. એ જ રીતે બીજા કવિઓના પ્રમાણમાં શેલી અને વર્ડઝવર્થ પર એમની પ્રીતિ વિશેષ હતી. પોતાની માતૃભાષા માટે તો એઓ પોતાના પત્રોમાં કહે છે કે એમણે પ્રાચીન તથા અર્વાચીન બધું જ સાહિત્ય વાંચી નાખ્યું હતું.

---

૧ દાખલા તરીકે "ટેનીસન"માંથી "પ્રેમ અને મૃત્યુ"નું એમણે સુંદર ભાષાંતર કર્યું છે. "વૃદ્ધ ટલીઆ"માં વર્ડઝવર્થ કૃત "એકસકરઝન"માંથી વૃદ્ધ પ્રવાસીની વાતનો થોડો ભાગ લીધો છે. "પહાડી સાધુ" ગોલ્ડસ્મીથના "હરમીટ"નું ભાષાંતર છે. હી. મ. દેસાઈનો 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'માંનો લેખ. (૧૯૧૬ ના જુલાઈ.)

**એમના ગદ્ય ગ્રંથો** એમના ગદ્ય તથા પદ્ય ગ્રંથો એમના પત્રોમાં લખેલી હકીકતને ટેકો આપે છે. એમના ગદ્ય ગ્રંથો[1] ખાસ કરીને જેમાં એઓ સ્વીડનબોર્ગ વિષે લખે છે તે પરથી એમનું પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય ફીલસુફીનું ગાઢ જ્ઞાન દેખાઈ આવે છે, અને એમના વિશાળ તથા વિવિધ વિષયોના વાચનની તો એમની કવિતા જ પ્રમાણભૂત છે.

**એમના સ્નેહિઓ** દેશી સંસ્થાનોમાં પ્રચલિત રાજખટપટોથી એઓ સપૂર્ણ રીતે વાકેફ હોવાથી અને એ દિશાને અનુકૂલ પોતાના મનનું બંધારણ નથી એમ પોતે સમજતા હોવાથી, એ રાજખટપટથી દૂર રહેવા માટે ગુજરાતના જુદા જુદા ભાગના વિદ્વાનો સાથે એમણે મૈત્રિ સંબંધ સાધ્યો. તત્ત્વજ્ઞાનના વિષયપરના એક પ્રસિદ્ધ લેખક સ્વ. પ્રો. મણિલાલ ન. દ્વિવેદી બી. એ., થી એમની એ મિત્રતાની શરૂઆત થઇ અને તેમની પાસે એમણે પોતાનું હૃદય ખોલ્યું. બીજા મિત્ર તે સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ., કે જેઓ જાતે પણ કવિ હતા તે હતા. રા. ગો. મા. ત્રિપાઠી બી. એ., એલએલ. બી. ત્રીજા હતા. આવા વિદ્વાનો સાથે પત્રવ્યવહાર એ કલાપીના જીવનનો એક પ્રકારનો આનંદ હતો અને આવા વિદ્વાનો સાથે વિચારની આપ લે કરી તેમાંથી એઓ લાભ મેળવતા.

---

૧ એમની ગદ્ય કૃતિઓઃ—"સુદર્શન" અને "ચંદ્ર" માસિકોમાંના ગદ્ય લેખો, કેટલાક અપ્રસિદ્ધ સંવાદો, પોતાનું જીવન વૃત્તાંત, કાશ્મીરમાં પ્રવાસ અને સ્વીડનબોર્ગના ધર્મ વિચારો અને તે સંબંધે થોડી એક ચર્ચા, મુદ્રિકા નામે લઘુ નવલ કથા. એમની કાવ્યકૃતિઓ એમના મિત્ર અને ઉચ્ચ કોટીના એક સાક્ષર રા. મ. ર. ભટ્ટે ભેગી કરી 'કલાપીનો કેકારવ' નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી છે. "હમીરજી ગોહેલ" નામે ઐતિહાસિક કાવ્ય પણ એમણે લખ્યું છે.

જેમ જેમ એમની ઉમર વધતી ગઇ તેમ તેમ વૈરાગ્ય-મનુષ્યથી વિરક્ત સ્થાનમાં વાસ-પ્રત્યે એમની આસક્તિ વધતી ગઇ; અને એમ ધારવામાં આવે છે કે જો એ લાંબુ જીવ્યા હોત તો રાજગાદીનો ત્યાગ કરત અને સમાજ સેવાના કાર્યમાં લાગી જાત અથવા તો હિમાલયનાં જંગલો-જેના પર એમને પોતાના પ્રવાસ દરમ્યાન મોહ લાગ્યો હતો તેના એકાંતમાં નિવૃત્તિથી નિવાસ કરત.

**વૈરાગ્યનો શોખ**

એમની કવિતા વિવિધ વિષયો પર લખાઈ છે પણ તેમાં પ્રેમ અને ફીલસુફી[1] પ્રાધાન્ય લે છે. એક લેખક એમની કવિતાને પ્રેમ ગીતા કહે છે.[2] પણ ખરૂં જોતાં તેમાં પ્રેમ કરતાં શૃંગાર ભાવ વધારે છે. કેટલીક કવિતાનાં બંધારણ એટલે કે બાહ્ય સ્વરૂપ અને વસ્તુને લીધે તેમાં આ જાતનો ( પ્રેમ ગીતાનો ) આભાસ આવ્યો લાગે છે. કોઈ એક કલ્પિત માશૂકની ક્રૂરતાઓ વર્ણવતાં ફારસી ગઝલ રૂપે લખાયલાં કાવ્યો માત્ર સમર્થ લેખક સિવાય બીજાને હાથે અર્થ-હીન, બાલીશ જોડકણાં થઇ પડે છે અને તેમાં વસ્લ અને જુદાઇનું સ્થૂલ સ્વરૂપ પ્રધાન સ્થાન લે છે. કુદરત તરફ વળતાં કવિ વિશેષ સફળતા મેળવે છે. કાવ્યના યોગ્ય આદર્શથી પ્રેરાઇને[3] જ્યારે એ કુદરતનું ચિંતન કરે છે ત્યારે જાણે એ કુદરત સાથે વાતો કરતા હોય[4] એવું આપણને લાગે છે. એમની કવિતા મોટે ભાગે આત્માનુલક્ષી છે. કેટલીક વાર્તા જેવી છે.

**એમની કવિતા**

---

૧ એક સ્થાને એઓ કહે છે કે: પ્રેમ વાંચવો, એ આનંદ ને આંસુ લાવે છે......ફીલોસોફી એ મને ગંભીર સુખ આપે છે.

૨ રા. ઇંદુલાલ સેવકલાલ દવે નો કલાપી સંબંધી ટુંક વિવેચનવાળો લેખ. ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો રીપોર્ટ, પા. ૧૭

૩ "લાગણી વિનાનું કાવ્ય બને જ નહી."

૪ કુદરત સાથે વાર્તાલાપના આ સુંદર ભાવ એમની કવિતામાં જ

હમીર કાવ્ય

હમીર કાવ્ય જેને કવિ પોતે "હમીરજી ગોહેલ" નામ આપે છે તે એક અપૂર્ણ ખંડ કાવ્ય છે. કલાપીનો વિચાર કોઇક ઐતિહાસિક વિષય પર પોતાની કલમ અજમાવવાનો હતો અને તે માટે એણે પોતાના વંશના ઇતિહાસમાંથી જ એક પ્રસંગ ચૂંટી કાઢયો. મુસલ-

---

માલમ પડે છે એમ નથી પણ "કાશ્મીરનો પ્રવાસ" જેવો ગદ્ય ગ્રંથ પણ એવા ઉદ્‌ગારોથી ભરેલો છે. શેલીના "The Cloud"ના અનુકરણ રૂપે "કમલિની" લખાઈ છે એમ હી. મ. દેસાઈ કહે છે. (ઈસ્ટ અને વેસ્ટ ૧૯૧૬ જુલાઈનો અંક). પણ "કમલિની" નરસિંહરાવની "ચંદા" નું ચોખ્ખું અનુકરણ લાગે છે કે જે શેલીના "The Cloud"ને આદર્શ લઈને લખાઈ છે. કેકારવ, પૃ. ૧૪ ની કવિતાની નીચેની પંક્તિઓ આનું દૃષ્ટાંત છેઃ—

"કુમુદી ન્હાની બેનડી મુજ, વ્હાલ ચંદા પર ધરે,
"ચંદા કુંળા કરસ્પર્શ મૃદુથી, ફેરવે મુખડાપરે;
"ભગિની મારી લાડકી તે જાગતી આખી નિશા,
"મુજ પાસ જલ શૈયા પરે નિદ્રા કરે દિનમાં સદા.

"એક વેલીને" માંની નીચેની પંક્તિઓ રા. રૂ. ઉ. ઓઝાએ ટાંકી છે તે પણ નોંધ લેવા યોગ્ય છેઃ

"હુંમાં તુંમાં અરર પણ આ કાંઈ નૂં'દુંજ ભાસે,
"ત્હારા મ્હારા પથ મહીં દીસે ભિન્નતા એક ઉંડી;
"તું ચાલે છે સતત ગતિ એ, કૂદતો ચાલતો હું.
"ધક્કા મારે કુદરત મને, દોરતી માત તુંને.

"કાસ્મીરમાં પ્રવાસ"માંનો નીચેનો ગદ્ય ફકરો વાંચતા તે કવિતા જેવો લાગે છેઃ—

"જેલમ માતાએ સંગાત છોડયો, અરે! તેણે એક માની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી. તેના ખોળામાં અમને રમાડયા, તેના પયથી અમારૂં પોષણ કીધું. હાલરડાં ગાઇ અમને આનંદ આપ્યો, ઘુઘરા વગાડી રીઝવ્યા, નવનવીવસ્તુઓ દષ્ટિ આગળ ધરી તૃપ્ત કીધા, આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઇ."

કાસ્મીર છોડતાં એઓ કહે છેઃ—

માનોએ સોમનાથ પાટણ પર હલ્લો કર્યો તે સમયપર છેક આપણને એ ખેંચી જાય છે. પાંટણપર બીજો હલ્લો થવાનો ભય ઉભો થયો છે, છતાં ઘેર બેસી રહ્યા છો એવાં ભાભીનાં મેણાથી ઉશ્કેરાઇ લશ્કર ભેગું કરી હમીરને મુસલમાનો સામે લડવા જવું પડે છે. પોતે નિર્વંશ ન જાય તેથી માર્ગમાં એ એક ભીલ ઠાકોરની પુત્રી સાથે લગ્ન કરે છે ને ત્યારપછી એનો ભીલ સસરો અને હમીર બંને યુધ્ધે જાય છે. બંને ત્યાં ખપી જાય છે પણ હમીરની સ્ત્રીને એના મરણ પછી પુત્ર પ્રસવે છે અને તેનાથી વંશની પરંપરા કાયમ રહે છે. આ પ્રસંગ વર્ણવતું "હમીર કાવ્ય" શકિતહીન, તદ્દન સાધારણ પંકિતનું અને તળપદા કાઠીઆવાડી શબ્દોથી ભરપુર છે.

કલાપીની ગઝલોને ઘણું મહત્વ અપાય છે. ગઝલોનું કાર્ય શું છે તેની એમને માહિતી હતી અને એ ગઝલોને પોતે "હૃદયના ઉભરા" નામ આપે છે.[2] પણ એમની તેમજ એમની પહેલાંના અને પછીના લેખકોની મોટી ખામી ઉર્દુ અથવા ફારસી ભાષાની બીન માહિતી-

**એની ગઝલો.**

ભાષાનું અજ્ઞાન તેમજ સુફી મતના અસલ સિદ્ધાંતોની અણ વાકેફગારી છે. આથી એક તો તેઓ ફારસી શબ્દોનો ખોટો ઉપયોગ કરે છે

---

• "હવે તે સ્વર્ગ છોડયું! હવે તે સુખ ખોયું! હવે તે આનંદ ગયો! તે બુલબુલી સ્વપ્નામાં જ જોવાના! તે પક્ષીઓનાં મધુર ગીત તો હવે નિદ્રામાં જ કાને પડશે! જેલમ નદીની તે ગર્જના હવે સ્વપ્નામાં જ સંભળાશે! સ્વપ્નામાં જ હવે તે ડાલ-લેક, તખ્તે સુલેમાન, તે વુલ્લર લેક, તે નદી નાળાં, તે ફળફૂલ અને તે વનસ્પતિ દર્શન દેશે! રોઉં તો પણ શું?

૧ આ પ્રમાણે તળપદા કાઠિયાવાડી શબ્દોનો ઉપયોગ એ કલાપીની એ ખાસ ટેવ છે. "કેકારવ" માં એવા ઘણા કાઠીઆવાડી શબ્દો અને પ્રયોગો મળી આવે છે. કોસિર, પૃ૦ ૧૮૮, ત્રોફયું, પૃ૦ ૪૪૦, વેનીલો, પૃ. ૯૭, 'હમીર કાવ્ય.'

૨ "ગઝલમાં ઘણું કરીને શાન્ત લાગણીઓ કરતાં outburst of heart બહુ સારા લાગે છે." રા. રૂપશંકરનો લેખ.

અને બીજું નઝીર કે હાલી, સાદી કે હાફેઝની હાસ્યાસ્પદ–હાંસી ઉત્પન્ન કરે એવી નકલ કરે છે. આ નકલો એવી કચરા જેવી હોય છે કે તેમાં મૂળ વિચાર કયો છે તે ભાગ્યે જ પારખી શકાય છે. ગઝલરૂપે અમુક ફારસી શબ્દોના અર્થ રહિત સમુદાય. સિવાય વાંચકને આમાં બીજું કાંઇ પણ દેખાતું નથી[1]. આ બધી ખામીઓ છતાં, એમની કલમે કેટલુંક તારીફલાયક કામ પણ આપ્યું છે અને ગઝલીસ્તાનના સંગ્રહકર્તાએ ચુંટી કાઢેલી કેટલીક ગઝલો ધ્યાનપર લેવા લાયક છે.[2]

---

૧ આવા ખોટી રીતે વાપરેલા શબ્દોના ઘણાં દૃષ્ટાંતો આપી શકાયઃ કેકારવ, પૃ. ૨૦૫.

"અદલ કર યા ફજલ કર તું,"

આમાં અદલ શબ્દ ન્યાયને સ્થાને ખોટી રીતે વાપર્યો છે."

"નહિ તરફું કરે છે કાં? તું દે કાતીલ કે બોસાઃ

કેકારવ પૃ. ૨૬૫.

કાતિલનો ખરો અર્થ મારનાર છે તેને બદલે અહીં "કાપ" યા "ઘા કર" ના અર્થમાં એ શબ્દ વપરાયો છે.

"તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની"

ફારસીમાં શરાબીનો અર્થ દારૂડીઓ થાય છે. અહીં દારૂ પીવાથી જે જે કેફ ચઢે છે તેના અર્થમાં એ શબ્દ વપરાયો છે.

૨ ખાસ કરીને "આપની યાદી" નામે છેલ્લી ગઝલ એના સરળ પ્રવાહથી ઘણાને મોઢે ચઢી ગઈ છે.

"જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની,
"આસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની.

× × × ×

"રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો,
"આશકોના રાહની જે રાહદારી આપની.

× × × ×

"કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી,
"છે આખરે તો એકલી તે એજ યાદી આપની."

પશુ, પક્ષી પ્રત્યે એમની લાગણી ઘણી જ કોમળ હતી. એ પ્રાણીઓ તરફ એમને આકર્ષણ થતું અને તેમના જીવનસંબંધી કવિતા છે ભાવરહિત નથી.[1]

**દયા ભાવ**

એમની ગઝલો જેવી મિશ્ર ભાષા, જેમાં કૃત્રિમતાનો ભાસ આવે છે તેના કરતાં કલાપી જ્યારે શુદ્ધ ગુજરાતી લખે છે ત્યારે વધારે સફળ થાય છે. એમની જે કેટલીક પંક્તિઓ સિદ્ધ છે અને જે ઘણાની જીભે છે, તે શુદ્ધ ગુજરાતીમાં લખાયલી છે ને તે સાહિત્યમાં ચિરઃસ્થાન પામશે.[2]

**એમની ભાષા**

એક લેખકે[3] કલાપીને શેલી સાથે સરખાવી બંનેને "નિરાશા" ના કવિ કહ્યા છે. કલાપીને અત્યંત વખાણનારામાંના ઘણાઓ જે દૃષ્ટિએ એમની કવિતાને જુએ છે તે દર્શાવવા આ લેખ ઉપયોગી છે.

**એમના પ્રશંસકો**

---

૧ "મને જોઈને ઉડી જતાં પક્ષીઓને," કેકારવ, પૃ. ૨૩૨. વળી પૃ. ૪૮૧ મે શિકારીને કહે છેઃ—

"સૌંદર્યો વેડફી દેતાં ના ના સુંદરતા મળે,
"સૌદર્ય પામતાં પહેલાં સાદર્ય બનવું પડે."

૨ દાખલા તરીકે, વિધવા બ્હેન બાબાંને, સંબોધીને કેકારવને પૃ. ૨૧૦ કહે છે—

"વ્હાલી બાબાં! સહન કરવું એય છે એક લ્હાણું,
"માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું.
× × × ×
"સંબંધીના મરણ પછી ના સર્વ સંબંધ તુટે.
× × × ×
"છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન સૌભાગ્યથી કંઈ?
"છે ભક્તિમાં વધુ વિમલતા બ્હેન શૃંગારથી કંઈ?

૩ "ઈસ્ટ એન્ડ વેસ્ટના" ૧૯૧૬ ના જુલાઈના અંકમાંના રા. હીરાલાલ દેસાઇના કલાપીના "કમલિની" નામે કાવ્ય વિષેના નીચેના

સાગરની સંજ્ઞાવાળા કલાપીના પ્રશંસકે "કલાપી અને તેની કવિતા" નામે પુસ્તકમાં "કેકારવની" સમાલોચના કરી છે.

ફારસી તથા ઉર્દુ ગઝલોની શૈલી તથા તેનો ભાવ ગુજરાતી કાવ્યમાં આણવાના કેટલાક આધુનિક કવિઓના સ્તુત્ય પ્રયત્નોનું નિરીક્ષણ કરવા આ સ્થાન વખતે યોગ્ય લેખાશે. લગભગ પાંસઠ[1] આવા લેખકોમાં કલાપી ઉપરાંત મણિલાલ, બાળાશંકર, અમૃત કેશવ નાયક, ગોવર્ધનરામ ત્રિપાઠી અને ડાહ્યાભાઇ દેરાસરીએ પ્રશંસાયુક્ત ગઝલો રચી છે. બાળાશંકર ફારસી જાણતા અને અમૃત નાયક ઉર્દુથી વાકેફ હતા. ગઝલમાં વસ્તુ અને સ્વરૂપ વિષેનું બીજાઓનું જ્ઞાન પાધરૂં જ તે તે ભાષાઓવડે મેળવેલું ન હોવાથી અને તેમણે લખેલી કવિતા જો કે સારી હોય છે છતાં એ ભાષાઓના સાહિત્યના જ્ઞાનવાળાઓને તો તેનાથી જ એક જાતના અસંતોષનો ભાવ ઉત્પન્ન થઇ આવે છે–કારણ

**ગુજરાતી ગઝલોની નિઃસત્વતા**

---

ગુંચવણભર્યા ઉતારાપરથી વાંચક આ પ્રશંસક વિષે પોતાનો અભિપ્રાય બાંધશે.

"શૈલીનું The Cloud કાવ્ય શૈલીનું આત્મવૃતાન્ત કહે છે. કમલિની પણ તેમજ કરે છે. કલાપીની પદ્ય રચનાની સુન્દર શૈલીથી વધુ સુન્દર બનેલું શાન્ત સ્વપ્ન, સૃષ્ટિનું સૌંદર્ય, અનિલના મૃદુ કર્ણશબ્દ, સરોવરની રૂપેરી ચાંદ પરનું કમળનું તરનું અને નૃત્ય સચિત્ર ભૂપ્રદેશપરના ચાંદની અને સંધ્યાનાં વર્ણન કલાપીએ એવાં આબેહુબ ચિતર્યાં છે કે કુદરતને ચાહનાર પાસે આ મનોહર દૃશ્ય સ્વપ્ન સૃષ્ટિમાં ખડું થયા વિના રહેતું નથી, એટલુંજ નહિ પણ તેને અનંતતા સાથે તાદાત્મ્ય થવાનો અનુભવ પણ થાય છે. શાન્ત સરોવરનો વિશાળ પ્રદેશ જ્યાં કમલિની આનંદ પ્રદર્શિત કરતાં કરતાં સરોવરને ચુંબન કરે છે, તે સ્થાનપર કુદરતનું તરનું ગુંજન શાંત પ્રેક્ષકના હૃદયમાં ઈશ્વરની ગુઢ સૃષ્ટિની સ્ફુરણા કરવા પુરતાં છે.

[1] આ સંખ્યા "સાગર" સંજ્ઞાથી લખતા રા. જગન્નાથ ત્રિપાઠીએ પ્રગટ કરેલા "ગઝલીસ્તાન" માંથી લીધી છે.

તેમના લેખમાં નજરે પડતું શબ્દોના ઉપયોગમાં ઘણું ખોટાપણું, અસલ-ના ભાવના ખોટા ઉતારા અને પાત્રોની સ્થિતિ–સંબંધી ખોટા ખ્યાલ.

**પ્રો. મણિલાલ દ્વિવેદી**

પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી બી. એ. (૧૮૫૮–૧૮૯૮) નડીઆદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. એલફીન્સ્ટન કોલેજમાં એક ફતેહમંદ વિદ્યાર્થી તરીકે પાસ થઇ એઓ કેળવણી ખાતામાં મુંબઈની ગુજરાતી શાળાઓના ડે. એ. ઇન્સ્પેક્ટર તરીકે દાખલ થયા. એ પછી એઓ ભાવનગરની સામળદાસ કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર નીમાયા. ત્યાં આચાર્ય તરીકે યશસ્વી કાર્કીર્દી ગુજાર્યા બાદ, સામાથી સમજી શકાય એવો મ્હોડામાંથી ઉચ્ચાર કાઢી ન શકાય એવા એક નાકના દરદને લીધે એમને નિવૃત્ત થવું પડયું, ત્યારથી એમણે સાહિત્ય–તેમાં પણ ખાસ કરીને વેદાંતને જ પોતાની સર્વ સેવા અર્પણ કરી. વેદાંત વિષયના એમના ગ્રંથોથી એમણે સારી નામના મેળવી છે. સાંસારિક જંજાળોને લીધે ગૃહજીવન પ્રત્યે એમને આકર્ષણ નહોતું તેથી તેઓ નિરંકુશ અને મનોકૂળ જીવન ગાળતા. જેમ પોષાકમાં તેમજ પોતાનાં લખાણમાં એઓ હમેશાં સ્વચ્છ અને રસિક રહેતા. ના. ગાયકવાડ સરકાર જેઓ સાહિત્યને ઉત્તેજન આપવા હમેશાં તત્પર રહે છે, તેમણે એમના જીવનની પાછલી અવસ્થામાં એમની મનોવૃત્તિને અનુકૂળ પરન્તુ ઘણુંજ અમૂલ્ય કાર્ય હિંદના ભંડારોમાં શ્રેષ્ઠ અને કીમતી એવા પાટણનાં જૈન ભંડારોમાંનાં પુસ્તકોને તપાસી જઇ તેની યાદી કરવાનું કાર્ય–એમને સપુરદ કર્યું હતું. પરન્તુ એ કાર્ય પૂર્ણ થાય તે અગાઉ એમનો કાળ થયો.

**એમની કવિતા**

અર્વાચીન ગુજરાતી સાહિત્યને એમની કલમે નિઃશંક સમૃદ્ધ કર્યું છે. એમનાં નાટકો અને ગદ્ય લેખો વિષે હવે પછી ઉલ્લેખ કરવામાં આવશે. પ્રમાણમાં એમણે કવિતા ઓછી લખી;

અને તે પણ અખા પેઠે વેદાંત વિષે, પણ અખા કરતાં ભિન્ન ઢબે, વૈરાગ્યને રૂપક આપીને તેને પ્રેમથી અળગો રાખવાને બદલે એમણે તેને પ્રેમ તરફ ખેંચ્યો છે. એમના "આત્મનિમજ્જન" માંનાં તાત્ત્વિક કાવ્યો એમના હૃદયપર કામ કરતી જુદી જુદી બે પ્રકારની મનોવૃત્તિઓ દર્શાવે છે. "અભેદોર્મિ" અને "પ્રેમજીવન" એવા બે વિભાગમાં એમણે પોતાના ગ્રન્થને વહેંચી નાખ્યો છે. "પ્રેમજીવન" માંની કવિતાને ગઝલનું નામ આપી તેને સુફી શૈલીનો વેશ ધારણ કરાવવામાં આવ્યો છે. ફારસી કવિઓની સુફી રચનાની કવિતાઓમાંના "પ્રેમ"ને "ઇશ્ક" એટલે 'ઇશ્વિર પ્રત્યેનો પ્રેમ" અને' નહિ કે "શૃંગારિક શારીરિક પ્રેમ" તરીકે સમજાવવા પ્રયત્ન થયો છે.

એ પુસ્તકની પ્રસ્તાવનામાં પોતે લખે છે કે "આત્મ નિમજ્જન" એટલે આત્માને વિષે નિમજ્જન ડુબકી મારવી તે. મનુષ્ય માત્ર પોતપોતાના આત્મામાં ડુબકી મારે ત્યારે નવાં

એને આધ્યાત્મિક

નવાં મોતી-રત્ન, આદિ લઇને ઉપર આવે છે. બધાંને એમ થાય છે, પણ દૃષ્ટિના વિકારથી કોઇને તે અમૂલ્ય ભંડાર કચરા જેવો જણાય છે.........મોહમય આવેગોથી જ્યારે બુદ્ધિ અકળાઈ જાય છે ત્યારે આત્મનિમજ્જનમાં શાંતિ અનુભવે છે, ને ક્વચિત્ એ શાંતિમાં પૂર્ણ નિમગ્ન થઇ એકાદ આલાપ કરી લે છે. ભવિષ્યમાં પણ એ આલાપનો ધ્વનિ પુનઃ શ્રવણ ગોચર થતાં તેની તે શાંતિ અનુભવાય છે. આવા એક સંગ્રહને "પ્રેમજીવન"........."અભેદોર્મિ" નામે એક બીજો સંગ્રહ જેને 'પ્રેમજીવન' નો ઉત્તર તરંગ કહીએ તો ચાલે.........તે તે પદ્યો આ પંદર સોળ વર્ષમાં પવિત્ર આત્મોદધિમાં નિમજ્જન કરવાના જે કોઈ પ્રસંગ મળેલા તેના પરિણામ રૂપ છે." મણિલાલની નીચેની શ્રેષ્ઠ ગજલ, જે એમની કલમથી લખાયલી ગઝલોમાંની છેલ્લી છે તે ઘણી જ લોકપ્રિય છે:—

"કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!
"ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે! ૧
"જુદાઈ ઝિન્દગીભરની કરી રો રો બધી કહાડી,
"રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે! ૨
"ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી!
"હજારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે. ૩
"ઝખમ દુનીઆ ઝમાનોના, મુસીબત ખોફના ખંજર,
"કતલમાં એ કદમબોસી, ઉપર ક્યામત ખુદાઇ છે. ૪
"શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
"અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લૂંટાઇ છે. ૫
"ફના કરવું ફના થાવું, ફનામાં રાહ સમાઇ છે,
"મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઈ છે. ૬
"ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
"સનમના હાથની છેલ્લી, હકીકતની રફાઈ છે. ૭
"સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
"તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે. ૮
"ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફરીન થઈ તું,
"ગુલોના ખારથી બચતાં, બદન ગુલને નવાઈ છે. ૯
"હજારો ઓલીયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂલી,
"ન ડૂલ્યા તે મુવા, એવી કલામો સખ્ત ગાઈ છે. ૧૦

આ ગઝલના ઝોક વિશે એમના મિત્ર અને પ્રશંસક પ્રો. આણંદશંકર ધ્રુવ યોગ્ય જ કહે છે કે "મણિલાલના એક મહાન સિદ્ધાંતનું આ કાવ્યમાં રસિક નિરૂપણ છે. વેદાંતનું જ્ઞાન તે શુષ્ક બુદ્ધિચાતુર્ય નથી પણ રસિક આત્માર્પણ છે. એ આત્માર્પણ તે આપ-લેની વાણિજ્ય વૃત્તિ નથી, પણ નિઃસ્વાર્થ આત્મત્યાગ છે, અને એ આત્મત્યાગની કાંઇક ઝાંખી મનુષ્યને સ્ત્રી પુરૂષના નિર્-

**એમની કવિતાની તુલના**

ગળ-ઉદ્દામ-પ્રેમમાં થાય છે."[1] પણ જો વાસ્તવિક રીતે નિરીક્ષણ કરીએ તો એમની આ ગઝલ સામાન્યતઃ સારી ગણાતી કવિતાની કોટિમાં પણ આવી શકતી નથી. એમાં શબ્દોના ખોટા ઉપયોગ,[2] વિચારો પ્રતિપાદન કરવામાં ગુંચવાડો,[3] અસંસ્કારી (ગ્રામ્ય) ને ગદ્યમાં જ શોભે તેવો વાક્યોનો અરસિક ઉપયોગ[4]-એ સર્વ દૃષ્ટિગોચર થાય છે. કર્ણને આનંદ મળે એવી શબ્દોની ગોઠવણીને લીધે થયલી પ્રાસની અમુક પ્રકારની રમત સિવાય એમાં મનનને યોગ્ય વિચારોનો સમૂહ નથી, પરંતુ આ દોષો છતાં પણ એમની ગઝલો લોકપ્રિય થઇ છે.

**બાલાશંકર અને એમની ગઝલોનું યથાર્થ મૂલ્ય**

મણિલાલની માફક બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆ (૧૮૫૯-૧૮૯૮) પણ નડીઆદના જ રહીશ હતા. એઓ પણ સાહિત્યરસિક હતા અને બુદ્ધિપ્રકાશ, ભારતિ ભૂષણ, કૃષ્ણ મહાદેવ જેવા માસિકોના તંત્રી હતા. એમણે ફારસીનો અભ્યાસ કર્યો હતો અને હાફેઝની માફક જાતે "મય ખાનેહ"[5]ની મજાહનો સ્વાદ અનુભવ્યો હતો, આથી એઓ "મસ્ત" નામે પ્રસિદ્ધ છે. એ પ્રખ્યાત ફારસી શાએરની બધગાં ગઝલો ગુજરાતીમાં ઉતારવાની એમને અભિલાષા હતી અને કેટલીક તો એમણે ઉતારી પણ છે. ગુજરાતની ફારસીમાં લખાયલી તવારિખોનું ગુજરાતીમાં

---

૧ ગઝલીસ્તાન પૃ. ૨૬૮.

૨ ઇ.સ. ૧૯૧૦ના ગુજરાતીના દીવાળી અંકમાં ઠક્કર નારાયણ વિસનજીના લેખમાં આ ભૂલો દર્શાવી છે; જેમકે "ખફા ખંજર" ખોટું અને અર્થ રહિત છે. "બદન ગુલ" ખોટું છે, ખરું તો "ગુલ બદન" જોઇએ. "કલામ" શબ્દનો નારી જાતમાં ઉપયોગ વ્યાકરણના નિયમાનુસાર નથી.

૩ ઉપલી ગઝલની ચોથી અને સાતમી કડી કિલષ્ટ છે. એનું ભાષાંતર કરવું મુશ્કેલ છે.

૪ "રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે."

૫ સુફીઓનું દારૂનું પીઠું.

ભાષાંતર કરવાનું કામ પણ એમણે આરંભ્યું હતું. "હરિપ્રેમપંચદશી" અને " કલાંત કવિ " [1]નામની એમની કાવ્ય કૃતિઓમાં માધુર્ય, નુતનતા અને " મસ્તી " છે. " હરિપ્રેમપંચદશી " ની કેટલીક ગઝલોમાં તો એક જાતનો વિશિષ્ટ ઝોક-એક જાતનું એવું ડોલન-અને સમાજની રૂઢિઓની અનાર્યો કરે તેવી અવજ્ઞા છે કે જેથી હાફેઝ અને સાદી જેઓ પોતાને " મુક્ત મર્યાદ " (રૂાંકડા)-" સમાજ સામે બ્હારવટું ખેડનાર " તરીકે ઓળખાવવામાં આનંદ માનતા તેમની ગઝલોની સમાન કક્ષાએ એ ગઝલો મૂકાય એવી છે. ઇરાન અને ઉત્તર હિંદના કાવ્યસાહિત્યની સુફી-ઓનાં કાવ્યોની શાખાનું હુબહુ ચિત્ર ગુજરાતીમાં પાડવું શક્ય હોય તો બાલાશંકરની કવિતાનો ખરેખર એ કાર્ય સિદ્ધ કરવામાં મોટો અંશ છે. આ કથનના દૃષ્ટાંતરૂપે એમની કેટલીક શ્રેષ્ટ ગઝલો નીચે ટાંકી છે, તેમાં એમના કરતાં ફારસીના ઓછા જાણકાર એમના અનુયા-યીઓ, જેઓ ફારસી શબ્દોના આડંબરથી પોતાની ગઝલો ભરી દે છે તેમના કરતાં બહુ જ ઓછા પ્રમાણમાં ફારસી શબ્દોનો ઉપયોગ કરીને સરળ, ઉચ્ચ ગુજરાતીમાં તેના તેજ ભાવો કેવી સુંદર રીતે દર્શાવી શકાય છે તે એમણે બતાવ્યું છે.

એમની ગઝલોનાં દૃષ્ટાંત;—

(૧) " બલિહારી તારા અંગની, ચંબેલીમાં દીઠી નહિ.
" સખ્તાઇ તારા દિલની, મેં વજ્રમાં દીઠી નહિ.
" મન માહરૂં એવું કુળું [illegible]પપ્રહાર, સહે નહિ,
" પણ હાય! તારે [illegible] મેં તો જરા દીઠી નહિ.
" એક દિન તે [illegible] દીઠીતી મુખની છબી,
" પણ ગુમ [illegible] ત્યારથી દીઠી નહિ.
" એ [illegible], મારી ઉપર શાને ગુમાન?
" મેં [illegible] લાય પણ, દિલદારને દીઠી નહિ.

---

[1] [illegible]તરામ માધવજી દવે (૧૯૦૭).

(૨) "દિલદારનાં દર્શન વિના બીજું મને ગમતું નથી,
"પુતળી પઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી.

× × ×

(૩) "ફટ મૂર્ખની મૂર્ખાઈને, હું વખાણુ ઝાઝું શું કરૂં?
"દિલદગ્ધને દંભી કહે, તે દુઃખને હું શું કરૂં?
"અમે પ્રેમપંથી જોગીડા, અનુરાગ બાગ મહીં વસ્યા,
"શ્રુતિ શીર મૂક્યા પાય, પછી વિવેકને હું શું કરૂં?

× × ×

(૪) "જીગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
"બધા સંસારથી એ યાર, બેદરકાર જુદો છે.
"અરે શું જાણશે લઝઝત, પવિત્રીમાં પડી રહેતાં,
"પ્રિયાની પ્યાલીની મસ્તી તણો, કેફ બહાર જુદો છે.

× × ×

(૫) "ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે:
"ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, પૂરૂં પ્યારૂં ગણી લેજે.

× × ×

"કચેરી માંહીં કાજીનો નથી હીસાબ કોડીનો.
"જગત કાજી બનીને તું, વહોરી ના પિડા લેજે.

**હાફેઝની ગઝલનું ભાષાંતર.**

હાફેઝની કેટલીક ગઝલોનું [1]એમણે ભાષાંતર કર્યું છે, પણ મૂળ સાથે તેનો મુકાબલો કરતાં તેમાં કાંઈ જીવ જેવું જણાતું નથી. પ્રિયાના કપોળ પરના એક કાળા તલની કીમત તરીકે સમરકંદ અને બોખારા શહેર આપી દેવાનું બ્યાન કરતી હાફેઝની પ્રખ્યાત ગઝલનું એમણે નીચે પ્રમાણે ભાષાંતર કર્યું છે:—

"અગર તે યાર શીરાઝી, મ્હારૂં મન મેળાવે,
"સમર્પું હું બુખારા ને સમર, તિલ શ્યામને ભાવેં,

---

૧ એમના પુત્ર ત્રિપુરારિ કંથારીઆએ પણ "દીવાને હાફેઝ"નું ગુજરાતીમાં ભાષાંતર કરવાની મહદ્ અભિલાષા રાખી છે, ને "સુદર્શન" માસિકમાં એ ભાષાંતર આવ્યા કરે છે–એવી એક ભાષાંતર થયલી ગઝલ દૃષ્ટાંત તરીકે ગઝલીસ્તાનમાં પૃ. ૧૫૭ મે આપી છે.

સાખી

"પૂરેપૂરો દેઈ દે, સાકી મદિરા સાર,
"સરિતા રૂકનાબાદનો, નિર્મલ શીત કિનાર.
"લતા મંદિર મુસલ્લાનાં, કહો ક્યાં સ્વર્ગમાં લાવે ?

બાલાશંકરના "કલાંતકવિ" માં સો શ્લોકમાં પ્રિયાના અવસાન સમયની કવિની ઉદાસીન મનોદશા વર્ણવી છે. કવિનાં બીજાં કાવ્યની માફક એ કાવ્ય પણ હૃદયદ્રાવક અને "મસ્ત" છે. એમણે સંસ્કૃતમાંથી પણ મૃચ્છકટિક, કર્પૂરમંજરી અને સૌંદર્ય લહરિનાં ભાષાંતર કર્યાં છે. સૌંદર્ય લહરિની પ્રસ્તાવનામાં એમણે પોતાની કવિતાને સ્પર્શ ન કરવા વિવેચકોને ચેતવણી આપી છે.

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી. એ., એલએલ. બી. (૧૮૫૫–૧૯૦૭) નડીઆદના નાગર બ્રાહ્મણ **ગોવર્ધનરામ ત્રિપાઠી** હતા. એમના પિતાની મુંબાઈમાંની શરાફી પેઢીના ભાગવાથી આવી પડેલી વિપત્તિ અને લીલીસુકી વેઠવા છતાં આજીવન અધ્યયનપરાયણ રહી એઓ બે નિશ્ચયો કરી તેને વળગી રહ્યા: સરકારી યા ખાનગી કોઈ પણ જાતની કાયમી નોકરી સ્વીકારવી નહિ અને વકાલત જેવો સ્વતંત્ર ધંધો કરવો પડે તો તે ધંધામાં જીવનપર્યંત બંધાઈ ન રહેતાં, સાધારણ સારી આવક આવે એટલી રકમ બચાવી શકાય કે નિવૃત્તિનિવાસ લઈ સાહિત્યને જીવન સમર્પણ કરવું. આ બે આદર્શના અવલંબનથી એમને ઘણું સોસવું પડ્યું; ભારે પગારની કાયમની નોકરીઓની એમને ના કહેવી પડી અને જ્યારે એમને લાગ્યું કે હવે નિવૃત્ત થવાનો સમય આવ્યો છે (૧૮૯૮ ના ઑક્ટોબરમાં) ત્યારે પોતાના પ્રમાણિકપણા, ઉદ્યમ અને કાયદાના સૂક્ષ્મ જ્ઞાનને લીધે પ્રતિષ્ઠિત થયલી મુંબાઇ હાઇકોર્ટની "એપેલેટ સાઈડ" ની ધીકતી કમાણીવાળી વકાલતનો ત્યાગ કરી, ધંધાનાં અંગનાં કાંઇ પણ બંધન રાખ્યા સિવાય, એમણે પોતાનું તનમન સાહિત્યને

21,406

અર્પણ કર્યું. સાહિત્ય જેવા કમાણી વિનાના કાર્યમાં પોતાની સેવા સમર્પણ કરવાના ભાવથી ધીકતી કમાણીના મધ્યાન્હે જ નિવૃત્તિ નિવાસ લેવાનાં દૃષ્ટાંત હિંદના વકીલ વર્ગમાંથી વિરલ જ મળી આવે છે. વકાલત કરતા હતા તે સમયે પણ જે ફુરસત મળતી તે લખવા વાંચવામાં જ કાઢતા અને એમની સર્વોત્કૃષ્ટ કૃતિ, સરસ્વતીચંદ્ર, આ કાળમાં જ લખાયલી.

**એમની કરૂણાર્દ્ર**

કવિ તરીકે એમની ઝાઝી ખ્યાતિ નથી. પરન્તુ એમણે જે કાંઈ લખ્યું છે તે ઉચ્ચ તત્ત્વજ્ઞાનના ધોરણને અવલંબીને લખ્યું છે. "સ્નેહમુદ્રા"[1] ઉપરાંત એમણે પોતાની નવલકથામાં પ્રદર્શિત થતા ભાવો દર્શાવવા ઘણી સુંદર કવિતા લખી છે. એ કથાના નાયકના મુખમાં મૂકવામાં આવેલી કેટલીક કવિતાને પોતે ગઝલ કહી છે. બીજી કવિતાઓ એમના કાકા તથા બ્હેનને અંજલિરૂપે લખાઈ છે.

---

૧ "સ્નેહમુદ્રા" સરકારી કેળવણી ખાતા તરફથી પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થઈ છે. જો કે "સ્નેહમુદ્રા" એકંદરે ઘણીજ ગહન અને કવિત્વમય હોવાને બદલે ઘણે સ્થાને ક્લીષ્ટસુક્ષ્મરેટી અને વિવાદમય છે, છતાં એમાં વિચાર શક્તિનાં જવાહીર દટાયલાં મળી આવે છે, પત્નીના પોતાના પતિ તરફના ધર્મનો એમનો બતાવેલો આદર્શ ઘણો ઉંચો છે. "આ ગ્રંથની નાયિકામાં દેશવત્સલતા અને લોકવત્સલતાના ગુણો મુક્યા છે. પતિની હૃદયવૃત્તિ ઉપર સ્ત્રીનું રાજ્ય છે. સ્ત્રી પતિને ઉશ્કેરે છે, શાંત કરે છે * * * પતિનો ધર્મ સ્ત્રીના અભિલાષ પૂરવાનો અથવા તો અભિલાષ અયોગ્ય હોય તો બુદ્ધિદ્વારા શાંત કરવાનો છે." આવા ભાવથી ભરેલું એક યુગલ પ્રવાસ કરતું કરતું ભારત ભૂમિમાં આવી ચઢ્યું. ત્યાં દલપતરામના વેનચરિત્રની યુવાન વિધવા પેઠે મૃત પતિની ચિતામાં બળી મરવા તત્પર થયલી યુવતી એમણે જોઈ અને આ અપરિચિત અને અમાનુષી દૃશ્યથી એ પ્રવાસીઓનું હૃદય ઉકળી આવ્યું. એ પરદેશી પુરૂષે પોતાના પ્રાણની પણ દરકાર કર્યા સિવાય એ અબળાના મૃત્યુનાં દર્શન કરવા ભેગા થયલા જનસંઘના પંઝામાંથી તેને બચાવી. આ જનસંઘ તો:—

એમની બ્હેનને અપાયલી "નિવાપાંજલિ" માં મૃત ભગિનીને બંધુ ભાવે અર્પેલી અંજલિ કરૂણ રસથી ભરપુર છે. એમની જ્યેષ્ટ પુત્રીના અવસાન સમયે લખાયલી પંક્તિઓ મધુર. વૈરાગ્ય ભાવના ઉદ્દ્ગારોથી પૂર્ણ છે અને એમના જેવી જ દશામાં મૂકાએલા વાચકના દુઃખી મનને, પોતાની હયાતિમાં ગુજરી ગયલી પુત્રી માટે વાત્સલ્ય ભાવથી છલકાતા પિતાના હૃદયને શોક થાય તેવા શોકનિમગ્ન હૃદયને આશ્વાસન આપે એવી છે.

---

''સ્નેહ રહ્યો આ જગમાં સાચે',
"પણ સતિ થયા વિના તે કાચો;

એ સૂત્ર માનનારો હતો. પણ પ્રવાસીએ તો એ બાળાની પાસેથી જ એનો. વૃત્તાંત અને ચિતા ઉપરના એના સમર્પણનું કારણ જાણવા આગ્રહ ધર્યો અને જનસંઘને કહ્યું કેઃ—

"માટે ધૈર્ય ધરો કંઈ વીર, અને ખમો દીવસ દશ વીશ.
"ત્યાં સુધી આ અબળા મુજ પાસ. રહેશે ખમ્યા વિના કંઈ આંચ.
"એના તનમનના વિકાર, કરશે કાળ વહી વહી શાંત.
"થઇ સ્વતંત્ર પછી એ નાર, ભલે કરે નિજ ઈચ્છયું કામ.

તે પછી એ મૂર્છા પામેલી બાળાને એણે સચેત કરી. એ બાળાએ પોતાનો જે વૃત્તાંત કહ્યો તે હૃદયદ્રાવક છે અને હિંદુએની લગ્ન રૂઢિના દોષો અને એક અજીવન જીંદગીભરના પ્રેમ રહિત સંબંધનાં દુઃખો પ્રદર્શિત કરે છેઃ—

"પરદેશી સજ્જન ! હિંદુઓ ગાળેન્ જીવન ક્લેશમાં,
"નરજાત સુખી હશે અહીં કદી, મ્હાલતી સ્વચ્છંદથી,
"પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજૂં કંઈ.

પોતે "પંડિત પિતા"ની પુત્રી હતી અને "કાંઇક ભણેલી" તેથી પતિ પત્નિ વચ્ચે જે "રસ ઐક્ય ને મન ઐક્ય" લગ્ન સંબંધથી ગંઠાય તે વિષે એના હૃદયમાં ઉચ્ચ ભાવો ભર્યા હતાઃ—

**અને લોકપ્રિય પંક્તિઓ**

એમની બીજી કોઇ પણ કવિતા કરતાં એમની નવલકથામાં આવતી કવિતા વધારે લોકપ્રિય છે. તેમાં પણ એ નવલકથાના નાયકના મુખમાં મૂકાયલી નીચેની પોતાને ઠપકા રૂપે ઉચ્ચારાયલી પંક્તિ ઓ તો ઘણી જ લોકપ્રિય છે:—

---

"તમ પાસ ભણતાં હું ભણી, મન જોડવાં વિધિ હાથમાં.

× × × ×

"રસ ઐક્ય વિણ મન ઐક્ય નહિ, એ સૂત્ર શિખવ્યું તે દિને,
"મન ઐક્ય વિણ નહિ મિત્રતા, પ્રભવે ગુરૂજી કો રીતે,
"સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે." સ્નેહમુદ્રા પૃ. ૩૨

આવા શિક્ષણ છતાં પિતાએ પુત્રીની સંમતિ પૂછ્યા સિવાય એનાં લગ્ન કરી દીધાં. પુત્રીએ જ્યારે આ વિલક્ષતાનું કારણ પૂછયું ત્યારે ઉત્તરમાં પિતાએ "હિંદુ આચાર" બતાવ્યો. "કૃતક પતિ સાથ" "જેમ તેમ દિન" કહાડવાની આજીજી કરતાં પિતાને પોતાનો અપરાધ એવો દારૂણ લાગ્યો કે એ મૃત્યુ પામ્યો. બાળા ત્યાર પછી "પતિ પાસ" ગઈ અને પિતાની આજ્ઞાનું આગ્રહપૂર્વક પાલન કરી પતિને સુખી કરવા પ્રયત્ન કર્યો:—

"થઈ ગયાં જીવિત બે ય એક, થયા તથાપિ નહિ જીવ એક.
"કંઈ હતા મુજ ઉરે વિલાસો, કંઇ પતિની હતી ઉર સૃષ્ટિ.

તેમ છતાં પણ એક સુશીલ હિંદુ પત્ની પેઠે એણે વિધિને આધીન થઇને પરિણિત જીવન "ભાવતું" કીધું. પરંતુ એ જીવન પણ અસ્ત થયું અને "પતિ વૈદહ્ય પામ્યા."

દશાની આ ક્રૂરતાથી પ્રવાસીની "પ્રિયા"ને અતિશય શોક-ઉર્મિ થઈ આવી અને એનું હ્રદય બોલી ઉઠ્યું કેઃ—

"આર્ય એને કોણ કહે, અનાર્ય લોક એ,
"કર્મ કાળું-મુખ કાળું, હિંદુ હિંદુ એ." સ્નેહમુદ્રા પૃ. ૪૧

"દીધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા,
"ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સન્યાસ એ ભ્રાતા.

× × ×

---

એ બાળા અંતે મૃત્યુ પામી. "સ્નેહમુદ્રા"માંનાં કાવ્યોમાં આ કવિતા સરળમાં સરળ છે અને એમની જ્યેષ્ટ પુત્રી **લીલાવતી**ની જીવનકલામાં લખાયલી બીજી કેટલીક ( સોળ ) કવિતાની સાથે જ બરોબરીમાં ઉતરે એવી છે. **લીલાવતીની** સ્થિતિ પણ આ વૃત્તાંતમાંની નાયિકાના જેવીજ હતી. બંનેમાં ફરક એટલો જ હતો કે **લીલાવતી** એના પતિ હયાત હતા ને મૃત્યુ પામી હતી. "લીલાવતીની જીવનકલા"માં એક યુવાન હિંદુપત્નીના જીવનનું આદર્શ ચરિત્ર છે, અને એની અન્ય ભગિનિયો–હિંદુ સ્ત્રીવર્ગ–ના જીવનની પ્રતિકૃતિ રૂપ છે. એક હિંદુ સ્ત્રીના જીવનના દરેકે દરેક સદ્‌ગુણનું અહિં એમણે કાવ્યરૂપે વર્ણન કર્યું છેઃ—

"ધીમી ધીમી ચાલી તું અહિંથી કરતી કર્ત્તવ્ય કામ,

* * * *

"તપ તપી મુજ ગુણીયલનું, ન પામી તું એનો ફલ સંયોગ,
"લેખ લખ્યો મ્હેં, સફલ કર્યો ત્હેં, દઈ દષ્ટાંતે ભોમઃ ધીમી ધીમી,"

લીલાવતી જીવનકલા.

ગોવર્ધનરામે પોતાનાં અંતરનાં સગાં, એમની પ્રથમ પત્ની, એમના કાકા **મનઃસુખરામ** અને એમનાં બ્હેન સમર્થલક્ષ્મી એમ ત્રણ જુદી જુદી વ્યક્તિઓની સંસ્મૃતિમાં ત્રણ કવિતા અર્પણ રૂપે લખી છે. છેલ્લી કવિતા ભાઇ બ્હેનના પ્રેમનું સૌથી ઉચ્ચ દષ્ટાંત પુરૂં પાડે છે. બ્હેન પોતે વિશ્રુત અને ભાઇની કૃતિનું મુલ્ય આંકી શકે એવાં સમર્થ હતાંઃ જે મોટી નવલ કથાની ગુંથણીમાં એ ઘણો જ રસ લેતાં તે પૂર્ણ થયા અગાઉ એમની બત્રીશ વર્ષની વયે "યમદૂતે" એમને ઝડપી લીધાં.

ગોલ્ડસ્મિથના "હરમીટ"નું અને "ટ્રાવેલર"ના કેટલાક ભાગનું એમનું કરેલું ભાષાંતર પણ ઉચ્ચ પ્રકારનું છે.

"અહો ઓ જીવ માહરા રે, દઈ આ દંશ દારાને;
"ઘટે ના ભોગ સંસાર, ઘટે ના શાંત સન્યાસ.

× × ×

"હવે સ્વચ્છંદચારી હું, યદચ્છાવેશધારી હું !
"પતંગો ઉડતી જેવી, હવે મારી ગતી તેવી.

× × ×

"જહાંગીરી ફકીરી એ, લલાટે છે લખાવી મ્હેં,
"પ્રજાએ હું, નૃપાલે હું, ઉરે ઓ એકલી તું તું !

પેઢી ધર પેઢી નાટક યા ભવાઇમાં પાઠ લેનાર તરગાળા જાતિમાં અમૃત કેશવ નાયકનો (૧૮૭૭-૧૯૦૭)

**અમૃત કેશવ નાયક** જન્મ થયો હતો. મુંબાઈની કેટલીક નાટક કંપનીઓમાં પાઠ ભજવી એ કાંઇક ખ્યાતિ પામ્યો હતો. એના જાતવાળાઓની માફક એને પણ કેળવણી મળી નહોતી, અને તેટલો એને ગુજરાતીના જ્ઞાન સંબંધે ગેરલાભ હતો. નાટકના એક પાત્ર તરીકે એને ચાલુ વપરાસમાં ઊર્દુનો બહુ ઉપયોગ કરવો પડતો હતો છતાં પણ એણે પોતાની માતૃભાષાનો એવો સારો અભ્યાસ અને તે પણ મુંબાઈનાં નાટ્યજીવનના મલિન ને નિરૂત્સાહિ કરનાર વાતાવરણમાં જ કર્યો કે ગુજરાતી[1] ગ્રંથકારોમાં એની ગણના થાય એવા લેખો એ મૂકી ગયો એ એને માટે ઘણું પ્રશંસનીય ગણાય.

---

૧ (અ) ભારત દુર્દશા નાટક અને પ્રકીર્ણ લેખો તથા કાવ્યોનો સંગ્રહ; **એમ.** એ. બનાકે કર્યું મેરી મીટ્ટી ખરાબકી ?

(બ) એણે લખેલી ગઝલોના દૃષ્ટાંત રૂપે નીચે થોડીક પંક્તિઓ આપી છે વિચારશક્તિ અને વિચાર પ્રતિપાદન બંને રીતે જોતાં એ દોષ રહિત જણાય છેઃ—

"જીગરનો દાગ જૂનો છે, નિરાશાનો નમૂનો છે,
"સહૂ સંસાર સૂનો છે, ઉજડ આગક તણું ઘર છે.
"તમે ધનવાન છો તો, મુજસમા લાખો ભીખારી છે,
"કમાઇ રૂપનીમાં આશકોનો લાગ ને કર છે.

**દેરાસરીનું બુલબુલ એક કાવ્ય રત્ન**

બુલબુલ (૧૮૮૨) એક આત્મોક્તિ–એક પ્રેમગીત–એનું સ્થાન ગુજરાતી ભાષામાં અનેરૂં છે. ફારસી ભાષાના પ્રણય–સાહિત્યના જે જે ઉચ્ચ અંશો છે તેની ઉચ્ચતાએ એમાંની પંક્તિએ પંક્તિ વાચકને લઈ જાય છે. એમાં કલ્પના તો એક નિશા કીધેલા માણસની માફક નાચે છે અને એક સ્વચ્છંદી માશૂકની હીલચાલનું નિરીક્ષણ કરતા –તેવા ઈશ્ક માટે પ્રાર્થના કરતા–આશકના હૃદયોદ્‌ગારો એવા તો ચેપી થઈ પડે છે કે આ ગઝલો વાંચતાં જ યુવકો જાણે પોતાનું ભાન ભૂલી જાય છે. એ કાવ્યનું રૂપ–સાખી અને ગઝલનું આલ્હાદજનક–અકૃત્રિમ–મિશ્રણ–એક આશકના વિલાપના આ સુંદર ઉદ્‌ગારને અનિવાર્ય રમણીયતાથી અલંકૃત કરે છે અને દયારામની ગરબીઓનું સ્મરણ કરાવે છે. આ નાના સંગીત કાવ્યના લેખક રા. ડાહ્યાભાઇ પી. દેરાસરી બારીસ્ટરે–બીજું ઘણું લખ્યું છે.[1] પરન્તુ એમનું નામ તો બુલબુલ[2] ને લીધે જ ચિરઃસ્થાયી રહેશે. આ પંક્તિઓ એવા

---

"હૃદય ચાહે સદા જેને, દયા આવે નહિ તેને,
"મળ્યું એ જીવતું, એના થકી મરવુંજ બહેતર છે.

પૃ. ૭૦, ગુજરાતીનો દીવાળી અંક, તા ૩૦મી અક્ટોબર ૧૯૧૦:
ગઝલીસ્તાન, પૃ. ૮૩(૮૪).

૧ "કાન્હડદે પ્રબંધ, એક પ્રાચીન ઐતિહાસિક કાવ્ય" એમણે સંશોધિત કર્યું છે. "હરિધર્મશતક" નામે નાનું કાવ્ય પણ એમણે લખ્યું છે. આ સિવાય એમણે સાહિત્યના વિવિધ વિષયોપર લખાણ કર્યાં છે. પૃ. ૧૫૭ અને ૧૭૫ સાઠીનું સાહિત્ય. વિજ્ઞાન અને અન્ય વિષયોપર લખેલા એમના ગ્રંથોની યાદી માટે જુઓ "સચિત્ર સાક્ષરમાળા" પૃ. ૧૬૭.

૨ પ્રિયાને સઘળે હાજર હોનાર, સર્વવ્યાપી માનતી નીચેની પંક્તિઓ દૃષ્ટાંતરૂપે ટાંકી છેઃ—

સાખી

"સુખ સૃષ્ટિમાં તુજ વિશે, તું સદ્‌ગુણ ભંડાર,
"નિર્મળ તેહનું રૂપ તું, માટે પ્રભુ અવતાર.

ઉત્કંઠિત શબ્દોથી છલકાય છે કે પ્રથમ દર્શને તો એમ જ લાગે કે કોઇ વિષયાસકતના શૃંગાર ભાવમાંથી એની ઉત્પત્તિ થઇ છે, પરન્તુ એ પ્રથમ દર્શનના અંતરમાં એક ખરા કવિની લાગણીનું અકૃત્રિમ આવિષ્કરણ અવસ્થિત થયલું છે.[1]

**હરિલાલ ધ્રુવ**

હરિલાલ હર્ષદરાય ધ્રુવ (૧૮૫૨–૯૬) જ્ઞાતે સાઠોદરા નાગર હતા. એઓ વડોદરા રાજ્યમાં ન્યાયાધીશ પદે હતા.સને ૧૮૮૯માં સ્ટૉકહોમમાં મળેલી પૌર્વાત્ય ભાષાના પંડિતોની સભામાં અહિંથી પ્રતિનિધિ તરીકે એમને મોકલવામાં આવ્યા હતા ત્યાં એમણે કેટલાક લેખો વાંચ્યા હતા તેમાંનો એક હિંદના "રેખાગણિત"પરનો લેખ હતો.

---

"રહે કદી દૂર પણ પાસે, જણાયે તું બધે વાસે,
"પૂરી રહી નાર એ ભાસે, બધે તું તું છબીલી હા.

સાખી

"જોઉં તને આકાશમાં, ભુમાં ધ્રુમાં હુંય,
"દશ દિશ માહી તું ભરી, તુજ વિણ છે કહે શુંય?

× × ×

સાખી

"જોકે આ દિલ માહરૂં, હોય થયેલું ખાખ,
"પ્રેમ ભજન ભૂલે નહિ, પ્રેમ પ્રેમ કહે રાખ.
"ખરે મુજ ખાખ કહેવાની, રૂહું તુજ નામ દેવાની,
"હૃદયમાં આશ રહેવાની, "થઇ રહું પ્રેમનો બંદો."

× × ×

સાખી

"અર્ધ નિશાકરથી રૂડું, પ્યારી તુજ કપાલ,
"મંગલસમ [illegible] ગોળ ચાંદલો લાલ.
"ત્રિપ[illegible] લટ શોભતી બાળી,
"અટ[illegible] શું ખસેડે છે."

૧ ભુવનભાવના [illegible] ૧. બ. રમણભાઈ કૃત
"કવિત[illegible] પૃ. ૧૫૭ મે કરેલો
ઉતારો

એમનો સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ સર્વાનુમતે ઉંડો ગણાતો. અને યુરોપમાં એમને Ph. D. (ફીલસુફીમાં વિદ્વાન) અને Lit. D. (સાહિત્યમાં વિદ્વાન)ની ઉપાધિઓ મળી હતી. પ્રાચીન તામ્રપત્રો અને અને શિલાલેખોમાં એઓ ઘણો રસ લેતા અને ગુજરાતના પુરાતન સંશોધન કાર્યમાં એમણે ઘણી સહાય આપી છે. નાની વયથી જ એઓ સાહિત્યપ્રેમી હતા અને એ પ્રવૃત્તિ એમના અવસાનપર્યંત ચાલુ રહી. એમણે ૧૮૮૦માં "નાગર ઉદય" નામે માસિક કહાડ્યું હતું અને ૧૮૮૨માં સુરતમાં પ્રજાહિતવર્ધક સભાની સ્થાપના કરી હતી. એ સભામાં રાજકીય અને સાંસારિક વિષયોપર ચર્ચા થતી હતી. "ચંદ્ર" નામે સાહિત્ય વિષયક માસિકના એઓ તંત્રી હતા. એ 'ચંદ્ર' ઉછરતા લેખકોના પ્રથમ પ્રયાસો પ્રગટ કરી તેમને પ્રોત્સાહન આપતું તેથી ઘણું જ લોકપ્રિય થયું હતું. પ્રાચીન વિષયોના અભ્યાસી અથવા સંશોધનકર્ત્તા કરતાં ગુજરાતી સાહિત્યમાં કવિતાની આધુનિક શૈલીના પ્રવર્તક તરીકે એમની ગણના વધુ થાય છે.[૧] એમનું સંશોધનનું

અગ્રણી

---

૧ બર્ન્સ, વર્ડ્ઝવર્થ, શેલી, ટેનીસન જેવા કેટલાક ઇંગ્રેજી કવિઓનાં કાવ્યોના અભ્યાસથી યુનીવર્સીટીમાંથી ઉપાધિ લઈ બહાર પડતા યુવકોને તેમની ધાટીપર કાવ્યો રચવાની સ્ફુરણા થઇ ને તેથી એ નવી શૈલીનો પાયો નંખાયો. બર્ન્સની કેટલીક પ્રસિદ્ધ પંક્તિઓનું હરિલાલે કરેલું ભાષાંતર આપીએ છીએઃ—

Had we never loved so blindly,
Had we never loved so kindly,
Had we never met nor parted,
We had ne'er been broken-hearted.

"ના હોત સ્નિગ્ધ નયનો નિરખ્યાં કદાપિ,
"બોલ્યાં ન હોત પ્રથમેથી મુખે તથાપિ,
"બાંધી ન હોત અકળાવતિ પ્રીત ચિત્તે,
"તો ઝંખના નહત દુઃખદ કોઈ રીતે !!!"

કુંજવિહાર, શૃંગારલહરિ. પૃ. ૩૨.

ઉત્કંઠિત શબ્દોથી છલકાય છે કે પ્રથમ દર્શને તો એમ જ લાગે કે કોઇ વિષયાસક્તના શૃંગાર ભાવમાંથી એની ઉત્પત્તિ થઇ છે, પરન્તુ એ પ્રથમ દર્શનના અંતરમાં એક ખરા કવિની લાગણીનું અકૃત્રિમ આવિષ્કરણ અવસ્થિત થયલું છે.[1]

**હરિલાલ ધ્રુવ**

હરિલાલ હર્ષદરાય ધ્રુવ (૧૮૫૨–૯૬) જ્ઞાતે સાઠોદરા નાગર હતા. એઓ વડોદરા રાજ્યમાં ન્યાયાધીશ પદે હતા. સને ૧૮૮૯માં સ્ટૉકહોમમાં મળેલી પૌર્વાત્ય ભાષાના પંડિતોની સભામાં અહિંથી પ્રતિનિધિ તરીકે એમને મોકલવામાં આવ્યા હતા ત્યાં એમણે કેટલાક લેખો વાંચ્યા હતા તેમાંનો એક હિંદના "રેખાગણિત"પરનો લેખ હતો.

---

"રહે કદી દૂર પણ પાસે, જણગે તું બધે વાસે,
"પૂરી રહી નાર એ ભાસે, બધે તું તું છબીલી હા.

સાખી

"જોઉં તને આકાશમાં, ભુમાં ધ્રુમાં હુંય,
"દશ દિશ માહી તું ભરી, તુજ વિણ છે કહે શુંય?

× × ×

સાખી

"જોકે આ દિલ માહરૂં, હોય થયેલું ખાખ,
"પ્રેમ ભજન ભૂલે નહિ, પ્રેમ પ્રેમ કહે રાખ.
"ખરે મુજ ખાખ કહેવાની, રહું તુજ નામ દેવાની,
"હૃદયમાં આશ રહેવાની, "થઇ રહું પ્રેમનો બંદો."

× × ×

સાખી

"અર્ધ નિશાકરથી રૂડું, પ્યારી તુજ કપાલ,
"મંગલસમ મહીં શોભતો, ગોળ ચાંદલો લાલ.
"ત્રિખરી વાંકી અને કાળી, લજ્જિત લટ શોભતી બાળી,
"અટકી ભાલેજ રૂપાળી, અરે, જા, શું ખસેડે છે."

૧ બુલબુલના ઉંચી પંક્તિના વિવેચન માટે રા. બ. રમણભાઈ કૃત "કવિતા અને સાહિત્ય"માંથી "સાઠીના સાહિત્ય"માં પૃ. ૧૫૭ મે કરેલો ઉતારો જુઓ.

એમનો સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ સર્વાંનુમતે ઉંડો ગણાતો. અને યુરોપમાં એમને Ph. D. (ફીલસુફીમાં વિદ્વાન) અને Lit. D. (સાહિત્યમાં વિદ્વાન)ની ઉપાધિઓ મળી હતી. પ્રાચીન તામ્રપત્રો અને અને શિલાલેખોમાં એઓ ઘણો રસ લેતા અને ગુજરાતના પુરાતન સંશોધન કાર્યમાં એમણે ઘણી સહાય આપી છે. નાની વયથી જ એઓ સાહિત્યપ્રેમી હતા અને એ પ્રવૃત્તિ એમના અવસાનપર્યંત ચાલુ રહી. એમણે ૧૮૮૦માં "નાગર ઉદય" નામે માસિક કહાડયું હતું અને ૧૮૮૨માં સુરતમાં પ્રજાહિતવર્ધક સભાની સ્થાપના કરી હતી. એ સભામાં રાજકીય અને સાંસારિક વિષયોપર ચર્ચા થતી હતી. "ચંદ્ર" નામે સાહિત્ય વિષયક માસિકના એઓ તંત્રી હતા. એ 'ચંદ્ર' ઉછરતા લેખકોના પ્રથમ પ્રયાસો પ્રગટ કરી તેમને પ્રોત્સાહન આપતું તેથી ઘણું જ લોકપ્રિય થયું હતું. પ્રાચીન વિષયોના અભ્યાસી અથવા સંશોધનકર્ત્તા કરતાં ગુજરાતી સાહિત્યમાં કવિતાની આધુનિક શૈલીના પ્રવર્ત્તક તરીકે એમની ગણના વધુ થાય છે.[1] એમનું સંશોધનનું

અથણી

---

૧ બર્ન્સ, વર્ડ્ઝવર્થ, શેલી, ટેનીસન જેવા કેટલાક ઇંગ્રેજી કવિઓનાં કાવ્યોના અભ્યાસથી યુનીવર્સીટીમાંથી ઉપાધિ લઈ બહાર પડતા યુવકોને તેમની ધાટીપર કાવ્યો રચવાની સ્ફુરણા થઇ ને તેથી એ નવી શૈલીનો પાયો નંખાયો. બર્ન્સની કેટલીક પ્રસિદ્ધ પંક્તિઓનું હરિલાલે કરેલું ભાષાંતર આપીએ છીએઃ—

Had we never loved so blindly,
Had we never loved so kindly,
Had we never met nor parted,
We had ne'er been broken-hearted.

"ના હોત સ્નિગ્ધ નયનો નિરખ્યાં કદાપિ,
"બોલ્યાં ન હોત પ્રથમેથી મુખે તથાપિ,
"બાંધી ન હોત અકળાવતિ પ્રીત ચિત્તે,
"તો ઝંખના નહત દુઃખદ કોઈ રીતે!!!"

કુંજવિહાર, શૃંગારલહરિ. પૃ. ૩૧.

કાર્ય જોકે એક પ્રારંભ કરનારના કાર્ય જેવું હતું તોપણ તે એમની કેટલીક કવિતા[1] જે ઉપરચોટીઆ અને ઠરઠેકાણા વગરની છે તેના કરતાં વધારે મૂલ્યવાન હતું.

**એમના કૃતિઓ** આર્યોત્કર્ષ, વિક્રમદેવ (નાટક), પૂર્વમેઘ (મેઘદૂતનું ભાષાંતર), કૌમુદિ માધવ, (કુંજવિહારમાં આવી જતી એક કવિતા, ૧૮૭૬), વસંતવિલાસિકા અને કુંજવિહાર, (૧૮૯૬) પ્રવાસ પુષ્પાંજલિ (એમના યુરોપના પ્રવાસનું વર્ણન, એમના પુત્રે એમના મૃત્યુબાદ પ્રગટ કરેલું), આ એમની કૃતિઓમાંની કેટલીક છે. એમના પુત્રનું એમ કહેવું છે કે એમના ઘણા લેખો હજી અપ્રસિદ્ધ જ છે.

**કુંજવિહાર** કુંજવિહાર એમની ઉત્તમ કૃતિ છે ને એમની ભાવ પ્રતિપાદન શક્તિ તથા શૈલીની પ્રતિકૃતિરૂપે છે. એમાં મોટે ભાગે એમની જ કવિતાઓનો સંગ્રહ છે. કાંઇક થોડીક એમના મિત્રોની પણ છે. સંસ્કૃતને આદર્શ રૂપે લઇને લખાયલી એમની શૈલીનો એ એક નમૂનો છે. વાસ્તવિક રીતે તો આખો ગ્રંથ જ એ ધોરણપર રચાયલો છે. આ સંગ્રહને એમણે ત્રણ ભાગમા વહેંચી નાંખી દરેક ભાગને 'વિલાસ' નામ આપ્યું છે. દરેક 'વિલાસ'ના વળી પાછા "લહરિ", "ચંદ્રિકા" આદિ પેટાવિભાગ પાડયા છે. આ લહરિઓ સંસ્કૃતમાંની એવી જ કવિતાનાં લક્ષણોથી એટલી તરબોળ થયલી છે કે સંસ્કૃત ભાષાથી અજાણ સામાન્ય વાચક તો એ ગુજરાતી પ્રતિબિંબથી ભ્રમિત થઈ ગભરાઈ જાય છે. એમના વિચાર અને લેખોમાં સ્વદેશપ્રીતિનું સ્થાન અગ્ર છે; અને જોકે નર્મદાશંકરની આવેશભરી કવિતાથી તો એ ઘણે અંશે ઉતરે તોપણ દેશનેતાઓએ થોડાં વર્ષ પછી જે દિશામાં કામ કરવા માંડયું તે દિશાની એ કવિતામાં એમણે આગાહી કરી છે. કુંજવિહારના કેટલાક

---

૧ એમના કેટલાક વાચકોના હૃદયમાં પણ જે પ્રશંસાની લાગણી ઉત્પન્ન થઈ તે પણ એવીજ ઠરઠેકાણા વગરની હતી. "સાઠીનું સાહિત્ય" પૃ. ૧૪૨મે ટાંકલા સાક્ષર સપ્તકમાં એમની ભારોભાર પ્રશંસા કરવામાં આવી છે.

ભાગમાં "સ્થાનિક સ્વરાજ" અને પ્રજાની રાજકીય અભિલાષાઓ વિશે એમણે પોતાના વિચાર દર્શાવ્યા છે.[1]

આનંદ, સ્વદેશપ્રીતિ અને કોઇક સમયે શોક એ ટૂંકમાં એમની કવિતાનાં સર્વવ્યાપિ લક્ષણો છે. સ્વરૂપે સ્વાનુભવરસિક, શૈલીએ લાવણ્યમય,[2] કંઈ કંઈ સમયે સંદિગ્ધ એવી એમની કવિતા ગુજરાતમાંની નુતન સ્ફુરણા પ્રતિબિંબીત કરે છે.

---

૧ સ્થાનિક સ્વરાજપ્રબોધિની; પ્રજાધનગર્જન; પ્રજારણગર્જન.

(અ) "એકવાર મેદાન પડયા રણ ચડયા કે ઘુમતું ઘુમતું !
"અંગ તરંગિત ઉમંગથી શિરશત્રુ ઝઝુમતું ઝઝુમતું !
શૂરા સામદ હો ! એકવાર."
"શરમ શાન્તિ સ્વદેશ સેવામાં ! મુરવત ત્યાં કામની શી ?
"પ્હેલ પેલો કરે, પ્હેલ બીજો કરે,—એ આશ કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર."
કુંજવિહાર, શૂરતરંગિણી. પૃ. ૭.

(બ) "એ ભૂમી અમારી, મૈયા અમારી, કોણ અવર કહેશે નિજની ?
ન દેઉં ઉચરવા.
"એ સ્વદેશ માટે કો રણયજ્ઞે, પ્રાણ આહુતિ દેઉં સજની.
ન ચાહું ફગરવા.
એ ભૂમી૦
"નથી રાંકડા, નથી બાયલા, નથી રે'વા નિત દામ સૃજ્યા,
કયમ ગાજી ન કહીએ ?
"છઉં સ્વધર્મરંગી, સ્વકર્મસંગી, સ્વદેશજોગી, પ્રેમ ભીંજયા !
હરી એકજ હઈએ—
એ ભૂમી૦" કુંજવિહાર, શૂરતરંગિણી પૃ. ૧.

(ક) "મ્હારી હિંદને કોણ ઉદ્ધારે ?
"કોણ કોણ એને ઉર ધારેરે ?" મ્હારી.
કુંજવિહાર, ભરતદુઃખાર્ત્તિચિંતામણી પૃ. ૫.

૨ જુઓ "અરેરે, પાસે પણ જુદાંજ"! પૃ. ૮ શૃંગારચંદ્રિકા, કુંજવિહાર.
અને "પાસે તથાપી જાદાં રહેવું હાયે !
'નજર ઠરે પણ હૃદય સિઝાયે,'!!! "
એ પંક્તિઓવાળું કાવ્ય.

**નર્મદાશંકરનું અનુકરણ**

એમની સ્વદેશપ્રીતિપરની કવિતા વાંચતાં વાંચતાં વાંચકના મનમાં એવું આવ્યા સિવાય રહેતું નથી કે શબ્દો અને ભાવમાં આ કવિતા નર્મદાશંકરની કવિતાનું સૂક્ષ્મ આચ્છાદનવાળું અનુકરણ છે. લૉર્ડ રીપને **સ્થાનિક સ્વરાજ્ય** બક્ષ્યું તેની જે પ્રશંસા એમણે કરી છે તે એમની કૃતિની એક જાતની વિશિષ્ટતા છે.

**ચિહ્નોનો હાસ્યજનક ઉપયોગ**

દરેક કડીને છેડે આશ્ચર્ય અને પ્રશ્નસૂચક સંખ્યાબંધ ચિહ્નો (!?!?!?!,મૂકવાની હરિલાલની ટેવની કેટલાક લેખકોએ ઘણી હાંસી કરી છે. આથી કવિતા ખોટા આડંબરવાળી અને હાસ્યજનક દેખાય છે અને તેના મહત્ત્વમાં કાંઇ પણ વૃદ્ધિ થતી નથી.

**ગુજરાતી સાહિત્યમાં પારસીભાઇઓનો ફાળો**

ગુજરાતી સાહિત્યની સંસ્કૃતિના યુગમાં પારસી ભાઈઓ જેમણે બહુજ થોડો ભાગ લીધો છે તેમણે અર્વાચીન ગુજરાતી સાહિત્યના લગભગ દરેક વિભાગમાં પદ્ય–ગદ્ય–નાટક–તવારિખ અને અન્ય વિષયમાં મોટો ફાળો આપ્યો છે. એમના માદરવતનના સાહિત્યના ધોરણ ઉપર જ એમનાં પ્રથમતઃ લખાણ થાય ને તે પછી જ પોતાના કરી લીધેલા વતનના સાહિત્યનાં ધોરણ એઓ પકડે એ સ્વાભાવિક જ છે. અર્વાચીન સમયમાં એક ત્રીજા તત્ત્વે પણ એમના લેખોપર છાપ બેસાડી છે પણ તે તત્ત્વ–ઇંગ્રેજી સાહિત્ય-ની અસર તો પારસી તેમજ હિંદુ લેખકોપર સામાન્ય થઇ છે; તેમ છતાં પણ અરાડસેં સાઠ અને સીત્તેરના દશકાઓમાં એઓ ફારસી ભાષાના ધોરણપર લખતા હતા તે જોઇએ કે સ્વ. બેરામજી મલબારી જેવા લેખકો હિંદુ ધોરણે લખતા હતા તે જોઇએ, યા તો હમણા ઇંગ્રેજી ધોરણે જે લખાણો એમના તરફથી થાય છે તે જોઇએ, ગમે તે તરફ દૃષ્ટિપાત કરીએ તોપણ આપણા સાહિત્યમાં પારસી લેખકોએ જે મોટો હિસ્સો આપ્યો છે તેથી આપણે ચકિત થયા સિવાય રહેતા નથી. જેમ

એમની કલમ તેમજ એમની કોથળી પણ ઉદાર હાથે વપરાઈ છે, અને શું હિંદુ કે શું પારસી ગરીબ પણ ઉછરતા ગ્રંથકારને એમને હાથે ઉત્તેજન મળ્યું છે. નર્મદાશંકરની પુંજી ચાર આનાપર આવી ગઈ હતી તેવા ઉગ્ર વિપદ્કાળમાં પોતાનું નામ આપ્યા સિવાય છૂપી રીતે મોકળે હાથે એમને સહાય કરનાર પારસીભાઇ જ હતા. કવિ દલપતરામની કાવ્યકૃતિને બક્ષિશ આપી પ્રોત્સાહન આપનાર પહેલા પારસી એરેનેટ જ હતા. ઉદારતાની સાથે સાહસિકપણું પણ એમના લોહીમાં વહે છે અને વર્તમાનપત્રનો ધંધો ને ગુજરાતી છાપખાનાં મુંબાઈમાં પહેલવહેલાં નીકળ્યાં તે પારસી સાહસને જ આભારી છે.

**તેમનો પ્રથમ આદર્શ ફારસી**

પારસીઓએ શરૂઆતમાં લખેલી કવિતા વિચારતાં તો સાદી, હાફેઝ અને ફિરદોસીની છાયા એ કવિતામાં માર્ગદર્શક અને આગળ પડતી હતી એ વાત સર્વમાન્ય છે. કાવ્યના શ્લોકોનું છંદોબદ્ધ બંધારણ, કાવ્યનાં વસ્તુ અને વિચારોનું વાતાવરણ એ સર્વમાં ફારસી લખાણોની દેખીતી નકલ હતી. વસ્તુતઃ આ વર્ગનું નિરૂપણ કરવા ફારસી સાહિત્યના લક્ષણવાળા લેખકોમાંથી જે લેખક અત્રે પસંદ કર્યો છે તે લેખક પોતે, પોતાના લેખ માટે જરૂરની દરેક વસ્તુ ફારસી ભાષામાંથી જ લીધી હતી તે વાત સ્પષ્ટપણે માન્ય કરે છે.[૧]

**મનસુખ**

મનસુખની સંજ્ઞાથી લખતા મંચેરજી કાવસજી શાપુરજીએ ઘણું લાંબુ આયુષ્ય ભોગવ્યું હતું. સર જમશેદજી જીજીભાઈ, જ. ન. ટાટા (તાતા), દાદાભાઈ નવરોજજી વિગેરે વિખ્યાત પારસીઓની માફક એમનું વતન પણ ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલો નાનો નવસારી કસ્બો હતો. "વેહલવાન" એટલે વહેલ, ગાડાં હાંકવાનો ધંધો

૧ મનસુખી ગંજનામું.

કરનાર ગરીબ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. આઠ વર્ષની નાની ઉમરે એમને મુંબાઈ મોકલવામાં આવ્યાં હતા અને એમનાં કાકા–કાકી જે એમની સાથે ઘણી સખ્તાઈથી વર્તતાં હતાં તેમને એમની સુપ્રત કરવામાં આવી હતી. શરૂઆતમાં તો એમની કેળવણી તરફ બેદરકારી રાખવામાં આવી હતી અને એક વૃદ્ધ હિંદુ મહેતાજી જેની પાસે એઓ કક્કો બારાખડી શીખ્યા હતા તે, વળી એમના કાકા–કાકી કરતાં પણ એમની જોડે વધારે કઠોર રીતે વર્તતો હતો; પણ એક ભલી વૃદ્ધ બાઇ જેણે એમના તરફ ચલાવવામાં આવતું ઘાતકી વર્તન એક સમયે જોયું હતું તેને એમના પર દયા આવી અને તેમણે ક્રૂર કાકા કાકીના પંઝામાંથી એમને લગભગ મુક્ત કર્યા.

**વારાફેરાવાળું જીવન**

ગરીબાઈ સાથે બાથ ભીડવાની હોવા છતાં પણ ખંતથી અંચેરજીએ ગુજરાતી અને ફારસીનું સારૂં જ્ઞાન મેળવ્યું અને પાછળથી મી. મેન-વૉરીંગની ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી ઇંગ્રેજી શાળામાં દાખલ થયા અને ત્યાં પોતાનો અભ્યાસ એવી સારી રીતે વધાર્યો કે શાળાના માલીકે એમને શિક્ષકની જગા આપી ( ૧૮૪૬ ).

અહીંઆ એમનો ભાષણો કરવાનો, વર્ત્તમાનપત્રોમાં લખવાનો અને જાહેર પ્રશ્નો પર લખવાનો શોખ ખીલી નીકળ્યો. ચીન અને હિંદ વચ્ચે ધીકતો ધંધો કરતી તે વખતની સંખ્યાબંધ પારસી પેઢીઓ-માંની એક તરફથી એ ૧૮૪૮માં ચીન ગયા અને ત્યાં પણ એમણે પોતાનું લેખક તરીકેનું કામ ચાલુ રાખ્યું. સાત વર્ષે ( ૧૮૫૫ માં ) એ પાછા મુંબાઇ આવ્યા અને જો કે પોતાની પેઢીના કામકાજ સંબંધેના અદાલતના કામકાજમાં એ ઘણા ગુંથાયલા રહેતા, છતાં પોતાનું લેખક તરીકેનું કાર્ય એમણે ઢીલું પડવા દીધું નહિ. ખરૂં જોતાં તો

**એમનાં પુસ્તકો** એમણે પોતાની લાંબી જીંદગીની આખર સુધી કલમ ચલાવવી કાયમ રાખી. એમના ગદ્ય અને પદ્ય લખાણોની સંખ્યા મોટી છે અને તેમાં ઐતિહાસિક, ધાર્મિક, સામાજીક, સાંસારિક વિષયોનો સમાવેશ થાય છે.૧

**એમની કવિતા** એમના જન્મચરિત્રના લેખકના કહેવા પ્રમાણે એમની શ્રેષ્ટ કવિતા જેના શ્રવણથી શ્રોતાઓની આંખમાંથી આંસુ વહ્યાં હતાં તે, સોહરાબનું પોતાના પિતા રૂસ્તમને હાથે થયલા મૃત્યુનું અને તેની ખબર પડી તે સમયે એની માતા તેહમીનાએ કરેલા વિલાપનું વર્ણન છે.

---

૧ એ જ નામના ફારસી ગ્રંથની નકલરૂપે એમણે પોતાના સંગ્રહને પણ "ગંજનામું" નામ આપ્યું છે. એમાં ૧૧૩૮ ચોથીઆં (સુપરરોયલ) પૃષ્ટ છે અને તેર ભાગમાં એને વહેંચી નાંખ્યું છે, એ દરેક ભાગના નામપરથી જે વિશાળ ક્ષેત્રપર એમની કલમ ચાલી હતી તે જણાઈ આવે છે:–

ભા. ૧ બેતરીતિ (ફારસી પિંગળ)

ભા ૨ અસતરી કેળવણીનાં ગુણો અને અવગુણોને લગતી વાંચવા લાએકની તકરાર.

ભાગ ૩ રૂસ્તમ અને તેના બેટા સોહરાબ વચ્ચે થયલી લડાઇનુ ઘણુંજ દીલપઝીર દાસ્તાન.

ભાગ ૪. પહેલા સર જમશેદજી બારોનેટની જીંદગીનો અહવાલ.

ભાગ ૫ નામદાર મહારાણી વિક્ટોરીયાના મર્હૂમ ભરથાર પરીનસ આલબર્ટને લગતો હેવાલ.

ભાગ ૬ "નામ સેતાએશને" (એક પારસી બંદગીની સમજુતિ).

ભાગ ૭ પારસી કોમના સંસારી કામકાજને લગતા બંધાએલા ધારાની ખામીઓ અને ખરાબી ભરેલી ભુલો વિશેની વાતચીત.

ભાગ ૮ "પારસી ધારા"ના બંધારણની ખામીઓ.

ભાગ ૯ એક ભરથાર અથવા ધીલબરની જુદાઈ વિશેનાં એક અસતરીના ગમ અને વિલાપને લગતા સખુનો.

ભાગ ૧૦ ખોદાઈ મોહબત, વગેરે તરેહવાર જાતની ઉત્તમ નીતિ અને પવિતરાઈ વિશેના સખુનો.

ભાગ ૧૧ તરેહવાર જાતની પરચુરણ તથા શીખામણની બેતો.

ભાગ ૧૨ "મનસુખી-મોનાજાત" અને "અરજ ગુજરી".

ભાગ ૧૩ મરહુમ બમનજી બાવાના મરણને લગતી બીના; અફીણના રોજગાર ને લેણદેણથી થતી ખરાબી.

જગતના ઐતિહાસિક કાવ્યસાહિત્યમાં ફીરદોસીના શાહનામાનો આ પ્રસંગ શ્રેષ્ટ લેખાય છે અને મેથ્યુ આરનોલ્ડના "સોહરાબ અને રૂસ્તમ" નામે સુંદર કાવ્યના નામથી એ ઈંગ્રેજી વાંચકોને પરિચિત છે. મનસુખનું ભાષાંતર જેમાંથી થોડીક પંક્તિઓ નીચે આપી છે તે જો કે એમના જીવનચરિત્રના લેખકની[1] ગણના પ્રમાણે તો પ્રશંસાપાત્ર છે પરન્તુ આવા કરૂણ પ્રસંગના વર્ણનમાં જે ભાષાનું ઔચિત્ય, તાલપ્રબંધ અને ગાંભીર્ય જોઇએ તેથી એ રહિત અને શુષ્ક દીસે છે. ફીરદોસીની કરૂણ અને સરળ છતાં હૃદયભેદક પંક્તિઓનું ગુજરાતીમાં ભાષાંતર કરવાનો એ એક નિઃસત્ત્વ પ્રયત્ન છે.[2] કદાચ યોગ્ય લય ને

---

૧ પૃ. ૪૨ "ગંજનામેહ"ની પ્રસ્તાવનાઃ "રૂસ્તમ સોહરાબ"ની દાસ્તાનમાં લખાયલી શરૂ થતી કવિતાની શાહેરી તેના લખનારને મુસ્તાકી લેવાનો હક્ક એનાયત કરે છે. એ દાસ્તાન, અથવા તેના એ ભાગ વાંચતાં કે વંચામણ સાંભળતાં પાહાડ જેવા માટીડાઓએ તેમજ ઠાનકી દુન્યાદાર બઈરીઓએ ધરાધર રડી દીધેલું અમે જાણ્યે છે."

૨ પિતાથી અજાણપણે પુત્રનું મૃત્યુ થયું જાણીને તેહમીનાને ઉપજેલા દુઃખ સમયના વિલાપનું મનસુખ નીચે પ્રમાણે વર્ણન કરે છે—

"હાયે-રે એ બેટા, હાયે-રે સોહરાબ.
"હાયે-રે એ માએનાં, ખુદ મનની મોરાદ
"હાયે-રે દીકરા દેલાવર દલેર
"હાયે-રે એ લડાઇના મેદાંનના શેર
"એ સોહરાબ સગુણી એ દીકરા સભાગ
"એ કેઆણીની તોખમની રોશન ચેરાગ
"એ માએની હઇઆતીને ખુશીના દમ
"તું વગર કોણ ખાસે મુજ દુઃખની ગમ.
"એ "સમનગાન"ના સુબા, એ સુરા સગુન
"તું વગર થઈ મારી જીંદગી જબુન.

ગંજનામેહ પૃ. ૨૫૦.

અભિનય સહિત ગવાય તો વિષયની નૈસર્ગિક ખૂબી અને દેશપ્રીતિના તેના ઉત્કૃષ્ટ ભાવને લીધે કવિ તરફ પૂર્વથી જ અનુગ્રહ રાખનાર શ્રોતાઓના મનપર ઉંડી અસર થાય; પરન્તુ કોઈ એક વાચક પોતે જ તે પોતાની મેળે વાંચે તો એ ભાષાંતરકાર ભાગ્યે જ એવી કાંઈ પણ છાપ તેના પર બેસાડવા શક્તિમાન થાય.

**એના બીજા લેખો દલપતરામ જેવા જ**

એના બીજા લેખો એના સમકાલીન નર્મદાશંકર અને દલપતરામે ચર્ચેલા વિષયો પર જ લખાએલા છે. સમાજની સંકુચિત દૃષ્ટિનાં બંધનો તોડવાને સ્ત્રીકેળવણીની હિલચાલનો પ્રારંભ થતો હતો તે સમયે એ વિષય પર એણે પણ નર્મદાશંકર અને દલપતરામની માફકજ લખ્યું છે. તે કાળની સમયમૂર્તિઓની પ્રશંસાત્મક કવિતા પણ તેમની માફક જ એણે લખી છે. શેરસટ્ટાની ગાંડાઇ અને અફીણના વેપારની અવગણના તેમની માફક જ એણે કરી છે. એની કવિતામાં આવતા સંખ્યાબંધ અપરિચિત શબ્દો અને વાકયોને લીધે એની કવિતા હિંદુ વાચકોને ઘણી ન રૂચે; પણ એ ખામીઓ બાદ કરતાં એ કવિતામાં ઉચ્ચ અભિપ્રાય ને પરિપકવ વિચારો માલમ પડે છે.

**મરઝબાન અને ગુજરાતી છાપખાનું**

આગળ કહ્યા પ્રમાણે મુંબાઇમાં પહેલવહેલું ગુજરાતી છાપખાનું કાઢનાર ફેરદુનજી મરઝબાન (૧૭૮૭-૧૮૭૪) હતા અને એમનું કુટુંબ હજી પણ એ પરંપરા સુયોગ્ય રીતે જાળવી રહ્યું છે. એઓ જાતે જબરા લેખક હતા અને એમણે ૪૭ પુસ્તક લખ્યાં છે. પિતા સાથે સખત કજીઓ થવાથી ૧૮૦૫ માં એઓ સુરતથી મુંબાઇ આવ્યા. એઓ બાપદાદે મોબેદ હતા અને ગુજરાતી ફારસી અને સંસ્કૃતનું જે જ્ઞાન એમણે પોતાના ગામમાં જ સંપાદન કર્યું હતું તે મોબેદપણું કરવા માટે પુરતું હતું એમ એમના બાપ ધારતા હતા; પણ નાના મરઝબાન જેમનું વય તે સમયે બાર તેર વર્ષનું હતું તેમની આકાંક્ષા

તો જે વિશાળ જ્ઞાન અને અનુભવ પ્રવાસથી જ મળી શકે છે તે લેવાની હતી. એમનું હૃદય મુંબાઇ જવા તલસતું હતું પરંતુ એમના પિતા તરફથી ઉત્તેજન નહિ મળવાથી એમણે ગુપ્ત રીતે સુરત છોડયું. પણ એમને પકડીને પાછા લાવવામાં આવ્યા, ગુસ્સે થયલા પિતાની શિક્ષાના ત્રાસમાંથી છૂટવા ત્રણ દિવસ સુધી એઓ ભોંયરામાં ભરાઇ રહ્યા. પણ વૃદ્ધ પિતાને પુત્રની મહેચ્છાનું વાસ્તવિકપણું જણાયું અને થોડા સમય પછી ( જ્યારે એઓ અઢાર વર્ષના થયા ત્યારે ) પોતે ખુદ એમને મુંબાઈ મોકલવા બંદોબસ્ત કર્યો. ત્યાં આવી તે સમયના વિખ્યાત પારસી વિદ્વાન કવિ અને મોબેદ-દસ્તુર મુલ્લાં ફીરોઝ[1]ના હાથ તળે એમણે શિક્ષણ લીધું. પોતાને જે જે વિષયનો અભ્યાસ કરવાનો હતો તે કરી લીધા પછી કોઈ સ્વતંત્ર ધંધો કરવાના ઇરાદાથી એમણે પોતાના ગુરૂ પાસેથી વિદાય લીધી; કારણ પારસી મોબેદની કંટાળો ઉપજાવનારી ફરજો એમના ચંચળ મગજ અને યુક્તિબાજ ભેજાંને રૂચતી નહોતી.

---

૧ એમનું નામ પેશોતન (૧૭૫૮-૧૮૩૦) હતું. એમના માદર વતન ઇરાનમાં પોતાના દીન-ધર્મનું શિક્ષણ લેવા એ અને એમના પિતા ૧૭૬૮માં ઇરાન ગયા હતા. બગદાદના ખલીફે એમને "મુલ્લા"નો ખિતાબ આપ્યો હતો. આ વિશિષ્ટ માન ઘણા જ વિદ્વાન ધર્મગુરૂને અપાતું. "ફીરોઝ" સંજ્ઞાથી એમણે ફારસી કવિતા લખી છે. આ રીતે "મુલ્લાં" અને "ફીરોઝ" એ બે શબ્દોને જોડવાથી થયલા "મુલ્લાં ફીરોઝ" નામથી એઓ પ્રખ્યાત છે. એમના વિખ્યાત ગ્રંથ "જ્યોર્જ નામેહ"માં ત્રીજા જ્યોર્જ રાજાના સમય સુધીમાં ઇંગ્રેજોએ હિંદમાં જેજે ફતેહો મેળવી તેનું ફારસીમાં બયાન કર્યું છે. એ "જ્યોર્જ નામેહ" ફીરદોસીના "શાહ નામેહ"થી સ્હેજ જ ઉતરતું ગણાય છે. મુંબાઈમાં એમની સાક્ષરતા અને પંડિતાઇની યાદગીરી, ફારસી અરબ્બી અને અવેસ્તા ભાષાના કીમતી ગ્રંથોના સંગ્રહવાળી "મુલ્લાંફીરોઝ લાઈબ્રેરી"થી જળવાઈ રહી છે.

૧૮૦૮ માં એમણે ચોપડીઓ બાંધવાની દુકાન કાઢી. તે પછી એમણે "ટોપ" (લશ્કરમાં વપરાતી ટોપીઓ) બનાવવાનો કંટ્રાક્ટ લીધો અને એ ઉપરાંત મુંબાઇથી ગુજરાતનાં જુદાં જુદાં શહેરોમાં ખાનગી કાગળો મોકલવાનો (ખેપીઆ અથવા ટપાલીનો) ધંધો કરવા માંડ્યો. એમની કાર્યશક્તિનો પૂરેપૂરો ઉપયોગ થવા માટે આ વિવિધ હિલચાલો પુરતી થઈ પડી નહિં એટલે ૧૮૧૨ માં એમણે દેશી ભાષાનું છાપખાનું કાઢવાનો વિચાર કર્યો. તે સમય સુધીમાં આવું છાપખાનું કાઢવાનું કોઈએ સાહસ કરેલું નહિ. એમને પહેલું વિઘ્ન તો ગુજરાતી બીબાં ક્યાંથી લાવવા તે નડ્યું. તે સમયમાં એવાં બીબાં બનાવનાર કોઈ કારખાનું નહોતું અને તેથી એમણે જાતે એક "સૅટ" તૈયાર કર્યો અને તેને અંગે બીબાં પાડવામાં–ઘસવામાં અને પૉલીશ કરવામાં એમણે પોતાના કુટુંબની સ્ત્રીઓને પણ કામમાં લીધી. ઈ. સ. ૧૮૧૪ માં પોતે ગુજરાતી પંચાંગ કાઢ્યું અને ત્યારપછી બીજાં પુસ્તકો ઝપાટાબંધ બહાર પાડવા માંડયાં. આઠ વર્ષમાં એટલે ૧૮૨૨ ના જુલાઈ સુધીમાં તો એમનું કામકાજ એટલું વધી પડ્યું કે આજે પણ સુભાગ્યે દૈનિક તરીકે હસ્તિ ધરાવતું "મુંબાઈ સમાચાર" નામે અઠવાડિક છાપું કાઢવાનું સાહસ એમણે ઉઠાવ્યું અને લગભગ દશ વર્ષ સુધી (૧૮૩૨ ના આગસ્ટની ૧૩ મી સુધી) તે ચલાવ્યું. એમણે એક વહાણ ખરીદ કર્યું ને વેપારમાં પણ સારી કમાણી કરી, પરંતુ દુર્ભાગ્યે પોતાના છાપામાં "કબીસા"[1] સંબંધે ચર્ચા ચલાવવાથી સામાવાળાઓ ગુસ્સે થયા ને એમને પાયમાલ કરવાની ધમકી આપી. એઓ અડગ રહ્યા પણ કેટલાક દુષ્ટ ધર્માંધોએ એવી ચાલબાજી આદરી કે એમના બધા માગનારાઓ એકસામટા એમના પર ધસી ગયા. આજ સમયે એમનું "હીંદુસ્તાન" નામે વહાણ કલકત્તા જતાં

---

૧ પારસીઓના બે ફીરકા કદમી અને શાહેનશાહી વચ્ચે એમના વરસમાં અમુક દિવસ વધારવાના સંબંધમાં લાંબા કાળથી ઝઘડો ચાલે છે.

જોખમાયું ને તે નામની કીમતે વેચી નાખવું પડયું એટલું જ નહિ પણ એમના ચીનના વેપારમાં પણ ૧૮૩૧માં મોટી નુકસાની આવી. એમના મિત્રોએ (જેમાંના કેટલાક અંદરખાનેથી એમની જોડે શત્રુવટ રાખતા હતા તેઓએ) એ બધું વાદળ ઉતરી જાય ત્યાંસુધી મુંબાઇ બહાર જવાની એમને સલાહ આપી. એ વસાઈ ગયા ને ત્યારપછી એ મિત્રોની જ સલાહથી માગનારાઓને ટાળવા બ્રિટિશ હદ છોડી દમણ એટલે પોર્ટયુગીઝ હદમાં ગયા. માગનારાઓને આપી શકાય એટલી મીલકત તો એમની પાસે હતી પણ એમના કહેવાતા મિત્રોની સલાહથી એ તૂટયા અને જોકે એક હકીમ તરીકે કામ કરી એમણે પોતાના નવા જીવનની ઇમારત ચણી પરંતુ અગાઉનું ચેતન એમનામાં પાછું આવ્યું નહિ. છતાં આખરના વખતમાં દમણમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા એઓ ફતેહમંદ થયા.

**એમના પદ્યગ્રંથો**

એમના પદ્યગ્રંથો જોકે જુની શૈલીએ લખાયલા છે તોપણ અરાઢમી સદી અને ઓગણીસમી સદીની પારસી કવિતાને એક બીજા સાથે જોડતી સાંકળના આંકડા જેવા છે. સાદીના ગુલેસ્તાનના પદ્યભાગનું એમણે "ફુલેસ્થાન પોથી" નામે કરેલું ભાષાંતર ફારસી શૈલીનું અણછૂટકે થયલું અનુકરણ છે. પરંતુ એમની બીજી કવિતા તેવી અસર વિનાની છે.[1] એરવદ રૂસ્તમ પેશોતન (ઇ.સ.૧૬૮૦)ના સીઆવક્ષ નામેહમાં દેખાતું ફારસી તત્ત્વ અહિં મોટે ભાગે અદૃશ્ય થયું છે અને મનસુખ જેવા એમની પછી થયલા કવિઓને ફરદુનજીની કવિતાએ એક રીતે માર્ગ ખુલ્લો કરી આપ્યો છે.

---

૧ "ઓ બાવા આદમની ઓલાદ, સાફ દેલથી તમો
"સેતાયશ કરો તેહની–ને એકલા તેને નમો.
"નફો તેમાં જોશો ઘણો, ને કદી ના જોસો હાણ.
"તે પોતાના ભગતોનું, સદા કરે છે કલે આણ.
કેકોબાદ કૃત ફરદુનજી મરઝબાનજીનું જીવનચરિત્ર પૃ. ૧૧૯.

અંદે ખોદા, રૂસ્તમ ઈરાની, જાંબુલી રૂસ્તમ, પારસી કલમકશ, **જ. ન. પી.** એ ચાલુ જમાનામાંના કેટલાક લેખકો છે.

જ. ન. પી.

આમાંના સૌથી છેલ્લા પોતાની ઉચ્ચ સ્થિતિને લીધે પોતાના કાર્ય તરફ કાંઈક લક્ષ ખેંચી શક્યા છે. જમશેદજી નસરવાનજી પીટીટ (૧૮૫૫–૧૮૮૮) જેઓ **જ. ન. પી.** ની સંજ્ઞાથી લખતા હતા તેઓ લક્ષાધિપતિ પીટીટ ખાનદાનના નબીરા હતા. અર્વાચીન દૃષ્ટિએ તો એમની કેળવણીમાં કાંઇ પણ ન્યૂનતા રહી નહોતી કારણ મુંબાઇમાં શ્રેષ્ટ ગણાતી સંસ્થાઓમાં એમને અભ્યાસ કરવાનો યોગ પ્રાપ્ત થયો હતો. શેક્સપીઅર અને અન્ય ઈંગ્રેજી કવિઓનો એમનો અભ્યાસ ઉંડો અને વિચારપુરઃસર હતો એવો એમના શિક્ષકોનો અભિપ્રાય હતો. એમણે ફારસી તથા અવેસ્તાનો પણ અભ્યાસ કર્યો હતો અને એમના ચરિત્ર લેખક,[1] જેમણે એમના કાવ્ય ગ્રંથો પણ પ્રગટ કર્યા છે તેઓ એમની પ્રશંસા કરતાં કહે છે કે "ગુજરાતી ભાષા તરફના આવા [ અંગ્રેજી ભણ્યા એટલે ગુજરાતીમાં વાતચીત કરવી, ગુજરાતીમાં લખાણો કરવાં, ગુજરાતી વર્તમાનપત્રો, ચોપડી, ચોપાન્યાંઓ વાંચવા એ હલકું છે એવી રીસ્યારી સામેની લડત અને તે તોડી પાડવાની તૈયારી ] ચાહા, તથા તે ભાષા શુદ્ધ રીતે બોલવા લખવાની તેવણની તારીફલાયક ખંત માટે કેટલાક બેવકુફ નિશાળીઆની અવિચારી ઠ્ઠકાર તથા તાનાજાની તેમને સોસવી પડતી હતી, તોપણ તે સઘળાની તેવણને એક લેશ ભાર પણ દરકાર ન હતી. આના પરિણામમાં તેવણે નિશાળમાં જ ગુજરાતી ભાષાના એક અચ્છા "સ્કોલર" તરીકે નામ કહાડયું હતું "[2]" આ સઘળી કવિતાઓનો

---

૧. સ્વ૦ જીજીભાઈ પેસ્તનજી મીસ્ત્રી એમ. એ. એમનું ચરિત્ર તે એમના દ્રવ્યવાન હોવા છતાં પણ પોતાના જાતભાઈઓની સેવામાં રૂડી રીતે ગાળેલા સ્વચ્છ અને સાદા જીવનની એક પ્રશંસનીય નોંધ છે.

૨ **"સાહરી મજેહ"** પૃ. ૪૨–૪૩ **જ. ન. પી.**ની જીંદગીનો એહેવાલ.

મોહટો અને અગતનો ભાગ જે "માહરી મજેહ"[1] કહેવાઇ શકાએ તે શેઠ જમશેદજીએ પોતાની નિશાળ-વયમાં જ શરૂ કીધો હતો."[2]

**પ્રાસ વિનાની કવિતા**

પ્રાસરહિત કવિતા જોકે સંસ્કૃતમાં છે પરંતુ ગુજરાતીમાં એની બહુ પ્રગતિ થઇ નથી. જ. ન. પી. ના જીવનચરિત્ર ના લેખક આ જાતની રચના ગુજરાતી વાચકો સમક્ષ રજુ કરવાનું માન એમને આપે છે.

**વિરૂદ્ધ જતી તુલનાઓ**

જ. ન. પી. નાં કાવ્યોના ગુણદોષ માટે ના અભિપ્રાયો સામા સામે નાકે જઇ બેસે છે. એક છેડે એમના જીવનચરિત્રના લેખક અને એમની કવિતાઓ જેમ જેમ માસિકોમાં બહાર પડતી ગઇ તેમ "ઇંડીઅન સ્પેક્ટેટર" માં (૧૮૭૮-૮૧) તેનું વિવેચન કરનાર (અનુમાને બે. મે. મલબારી) પારસી દૃષ્ટિએ ઇંગ્રેજી ઢબે લખાયલી ગુજરાતી કવિતામાં એમને ટોચ પર મૂકે છે,[3] અને બીજે છેડે સર

---

૧ આ લગભગ ૫૦૦ પાનાનું દળદાર પુસ્તક છે. અને એમાં કુદરત, બચપણનું નિર્દોષપણું, કાઉપર, લૉંગફેલો, ટોમસ મૂર, યંગ, જીલમેન, બેન જોનસન, સ્પેન્સર જેવા તેમ જ બીજા એવા જાણીતા ઇંગ્રેજ કવિઓની કવિતાનાં ભાષાંતરો છે.

૨ "માહરી મજેહ" પૃ. ૯૦ જ. ન. પી. ની જીંદગીનો એહેવાલ.

૩ (ક) એમની ભાષા ગ્રામ્ય હોવા છતાં પણ સરળ છે; પરંતુ એમની શૈલી કૃત્રિમ લેખોના મિથ્યાપણા ને શૃંખલાથી એટલી બધી મુક્ત છે કે તેનું વિચિત્રપણું જ કાનને સંગીત સમાન લાગે છે. લેખકનું મગજ ચિંતનશીલ અને કલ્પના ચેતનવંત લાગે છે.

(ખ) જે વિષયો વારાફરતી ક્ષુબ્ધ હૃદયના લેખકને ઘડીકમાં આનંદમય ને ઘડીકમાં ખેદમય બનાવે છે તે વિષયો લેખક સફળ રીતે શાંત રસના ભાવમાં અને હલકે હાથે આલેખે છે. પોતાની જાતિમાં એક ખરેખરો સેમ્યુઅલ રોજર્સ પાકયો છે. તે જોઈ પારસીઓએ રાચવું જોઇએ.

રમણભાઇ જેવા સર્વમાન્ય હિંદુ વિવેચકનો વિચારપુરઃસર બંધાયલો અને સકારણ અપાયલો અભિપ્રાય છે. એમના મત પ્રમાણે એ પુસ્તકમાં કાંઇ પણ વિશિષ્ટતા નથી અને હલકી પંક્તિના એક કાવ્ય તરીકે એઓ આ પુસ્તકને લેખે છે[1]. આ બે ઉત્તર દક્ષિણ ધ્રુવમાં

(ગ) એ કાવ્ય પંક્તિઓ અસાધારણ પ્રભાવવાળી છે અને તેના નિર્વાહમાં રમણીયતા છે. એમાં પ્રાચીન સમયના ભાટચારણોની વિચિત્ર સરળતા અને અર્વાચીન કળાકારોની પૂર્ણ સંસ્કૃતિ છે. જ. ન. પી. ની કવિતા ગુજરાતી સાહિત્યમાં એક અનેરૂં વ્યક્તિત્વ ધરાવે છે. અને પક્ષપાતી પારસી વિવેચકોને જ નહિં પરંતુ કાવ્ય વિશારદ હિંદુને પણ આનંદ આપશે.

(ઘ) "ટોમસન"ની "સીઝન્સ"નું અથવા "કાઉપર"ના "ટાસ્ક"નું કોઈ એક પૃષ્ઠ વાંચતાં જે આનંદ આવે છે તે જ આનંદથી આ કવિતા પણ આપણે વાંચીએ છીએ.

**મારી મઝેહમાં** શેઠ જ. ન. પી. ની જીંદગીનો અહેવાલ પૃ. ૧૨૮–૧૩૧.

૧ જ. ન. પી. ની કવિતાના સવિસ્તર ગુણદોષની સમાલોચના કરતાં એઓ જણાવે છે કે આ લીંટીઓમાં સારૂં પદ્ય નથી તેમ સારૂં ગદ્ય નથી. "સુસ્વરતા, (harmony) શબ્દનો અર્થ,...જેને ફક્ત કોશપરથી નહિ પણ પોતાના કાનથી ખબર છે એવો કોઈપણ માણસ એ પદ્યમાં સુસ્વરતા છે એમ કહેનારો નીકળશે એમ અમે ધારતા નથી † † † "માહરી મઝેહ"ના પદ્યમાં તાલનું ઠેકાણું રહેતું નથી. દરેક લીંટીને છેડે શબ્દોની ગતિ તૂટી પડે છે, લીંટીના પાછલા ભાગના શબ્દો ગુજરાતી ભાષાથી જુદી જ જાતના સ્વરોચ્ચારથી બોલવા પડે છે, આખો અર્થ પેદા કરવા સારૂ લીંટીઓને એક બીજા સાથે મળતાં બહુ મુશ્કેલી પડે છે. એ બધાનું કારણ સ્વરો બોલાવાની જે ઠોકરાતી અને અથડાતી પદ્ધતિને મી. મીસ્તરી "મીઝાન યા વઝન" કહે છે તે છે." કવિતા અને સાહિત્ય પૃ. ૨૭૯.

પોતાના અભિપ્રાયની પુષ્ટિમાં તેઓ નીચેની પંક્તિઓ તેઓ ટાંકે છે:

"દરિયાના એક કોરા વિષે"
"કિયા મહાસાગરનું તળિયું હશે,

જઇ બેસતા અભિપ્રાયોમાંથી વચલો માર્ગ કાઢવો મુશ્કેલ છે. પરંતુ **જ. ન. પી.** ને ગુજરાતી કવિતા પર અંતરનો પ્રેમ હતો એ વાતની કોઇથી ના પાડી શકાય એમ નથી અને પોતાના પારસી લેખક બંધુઓએ જે કૃત્રિમ બંધનો એમના પર લાધ્યાં હતાં તેમાંથી પોતાની દૃષ્ટિએ સૂઝયું તેમ મુકત થવા એમણે મ્હેનત લીધી છે. વિખ્યાત ઇંગ્રેજ કવિઓના અભ્યાસ પર બંધાયલી કાવ્ય અને કાવ્ય પ્રદેશની કર્ત્તવ્યતા વિશેની એમની ભાવના ઉચ્ચ હતી અને એ ભાવનાનો નિર્વાહ, ભાષાની વિશુદ્ધતા અને પ્રૌઢતાનો અભાવ છતાં પણ, ઉચ્ચ ધોરણને અનુસરતો દેખાય છે.

**પારસી કવિતા વિષે મલબારીનો અભિપ્રાય**

ઇ. સ. ૧૮૮૦ સુધીની પારસી કવિતાની સમાલોચના કરતાં મી. મલબારી જેઓ પોતે પણ પારસી કવિઓમાંના એક ઉત્તમ કવિ છે તેઓ તેની સ્થિતિનો ટૂંકમાં નીચે મુજબ ખ્યાલ આપે છે:—પારસીઓમાં કવિતા ભીની જમીનમાં ઉગી નીકળતા રોપાઓ માફક ઢગલાબંધ ઉગી નીકળે છે. અસંખ્યાત ગેય કાવ્ય અને ગાડેગાડાં નાટ્ય કાવ્ય દર વર્ષે આ અનેરી કોમમાંથી બહાર પડે છે; પરંતુ આ બધો માલ કાંતો ચોરીનો માલ હોય છે

---

"કે પાકીને તું તેમાં બન્યું હશે ?
"થયાં હશે તું પરથી વેપારી વહાન,
"કંઈ સેંકડો પસાર; જે મોજાંની હેઠ
"રેતીઓના રચકણમાં તાહરૂં બદન,
"પામ્યું આએ તીપકીનું રંગીન પહેરન,
"તે મોજાંમાં કોન જાણે કેટલાં મનખ,
"ભાંગેલાં વહાનમાંથી પડતાં હેઠળ
"તેં દીઠાં હશે;

"આ લીંટીઓમાં સારૂં પદ્ય નથી તેમ સારૂં ગદ્ય નથી." "કવિતા અને સાહિત્ય" પૃ. ૨૮૨.

અથવા તો કચરા જેવી બનાવટનો હોય છે. કાવ્યનો વાસ્તવિક ઉદ્દેશ અને રાષ્ટ્રીય શિક્ષક તરીકેની એની અસરનું માપ કાઢ્યું હોય એવા અમારી જાણ પ્રમાણે તો બહુ બહુ તો અડધોએક ડઝન પારસીઓ હશે. આપણાં સ્ત્રી—બચ્ચાંનાં ચારિત્ર્ય ઘડે અને લોક જીવનની કવિતા કહી શકાય એવી સાદી ઘરગથ્થુ કવિતા—આપણા જીવનને માટે જ લખાયલી—આપણને પ્રાપ્ત થઈ નથી.[૧] " આ સ્થિતિ ટાળવાના પ્રયત્ન ત્યાર પછી સોરાબ પાલમકોટ, ડા. જાલનેવાલા, દાદી તારાપોરવાળા, પેસ્તનજી કે. તારાપોરવાળા, ફીરોઝ બાટલીવાળા અને ડા. ડી. એન. પટેલે કર્યા છે. આમાંના કેટલાકની કવિતા ખરેખરી સારી છે, જ્યારે કેટલાકની ચલાવી લેવાય એટલે દરજ્જે સારી છે.[૨]

આ પારસી કવિઓના સમૂહમાં બેરામજી મેરવાનજી મલબારી (૧૮૫૩–૧૯૧૨) નું સ્થાન ઘણું ઉચ્ચ છે.

---

૧ ઇંડીઅન સ્પેક્ટેટર, ૧૮ મી જાન્યુઆરી ૧૮૮૦.

૨ દાખલા તરીકે રાવણના પુત્ર ઇંદ્રજીતની પત્ની સુલોચના વિશે મી. સોરાબ પાલમકોટે લખેલા લાંબા કાવ્યમાથી નીચે ટાંકેલી પંક્તિઓ, હિંદુ ધર્મ અને પૌરાણિક કથા અને જેને મન અન્ય જાતીય, એવા પારસી લેખકે લખી હશે એમ ભાગ્યે જ જાણી શકાયઃ–

" વિલાપ વિભિષણનો સુણી, બોલ્યા ત્યાં રઘુવીર,
" મિત્ર શોક મિથ્યા હવે, વીર પુરૂષ ધર ધીર.

એજ પ્રમાણે મી. પી. કે. તારાપોરવાળાનું મી. હી. ગ અંજારીઆએ પોતાના 'કાવ્ય માધુર્ય'માં (પૃ. ૧૭૯, આવૃત્તિ ૨) આપેલું "સ્વપ્નવાટિકા"નું આખું કાવ્ય એ લેખકને ઝેબ આપે એવું છેઃ—

" વાયુ ! જેવો અનુભવ અહિં પામતો લાં વહે તું,
" ધીમે ધીમે સકલ વસુધા વ્યાપતો તે રહે તું !
" કે સૌ તેનું શ્રવણ કરતાં શાંતિ પામે સદાના,
" ચાખે તેઓ અમર સુખ આ સ્વપ્નની વાટિકાના.

**મલબારી** નાનપણમાં પોતાના પિતાના મૃત્યુને લીધે અત્યંત ગરીબાઇ એમની પૂઠે પડેલી હોવા છતાં ખંતપૂર્વક અભ્યાસ પાછળ મંડ્યા રહી, મુંબાઇ યુનીવર્સિટીની "મેટ્રીક્યુલેશન"ની પરીક્ષામાં બેસાય એટલો અભ્યાસ એમણે સુરતની શાળાઓમાં કર્યો. લાગલાગટ ત્રણ વખત એ પરીક્ષામાં નાપાસ થયા છતાં અને આ બધો વખત માત્ર વીશ રૂપીઆને જુજ માસિક પગારે ખાનગી શાળાઓમાં શિક્ષણ આપી મુંબાઇ જેવા શહેરમાં પોતાનો ગુજારો કરતાં છતાં પણ એઓ નાહિમ્મત થયા નહિ. ચોથી વખતે પોતે પાસ થયા. પરંતુ એઓએ કોલેજમાં ઉંચા શિક્ષણ માટે દાખલ થઇ પોતાનો અભ્યાસઆગળ વધાર્યો નહિ. નાનપણથીજ જેવો માતૃ ભાષાપર તેવો જ ઇંગ્રેજી ભાષાપર એમનો એક સરખો મજબૂત કાબુ હતો. **પ્રાચીન ગુજરાતી સાહિત્યના** એઓ અભ્યાસી હોવાથી અને પુરાણા સુરત શહેરમાં હિંદુ મિત્રો સાથેના ગાઢ સંસર્ગથી એઓ તેમના આંતરજીવન-કૌટુંબિક તેમજ સાંસારિક-તેમના વિચાર અને તેમના આચાર-એ સર્વની સંપૂર્ણ માહિતી પ્રાપ્ત કરી શક્યા હતા.

**ગુજરાતીનું પ્રશસ્ય પરિચિતપણું** પોતાની ભગિની સમાન ગણાતી જાતિના નિત્ય જીવનની આટલી પ્રશંસનીય પરિચિતતા હોવાનો દાવો ઘણાજ થોડા પારસીઓ કરી શકે છે. ગુજરાતી હિંદુઓના રીતરિવાજ અને રહેણીકરણી દર્શાવતા લેખના લેખક **મલબારી** પણ ગુજરાતી હિંદુ જ હશે એવો ભૂલાવો ખાઈ જવાય છે. જીવનમાં ઠામ પડ્યા તે અગાઉ એમનો માર્ગ વિઘ્નો અને નિરાશારૂપી કાંટાઓથી ભરપૂર થયેલો હતો પરંતુ ડા. ટેલર, **ટાઇમ્સ ઓફ ઇંડીઆ**વાળા **માર્ટીન વુડ** અને ડા **વિલસન** જેવા ઉદારચિત્ ઇંગ્રેજોની જોડે સુભાગ્યે એમને મૈત્રિ બંધાવાથી તેમણે એમના જીવનને યોગ્ય ધંધો-વર્તમાન પત્રકારનો-શોધી આપવામાં એમને સહાય કરી. આ ધંધામાં-ઇંડીઅન સ્પેક્ટેટરના

હતા અને તેથી પોતાના વિષય સંબંધે વિવાદ, નિંદા અને હાંસી એટલું જ નહિ પણ કડક ભાષા વાપરવાથી પણ દૂર રહેતા. બીજા ગુજરાતીઓ જેમણે આ જ ચિત્રપટ પર કામ કર્યું છે તેઓમાં જુના જમાનામાં દલપતરામ અને નર્મદાશંકર અને નવામાં નરસિંહરાવ દીવેટીઆ છે. [૧] દલપતરામના સર્વ સારા અંશો પોતાની કવિતામાં ઉતારી મલબારીએ તેમનું અનુકરણ કર્યું છે ને નર્મદાશંકરની વાંધાપડતી પરંતુ અસરકારક ભાષાનો ત્યાગ કર્યો છે.

એમના પરમ મિત્ર અને સહાયક ડા. વિલસનના ઇ. સ. ૧૮૭૬માં

---

૧ કોઈ એક વિધવાના શોકની તીવ્રતા મલબારી નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

"પ્રભુએ પે'લું સુખ ન ચખાડયું કે, મુજ કંગાળને રે લોલ,
"ભાંગ્યા ચૂડાઓ ચંડાળે કે, બોડયા બાલને રે લોલ.

"કાળું કામળીઉં ઓઢાડયું કે, પિયુના નામનું રે લોલ,
"વેશ ઉતરાવી મંન મનાવ્યું કે, ગયેલા સ્યામનું રે લોલ.

× × × ×

"ડાક્યણ દીસું હું પોતાને કે, સામે આરસીરે લોલ,
"ઓળો ખાવા ધાય ખીજીને કે, ખાતાં વાર શી રે લોલ?
"નેત્રો નીચાં બેઠાં વિલોગે કે, રાતાં ચોળ બની રે લોલ,
"કાયા ગઇ કઠરાઈ કજાથી કે, આશા મંન તણી રે લોલ,
"પાયો ધ્રુજે પ્રેમ પીડાથી કે, પ્રીત સુકઈ ગઇ રે લોલ,
"વિધવા વેરાગણ હું વંઝા કે, વનમાં જઈ રહી રે લોલ.

આ ગરબી સાથે વલ્લભ ભટ્ટની વૃદ્ધ પતિ સાથે પરણાવેલી "બાળકી" ના દુઃખનું વર્ણન જે ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો" પૃ ૧૨૫–૧૨૬ પર આપ્યું છે તે સરખાવો. ત્યાં વર્ણવેલાં દુઃખોનાં પ્રતિબિંબ રૂપેજ અહીં વર્ણવેલાં દુઃખો પણ છે. એ પ્રાચીન ગરબી ઘણી લોકપ્રિય હોવાથી તે ગરબીએ જ વખતે આ ગરબીની સ્ફુરણા કરી હોય.

**વિલસન વિરહ** થયલા મૃત્યુથી પ્રેરાઈ એમણે "વિલસન વિરહ" નામે શોકગીત ઈ. સ. ૧૮૭૮ માં પ્રગટ કર્યું. દલપતરામના ફારબસ વિરહની ઢબે આ પુસ્તકનું હાડ ઘડાયું છે, અને એવી કવિતાના ધોરણે ખખડાવતાં એમાં ખરા સિક્કાનો રણકો વાગે છે. હિંદના આપણી તરફના આ મહાન અને લોકપ્રિય પાદરીનું આખું જીવન એવી ઢબે કહેવાયું છે કે એનું વિશ્વબંધુત્વભર્યું અને લોકહિતકારી કાર્ય અને એનાં પ્રેમ, નમ્રતા અને અનુકંપાને લીધે મુંબાઇવાસીઓના મન પર એણે મેળવેલી મહાન સત્તા આબેહૂબ પ્રતિબિંબરૂપે એમાં દેખાય છે. એમના બંનેના જીવનઉદ્દેશમાં મળતાપણું હતું: દુઃખિત સ્ત્રી પુરુષોની સેવામાં પરાયણતા.

**અનુભવિકા** એ પછી બહાર પડેલી "અનુભવિકા"[1] (૧૮૯૪) કેટલાક વાચકોને નીતિવિનોદ કરતાં વધારે કાવ્યમય લાગે છે.[2] અનુભવિકાને લીધે એમને ઘણો યશ પ્રાપ્ત થયો અને તે એવા સત્કાર અને આદરને પાત્ર નીવડી કે જેથી મલબારીને કીર્ત્તિ અને મિત્રો બંનેની પ્રાપ્તિ થઈ. માણસ જેમ જેમ મોટો થતો જાય છે ને સંસારના ગાઢ સંસર્ગમાં આવતો જાય છે તેમ તેમ તેને જે અનુભવો થતા જાય છે તે અનુભવો એમણે એમાં કાવ્યરૂપે રજુ કર્યા છે એ વાત તો નિઃશંક છે. એમણે પસંદ કરેલા વિષયોની યાદી પર ઉડતી નજર નાંખવાથી પણ આ અનુભવોનો વિસ્તાર માલમ પડી આવે છે:—સ્વર્ગ નરક નથી? જ્ઞાન ગ્રહોજી જ્ઞાન, કામ કરોજી કામ, મરવાથી શું બિહે? જે આવ્યું તે જાય, દુનિયા મતલબની, મનુષ્ય મેળ, બગલો ભગત,

---

૧ એના પછી પ્રસિદ્ધ થએલી સંસારિકામાં પોતે આને "જતી અનુભવના કાંઈક ઉદ્‌ગારો" કહે છે.

૨ "નીતિ વિનોદ" કરતાં અનુભવિકામાં કાવ્યત્વ વધારે દીપી રહે છે." સાઠીના સાહિત્યનું દિગ્દર્શન પૃ. ૧૫૦.

નકટો. આ સંગ્રહમાં પોતાની માતૃભૂમિ ગુજરાતની પ્રાર્થના કરતી પ્રારંભની પંક્તિઓ[1] ઉત્તમ છે. માણસની ચઢતી પડતી વર્ણવતાં "એવુ પણ મેં દીઠું" અને "દુઃખનો સાથી" એ બે કાવ્યો પરત્વે પણ એમણે ઉત્તમ કાર્ય કર્યું છે.

પોતાના એક હિંદુ મિત્ર અને ઉચ્ચ પંક્તિના સાહિત્યપ્રેમી સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને અર્પણ

**સંસારિકા.** થયલી સંસારિકા (૧૮૯૮)માં એમણે "સંસારના અવલોકને સૂચવેલા વિચારો" દર્શાવ્યા છે. એમાં નૈતિક, સાંસારિક અને ઐતિહાસિક વિષયો પર કવિતા સમતોલ ચિત્તે અને સરળ શૈલીએ લખાયલી છે, અને મલબારીની કાવ્ય કૃતિનો એ છેલ્લો તબક્કો દર્શાવે છે. "વાડી," "લાડી," "ગાડી" સિવાય બીજા કશાનો વિચાર ન કરનાર, દેવાના દાસ થવા પ્રત્યે પણ બેદરકાર અને સાહિત્ય જેવા વિષયોને અવગણનાર "સુરતી લાલા સ્હેલાણી" વિશે લખાયલી પંક્તિઓથી આ પુસ્તકનાં લગભગ છવીશ પૃષ્ટ ભરાયાં છે, અને જો કે એ વિષય પર નર્મદાશંકરે લખેલી પંક્તિઓને મુકાબલે તો એ જોમ અને ભાવના આલેખનમાં ઘણી ઉતરતી છે તોપણ સત્ય અને ઋજુતાથી ભરેલી છે. પ્રમાદ, છાલકાઇ અને ઉડાઉપણાથી ભરેલા જીવનથી સુરતીઓએ પોતાની મેળે વિનાશ વ્હોરી લીધો છે એ સત્ય તો બંને જણાએ કથ્યું છે, પરંતુ મુંબાઇની આબાદી, તથા બીજાં કેટલાંક ઐતિહાસિક અને આર્થિક કારણો પણ સુરત અને સુરતીઓના વિનાશમાં વિશેષ સાધનરૂપ થયાં તે વાતનો પણ નર્મદ ઉલ્લેખ કરે છે, અને સાથે સાથે સુરતીઓના સારા ગુણો પણ ન ભૂલતાં તેના પણ ગુણાનુવાદ ગાય છે, કે જે અંશ મલબારીના કાવ્યમાં જોવામાં આવતો નથી. મલબારીની પંક્તિઓ સુરતીઓના વાડી, ગાડી, લાડી[2]ના પ્રેમ પર એકસરખા આક્ષેપ

---

1 "ધન ધન ગરવી ગુજરાત! માતુશ્રી મારી રે;
"નિરખી વદન કમળ રળિઆત, ગાઉં બલિહારી રે.

૨ "છેલ છબીલા, મન મોજીલા, સુરતી લાલા સ્હેલાણી,
"વાડી. ગાડી, લાડીમાં, તેં જીંદગી કીધી ધૂળ ધાણી.

રૂપે છે. જો કે તે પ્રસંગ તો કાંઈ પણ નુકસાન કર્યા સિવાય વીતિ ગયો તોપણ પોતાના જીવનની સૌથી આશ્ચર્યકારક ઘટનાનો અનુભવ આ પુસ્તકે મલબારીને કરાવ્યો.[1]

**આસ આદિમાં એમની કવિતા ઘણી ખરી શુદ્ધ**

ગુજરાતી પિંગળના નિયમોનું મલબારીનું જ્ઞાન ઉપરટપકેનું નહિ પણ તેથી વધારે હતું અને જે થોડા પારસી કવિઓએ પિંગળના નિયમોને આધીન રહીને જાણીતાં અને કોઇ કોઇ સમયે તો મુશ્કેલ-વૃત્તોમાં કવિતા રચી છે તેમાં એમની ગણના થાય છે. કોઈ કોઇ સ્થળે એમનામાં ખામી રહી ગઈ હશે અને લઘુ ગુરૂનો ભેદ એઓ ચૂકયા હશે,[2] પણ એકંદરે એઓ સફળ થયા છે.

---

૧ "સરકારનાં નીતિ અને નિયમોને મલબારી તરફથી સામાન્ય રીતે ટેકો મળતો તે છતાં મારા વાંચકો જાણીને આશ્ચય પામશે કે એઓ [illegible]-શંકાના ભોગ થઈ પડવાની કઢંગી સ્થિતિમાંથી છુટા રહ્યા. [illegible]. ૧૮૯૮માં એમણે "સંસારિકા" નામે ગુજરાતી કાવ્ય સંગ્રહ [illegible] કર્યો. કેળવણીખાતાના ડીરેકટરે આ પુસ્તક રાજદ્રોહી જાહેર કર્યું, [illegible] એમના છાપખાનાની ઓફીસની પોલીસે જડતી લીધી. કેટલાક મહીના સુધી એ વિષયપર તીક્ષ્ણ ચર્ચા ચાલી અને અંતે મુંબઈ સરકારે રાજદ્રોહના આરોપમાંથી એમને મુક્ત કર્યા. હાઉસ ઓવ લૉર્ડઝમાં લૉર્ડ નોર્થબ્રુક, રીપન અને રેએ ભાષણો કરી મલબારીની દઢ વફાદારીની સાક્ષી પૂરી. આ નાપસંદ પ્રસંગને કાંઈપણ મહત્ત્વ આપવા એમણે દરકાર કરી નહોતી...અને એ પ્રસંગપર છેવટનો પરદો પડયો. "સંસારિકા"માં મલબારીએ સંસાર સુધારાને સૂત્રરૂપે લઇ તેનાપર ઉપદેશ કર્યો હતો. પોતાના દેશીજનને જાગૃત થવા એમણે બોધ કર્યો હતો અને જેવો અર્થ એમણે સ્વપ્ને પણ નહિ ધારેલો તેવો અર્થ એમના શબ્દોનો ભૂલભરેલી રીતે થયો હતો."

બી. એમ. મલબારીઃ સરદાર જોગેન્દ્રસિંહ કૃત. પૃ. ૬૦-૬૧

૨ સંસારિકાની પ્રસ્તાવનામાં આ વાત એઓ માન્ય રાખે છે.

ગુજરાતી અને ગુજરાતીઓનો ગાઢ પરિચય હોવા છતાં, કોઇ કોઈ વાક્યપ્રયોગમાં એક હિંદુ ન કરે એવી ભૂલો એમને હાથે થયેલી માલમ પડે છે. [૧]

**ગુજરાતીમાં દોષ**

એમની કવિતામાંથી ઉત્તમ કાવ્યો ચૂંટી કાઢવાનો શુભ વિચાર કવિના પુત્રને સ્ફુર્યો અને એથી પણ વધારે શુભ વિચાર તો એ કાર્યનો નિર્વાહ આપણા ઉત્તમ કવિઓમાંના એક અને કવિની જ કોમના મી. અરદેશર ફરામજી ખબરદારને સોંપાયો તે હતું. "મલબારીનાં કાવ્ય રત્નો" (૧૯૧૭) નામે, એમનાં કાવ્યોમાંથી કેટલાંક કાવ્યો ચૂંટી કહાડી, એક પુસ્તક એમણે પ્રસિદ્ધ કર્યું અને તેમાં મલબારીની જીવન પ્રવૃત્તિ અને કાવ્ય કળાના અવલોકન સાથે સામાન્ય રીતે પારસીઓથી લખાતી કવિતાની સમાલોચનાવાળો લાંબો ઉપોદ્ઘાત પણ એમણે લખ્યો છે.

**એમના લેખોનો સંગ્રહ**

દમણના રહીશ અરદેશર ફરામજી ખબરદાર પોતાની સુંદર કવિતાને લીધે ગુજરાતીઓમાં ઘણા પ્રીતિપાત્ર થઇ પડ્યા છે, ગુજરાતી કવિઓમાં એમનું સ્થાન નિર્મિત થઇ ચુકયું છે અને એમની કેટલીક કવિતા તો એટલી લોકપ્રિય થઇ પડી છે કે નાનાં બાળકોને મ્હોઢેથી પણ તે સંભળાય છે. એક કવિને પોતાના જીવનમાં મળેલું આવું માન તેને સંતોષ લેવાનું ન્હાનુંસૂનું કારણ કહેવાય નહિ. એમની "ગુણવંતી ગુજરાત" વાળી ગરબી તો એટલી લોકપ્રિય નિવડી છે કે ગુજરાતીઓના હૃદયમાં સ્થાન લેવા પુરતી તો એને બંગાળી કવિ બંકીમચંદ્રની સુપ્રસિદ્ધ "બંદેમાતરમ્" વાળી કવિતાની હારોહાર મૂકી શકાય. ઘણે ભાગે તો એમની શૈલીની પ્રણાલિકા બંધાઇ ગઇ છે. ૧૮૯૭થી

**ખબરદાર**

---

૧ અનુભવિકાની પ્રારંભની પંક્તિઓમાં "ગાઉં બલીહારી રે" છે ત્યાં "જાઉં બલીહારી રે" જોઇએ. વિલસન વિરહ (પૃ. ૧૪)માં "પ્રભુએ પાયા મુજને પ્રેમ પ્રસાદ જો" એમ લખે છે. સાધારણ રીતે પ્રસાદ ખવાય છે, પીવાતો નથી.

એમણે જુની ઢબે લખવાનું છોડી નૂતન અથવા અર્વાચીન શૈલી ગ્રહણ કરી.એ શૈલીમાં હવે કાંઈ ફેરફાર થાય તેવો સંભવ નથી અને એમણે પણ પોતાની ખાસ ઘડાયલી શૈલીમાં જ લખવાનો નિશ્ચય કર્યો લાગે છે. માસિકોમાં પ્રગટ થતી એમની સંખ્યાબંધ કવિતાઓ માંથી આજ સુધીમાં એઓએ ચાર સંગ્રહ પ્રગટ કર્યા છે. [૧]

**પિંગળના નિયમાનુસાર**

મલબારી માફક એમણે પણ પિંગળના નિયમોને આધીન રહી જુદા જુદા છંદોમાં કવિતા લખી છે એટલુંજ નહિ પણ છંદોનું મિશ્રણ અને પરિવર્તન કરીને કેટલાક નવા છંદો પણ બનાવ્યા છે. [૨]

**સ્વાનુભવ રસિક કવિ**

ખબરદારે ઈંગ્રેજીમાં પણ કવિતા લખી છે. વર્ડ્ઝવર્થ, ટેનીસન અને શેલીની શૈલીએ લખાયલી સ્વાનુભવ રસિક કહેવાતી-અને જેના અગ્રણી તેમજ સર્વોત્તમ આગળ પડતા પ્રતિનિધિ તરીકે રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ છે, તે-અર્વાચીન શૈલીની ગુજરાતી કવિતાના કવિ ઉંડા અને ઝીણવટવાળા અભ્યાસી જણાય છે. આ શાળાના કવિઓ કુદરત અને તેનાં દૃશ્યોને જીવ, આત્મા અને ચિંતનનું આરોપણ કરે છે અને તેમાંથી આપણે બોધ લેવાનો હોય એવો સાર કાઢે છે. આ અભ્યાસની ખબરદાર પર એટલી અસર થઇ છે ને સદરહુ અગ્રણી હિંદુ કવિની કૃતિનું સામ્ય એમની કવિતામાં અતિશય-એટલું બધું-જોવામાં આવે છે કે એ પારસી કવિમાં વ્યક્તિત્વ તેમજ સ્વતંત્ર સર્ગશક્તિ છે એ આપણે જાણતા ન હોઇએ તો તેમની કવિતા અપહરણ કરીને તો નહિ પણ અનુકરણ થઇને લખાયલી છે એવી ભૂલ તો જરૂર કરીએ. આકાશમાંના તારા, દિવ્ય સંગીત,

---

૧ કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, ભારતનો ટંકાર. ત્યારબાદ બીજા સંગ્રહ રાસચંદ્રિકા અને ભજનિકા બહાર પડયા છે. (ભા. ક.).

૨ અદલ છંદ, ધ્વનિત છંદ, તોટકમણિ છંદ.

મેઘ, મેઘવૃષ્ટિ—એ વિષયો બંનેનાં કાવ્યમાં સામાન્ય છે અને ખબરદારની કવિતા વાંચતાં તેમાં નરસિંહરાવનાં કલ્પના, ભાવ, વિચારનાં વલણું અને વાક્ય રચનાજ નહિ પરંતુ વસ્તુ પણ સમાન નજરે પડે છે. નરસિંહરાવની કૃતિનું ફરી ઘડાયલું ખોખું જ નહોય એમ આ સર્વ લાગે છે;[1] પરંતુ ખરૂં જોતાં તેમ નથી.

**એમની બહોળી લોકપ્રિયતા**

એઓ કલ્પનાસૃષ્ટિ ઘણી સારી ઘડી શકે છે[2] અને એમની પંક્તિઓમાંની સરળતા તથા તેનું માધુર્ય—એમનાં કાવ્યનાં બે નિત્ય લક્ષણો એ કલ્પનાસૃષ્ટિમાં ભળી જાય છે, તેજ હિંદુ વાચકોમાંની એમની બહોળી લોકપ્રિયતાનું કારણ હોય એમ કળી શકાય છે.

---

૧ (અ) "મુજ સહ હસતી પણ આંખે આંસુ ઝરે,
તડકામાં પડતો વરસાદજ જેમ જો." વિલાસિકા: પ્રેમચક્ષુ.

આંની સાથે નરસિંહરાવની કુસુમમાળા પૃ. ૮૩ની નીચેની પંક્તિઓ સરખાવો:—

(બ) "જેવી કો મૃદુ સુંદરી રૂદન કરંતી જાય,
"મહિં વેરે સ્મિત ચળકતાં, હેવી રચના આ જણાય."

અથવા

"કદી કદી કંઈ યાદજ પડે,
"રૂપેરી ધારે જો રડે. વિલાસિકા,—તારા.

નરસિંહરાવની હૃદયવિણામાં પણ પૃ. ૪૯મે તારા રૂપેરી આંસુ પાડે છે એ કલ્પના છે:—

"રૂપેરી આંસુની ધારા,
"હમે રેડતા ગગનતારા.

૨ "તારલિયા મ્હારે ત્યાં રોજ દિવાળી દીપવે,
"મ્હારે આંગણ ચંદા ચોક પૂરીને જાય,
"મ્હારે માંડવ જાય સુવર્ણજ સૂરજ વેરતો,
"આવો, આવો ભલે પધારો મ્હારે ત્યાંય,
"આવો, મીઠી વાત કહીશ રે, માનવી.
આસાદેવીનું ગાન.

પારસીઓ એમની કલ્પનાના વેગને અનુસરી શકતા નથી તેથી થોડાક અપવાદો સિવાય તેઓ એમને પોતાના શ્રેષ્ટ કવિઓની ગણનામાં લેતા નથી; કારણ સંસ્કૃતમય અથવા ઉચ્ચ ગુજરાતી કહીને જે ભાષા પારસીઓએ વર્જી છે તે ભાષાશૈલીમાં દર્શાવેલા ભાવ પુરેપુરા સમજવા એમને મુશ્કેલ પડે છે; તેમ છતાં પણ નૂતન ગુજરાતી કાવ્યદેવીના મંદિરમાં એમનું સ્થાન જે બે કે ત્રણ ગેય[1] કાવ્યને લીધે હમેશને માટે નિર્માણ થયું છે તે ગાનોનાં વશીકરણ અને માધૂર્ય તો તેમને પણ સ્વીકારવાં પડયાં છે.

**એમની કવિતાની નરસિંહરાવે લીધેલી નોંધ**

આટલી બધી ખૂબીઓ છતાં અને હિંદુ લેખકોની કૃતિ સાથે આટલા બધા સામ્ય છતાં પણ જન્મે હિંદુ નહિ એવા લેખકમાં દેખાતી ખામીઓથી ખબરદાર મુકત નથી એવો અભિપ્રાય દર્શાવાયો છે.[2] એમની રચેલી "વિલાસિકા"ની વસંતમાં (સં. ૧૯૬૩-૬૪) કાંઈક લાંબી પણ સવિસ્તર સમાલોચના કરતાં—નરસિંહરાવે દષ્ટાંતો ટાંકીને આ ખામી બતાવી આપી છે. આ પારસીસાઇ અંશ જો કે ઘણોજ ઝાંખો છે છતાં પણ એમની કવિતામાં વખતોવખત ડોકીયાં કરે છે અને કાંઇક દરજ્જે એનું નિષ્કલંકપણું ઓછું કરે છે.

---

૧ (અ) "ગુણવંતી ગુજરાત"
(બ) "ગો. મા. ત્રિપાઠીના અવસાન સમયની પંક્તિઓ.
(ક) "દાદાભાઈનો સત્કાર.

૨ "અજાણ્યો માણસ એમની કવિતા જોઈને તે કોઈ ગુજરાતીએ લખી હશે એમ અનુમાન બાંધે. એમની "કાવ્યરસિકા" અને "વિલાસિકા" શુદ્ધ ભાષામાં લખાયલાં પુસ્તકો છે. બેશક અનુભવથી જોનારને તો તરત ખબર પડે કે લખનાર જન્મથી શુદ્ધ ગુજરાતીનો સંસ્કારી નથી."

સાઠીના સાહિત્યનું દિગ્દર્શન પૃ. ૧૯૦

આ ટીકા ખરી નથી એવો સામો જવાબ મળ્યો છે. અને "મલબારીનાં કાવ્ય રત્નો"ના ઉપોદ્ઘાતમાં એમણે પારસી અને હિંદુ ગુજરાતીનો વિષય છેડયો છે ને વિવેચકોને ઉત્તર આપવા પ્રયત્ન કર્યો છે.

ગરીબ માબાપને પેટે નવસારીમાં જન્મેલા ખુરશેદજી બમનજી ફ્રરામરોઝ ઠેઠ સૂધી ગરીબ જ રહ્યા અને વારંવાર આપત્તિથી ઘેરાયા છતાં પણ એમણે શાંતપણે પોતાની કલમ ચલાવવી ચાલુ રાખી. એ જાતે મોબેદ હતા ને દીની ક્રિયા કામને લગતી કસોટી પસાર કરી હોવાથી દસ્તુર તરીકેનું કામ કરવાને સંપૂર્ણ લાયકાત ધરાવતા હતા. ગુજરાતી, ઉર્દુ અને ફારસી ભાષાનો એમનો અભ્યાસ અસાધારણ ગાઢ હતો. એઓ પહેલાં મુંબાઇમાં ખાનગી નોકરી લઇને આવ્યા પરંતુ તરતજ વર્તમાનપત્રકારના ધંધામાં પડી ગયા ને ગૌણ ધંધા તરીકે રંગભૂમિ માટે નાટક લખવાનું ચાલુ કર્યું. ગુજરાતી દૈનિક–મુંબાઇ સમાચારના તંત્રીમંડળમાં એઓ ઉપતંત્રી તરીકે કામ કરતા ત્યારે લગભગ બે દશકા સુધી, " દાતરડું " ને " પંચડાંડ " જેવાં રમુજી પત્રોમાં વાર્તાઓ, સ્કેચો અને ચાલુ બનાવોની ટૂંકી રૂપરેખા તથા કવિતાઓ લખવામાં પોતાની ફુરસદના સમયનો ઉપયોગ કરતા. પરંતુ મુંબાઇમાં આરોગ્ય બરાબર ન રહેવાથી એમને નવસારી પાછા ફરવાની જરૂર પડી. ત્યાંથી મુંબઈનાં છાપાંમાં ધાર્મિક, સાંસારિક, રાજકીય, સાહિત્ય સંબંધી તેમજ બીજા ઘણા વિષયોપર એમના લેખોનો સતત પ્રવાહ વહેતો. "કાકા ધકનજી બીન ભકનજી" "બીરબલ" આદિ જે સંજ્ઞાઓથી એઓ લખતા, તે સંજ્ઞાઓથી "સાંજ વર્ત્તમાન" અને "ગુજરાતી" ના વાચકો ઘણા પરિચિત હતા અને તેઓ એમના લેખો કુતૂહલથી વાંચતા.

**ફરામરોઝ**

**એમની વિવિધપ્રવૃત્તિ**

સૃષ્ટિ સૌંદર્યપર ઘણો પ્રેમ હોવાથી એઓ નવસારીની આજુબાજુનાં જંગલો અને ડુંગરામાં રખડતા અને પરિણામે "બાહરોટની ખોરશેદ" નામે એક સુંદર નવલકથા એમણે લખી છે. પારસી ભાઇઓનો પવિત્ર આતશ એક સમયે જ્યાં સુરક્ષિત અને પ્રજ્વલિત રખાયો હતો તે હિંદી પારસીઓના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા "બહારોટના ડુંગરા"માં આ નવલકથાનું સ્થાન એમણે રાખ્યું છે.

**નવલકથાકાર**

મુંબાઈમાં એમને ટ્રામવેમાંથી ઉતરતાં અકસ્માત નડયો અને ઘુંટણ આગળથી જમણો પગ કપાવી નંખાવવો પડયો. પરંતુ આ અશક્તિ તેમજ ઝાંખી દૃષ્ટિ અને ઘડપણ છતાં પણ એમણે પોતાનું

**અકસ્માત**

સાહિત્યને લગતું કામકાજ અવિરતપણે ચાલુ રાખ્યું. આથી ઘડપણમાં પણ જુવાનીનાં જોમ (દાખલા તરીકે ઈ. સ. ૧૯૦૮ ને ૧૯૧૫ ની વચમાં એમણે નવ પુસ્તકો પ્રસિદ્ધ કર્યા હતાં) અને ફળદ્રુપતા એમનામાં હતાં એમ માલમ પડે છે.

એમનાં સારાં અને સંગીન કાર્યની કદર કરીને એમના મિત્રો અને વખાણનારાઓએ એમના અવસાનના થોડા સમય અગાઉ એમને નાણાંની એક "પર્સ" ભેટ કરી હતી. ઘણી આનાકાનીએ

**થેલીની ભેટ**

એમણે એક નવા શિખાઉની નમ્રતાથી આ ભેટનો સ્વીકાર કર્યો.

એમનું પ્રગટ થયલું કાવ્ય સાહિત્ય કાંઈ બહુ નથી પરંતુ તેનો મોટો સમૂહ તો હજુ પ્રસિદ્ધ થયા સિવાયનો પડેલો છે. એમનો ફારસી પિંગળ અને કવિતા પરનો કાબૂ એમની "સખુને રાહત"[૧] નામે

**ફારસીપર કાબૂ**

પુસ્તકની લીટીએ લીટીએ તરી આવે છે. ૧૮૯૦માં નવસારીમાં જ્યારે વડોદરાના દીવાનનું આગમન થયું ત્યારે તેમના સત્કારાર્થે રચેલી કવિતાપરથી જણાય છે કે એઓ ગુજરાતી વૃત્તો પણ પિંગળ નિયમો પ્રમાણે રચી શકતા. એજ પ્રમાણે શ્રી. ગાયકવાડ સરકારના આગમન સમયની પંક્તિઓ પણ દોષરહિત અને શુદ્ધ શૈલિએ લખાઇ છે.

---

૧ "અથવા નીતિ ભક્તિરૂપી કવિતાઈ વચનો"માં "કવિતાઈ" શબ્દ થીજ લેખક પારસી છે તે જણાઈ આવે છે. આ "કવિતાઇ" ખોટો શબ્દ છે ને કોઈ હિંદુ લેખક એ શબ્દનો ઉપયોગ કરે નહિ. રા. બા. રમણભાઇ "કવિતા અને સાહિત્ય"માં પૃ. ૨૮૮ની નોંધમાં કહે છે કે જો poetry પરથી વિશેષણ poetrical ખરૂં હોય તો કવિતાપરથી "કવિતાઇ" પણ ખરૂં કહેવાય.

જેમનાં પુસ્તકોની સંખ્યા કુંડી ઉપર થવા જાય છે તેવા પારસી લેખકોની કોટીમાં એમને મૂકી શકાય. એક

**સંખ્યાબંધ પુસ્તકોના લેખક**

કુંડી પુસ્તકો તે એવા લેખકોની કલમની ફળદ્રુપતાનું માત્ર સામાન્ય ધોરણ છે.

હયાત કવિઓ વિશે બોલવું એ કદાચ ઠીક તો ન ગણાય પરંતુ નરસિંહરાવ, નાનાલાલ, મણિશંકર, ખબરદાર, લલિત આદિ કવિઓની શૈલીમાં વાસ્તવિકરીતે ભવિષ્યમાં પરિવર્તન થવાનો સંભવ બહુ ઓછો છે, કારણ દરેક પોતપોતાની પ્રણાલીમાં ઠામ થઇ ગયલા માલમ પડે છે, તો તેમનાં કાવ્યનાં વિશેષ લક્ષણની નોંધ લેવાથી અયોગ્યતાનો દોષ વહોરી લીધો લેખાશે નહિ.

**હયાત કવિઓ**

"ગુર્જર કાવ્ય સરિતાના પ્રચલિત પ્રવાહને નવીન દિશામાં ગતિ આપનાર"[1] નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ બી. એ., સી.એસ. (નિવૃત્ત)નો, જન્મ અમદાવાદમાં ૧૮૫૯માં થયો હતો. એક તો પોતે કવિ પિતાના પુત્ર અને વળી ઉચી કેળવણી માટે દરેક જાતની સગવડ હોવાથી કોલેજના અભ્યાસમાં એઓ ઘણા દીપી નીકળ્યા. પિતાની ઇચ્છાનુસાર પોતે સરકારી નોકરીમાં દાખલ થયા અને ખાનદાન કુટુંબના નબીરા તરીકે સ્ટેચ્યુટરી સીવીલ સરવીસના નિયમો પ્રમાણે ૧૮૮૩માં એઓ મહેસૂલી ખાતામાં આસિસ્ટંટ કલેક્ટર નિમાયા. ગુજરાત, સિંધ અને દક્ષિણમાં ઓદ્ધો ભોગવી ૧૯૧૨માં એઓ નિવૃત્ત થયા. હૃદયને ગમી ગયલા કાર્યમાં પોતાના ઓદ્ધાની ફરજોને આડે નહિ આવવા દેતાં તે કાર્યમાં પ્રવૃત્ત થવા ફુરસદના સમયનો ઉપયોગ કરનારી વ્યક્તિઓમાંના એઓ એક હતા. મહેસૂલી અધિકારી અને "માજીસ્ટ્રેટ"ના ઓદ્ધાની કઠણ ફરજો બજાવતાં બજાવતાં જ નરસિંહરાવે પોતાનું ઘણુંખરું સાહિત્ય વિષયક કાર્ય કર્યું છે. એક રીતે તો જીલ્લાઓમાં ગાળેલા

**નરસિંહરાવ દીવેટીઆ**

---

૧ સચિત્ર સાક્ષરમાળા (૧૯૧૨), પૃ. ૧૬૯

જીવનમાંથી અને ગામડાઓમાં ઓહ્દાને અંગે કરવાં પડેલા પ્રવાસમાંથી જ એમને મળેલાં વસ્તુને એમણે કૌશલ્યપૂર્વક કાવ્યમાં ગુંથ્યું છે. નિવૃત્ત થયા પછી એમને બે સખત સાંસારિક ઘા લાગ્યા. થોડા થોડા સમયને અંતરે એમણે મ્હોટાં થએલાં પોતાનાં એક પુત્ર અને એક પુત્રી, બંને તરૂણ, સારા લેખક નીવડવાની આશા આપનારાં—ગુમાવ્યાં. જે વિશિષ્ટ ધૈર્ય અને વિરક્તિપૂર્વક એમણે એ ઘા સહન કર્યા તે જોઇ એમના મિત્રોમાં એમને માટે કાંઈક વિશેષ માન અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં, કારણકે ઉપરચોટીઆ દૃષ્ટિએ જોનારને લાગતી જરાજરામાં મિજાસ ખોઈ બેસનાર, ઉશ્કેરાઇ જતી અને વિવાદપ્રીય (તકરારી) સ્વભાવવાળી વ્યક્તિમાં, ઉંડી દૃષ્ટિએ જોતાં શાંતિનો કેવો ભંડાર ભર્યો હતો તે એમના મિત્રોને આ સમયેજ માલમ પડયું.

**સાહિત્યને અર્પણ થયલું આખું જીવન**

નિવૃત્તિ નિવાસમાં પણ એમનું જીવન સાહિત્યપરાયણ જ છે, અને એમના પ્રિય માસિક "વસંત"ના પૃષ્ટોમાં કવિતારૂપે, ભાષાશાસ્ત્રની ચર્ચારૂપે યા વિવેચનરૂપે કાંઇ લેખ ન હોય એવો ભાગ્યે જ કોઇ મહીનો જતો હશે.

**ભાષાશાસ્ત્રના પંડિત**

એઓ સંસ્કૃત અને પ્રાકૃતના ઉંડા અભ્યાસી છે અને દી. બા. કેશવલાલ ધ્રુવની માફક પ્રાચીન ગુજરાતી ભાષા અને સાહિત્ય સંબંધે મોટા પ્રમાણરૂપ ગણાય છે. સને ૧૯૧૫માં મુંબાઈ યુનિવર્સિટીના આમંત્રણથી આપેલાં "વિલસન ફાઇલોલૉજીકલ લેકચર્સ" એમની આ વિષયમાં વિદ્વત્તા અને એમનું પ્રાવિણ્ય દર્શાવે છે. એ ભાષણોએ આપણી ભાષા અને સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે. ઈંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી પિંગળથી સંપૂર્ણ પરિચિત હોવા છતાં એ જ્ઞાનને લીધે અતિ લાક્ષણિકત્વનું જે મિશ્રણ થાય તેથી એઓ મુક્ત રહ્યા છે અને એમની કવિતા પિંગળશાસ્ત્રને ધોરણે તપાસતાં દરેકે દરેક અંશે ખામી રહિત હોવા છતાં યોગ્ય શબ્દોના પ્રયોગથી એટલી સુંદર લાગે છે કે ઘડીભર તો એ કવિતામાંના કેટલાક શબ્દો નવા ઘડાએલા છે એ વાત જ ભૂલી જવાય છે.

જ્યાં નર્મદાશંકર નિષ્ફળ નીવડ્યા ત્યાં નરસિંહરાવ સફળ થયા, એવો કેટલાકનો અભિપ્રાય છે. અર્વાચીન ઇંગ્રેજી કવિતાની વિશિષ્ટતા ગુજરાતીમાં ઉતારવાની નર્મદાશંકરની તીવ્ર ઇચ્છા હતી. એ કાર્ય નરસિંહરાવે પાર ઉતાર્યું અને એકે તડાકે એમણે પોતાના પ્રાંતવાસીઓના દૃષ્ટિબિંદુમાં સંપૂર્ણ પરિવર્તન કર્યું. ટેનીસન, કીટસ, શેલી અને વર્ડ્ઝ વર્થમાં દૃષ્ટિગોચર થતાં કુદરતનાં વર્ણનો અને સ્વાનુભવ રસિકતા એમની કૃતિના મૂળ પાયારુપ છે અને તેમાં નૂતનતા અને અપૂર્વતા છતાં પણ કોલેજો અને હાઇસ્કૂલોમાં ચાલુ ઢબે કેળવાયલાઓના જ મન ઉપર નહિં પરંતુ પ્રાથમિક શાળાઓમાં જ કેળવાયલાઓ–એટલે કે ગુજરાતી શાળાઓ અને કોલેજમાં શિક્ષણ આપતા શિક્ષકોના મન ઉપર પણ આ વિશિષ્ટતાએ એકસરખું જ વશીકરણ કર્યું છે. "કુસુમમાળા" એમની પહેલી કૃતિ છે. મોટે ભાગે સંગીત કાવ્યો–તેમાં કેટલાંક કુદરતનાં વર્ણનવાળાં પણ છે તે–નો સંગ્રહ કુસુમમાળામાં છે. એમાં આલેખેલાં ચિત્ર આબેહૂબ છે અને કુદરતની વિવિધ દશાનું સૂક્ષ્મ અવલોકન–પોતે જે જે જોયું તે સર્વ કાવ્યમાં દર્શાવે છે. તરુણાવસ્થાના તન્મનાટમાં સ્વાભાવિક રીતે દેખાતાં, જીવનમાં આનંદ, જીવનની પ્રવૃત્તિમાં આહ્‌લાદ્ સંતોષના ભાવ–એ સર્વથી–આ સંગ્રહ ભરપૂર છે. એ પછીની કૃતિ–"હૃદયવીણા" માં–કુસુમમાળામાં નજરે પડતા ઉલ્લાસનો અભાવ છે અને તેનું સ્થાન ગંભીરતાના ભાવે લીધું છે. એમાં કલ્પના વધારે ઉંચે ઉડે છે અને ઋજુતા કાવ્યે કાવ્યે છાઈ રહે છે. જે ભાવ અને મનોવૃત્તિ કવિના પોતાના હૃદયને વલોવે છે તેજ ભાવ અને મનોવૃત્તિવડે પોતાના વાચકોના હૃદયને પણ કવિ વલોવે છે; અને દયારામ, નરસિંહ મહેતા જેવા મહાન કવિઓમાંજ આ લક્ષણ નજરે પડે છે. કવિ તરીકે જેમ એઓ અપૂર્વ શુદ્ધ અને દોષ રહિત છે તેમ એમની કવિતા પણ, ગેય–કાવ્યો અને ગરબીઓ, દરેક દૃષ્ટિબિંદુથી તપાસતાં અપૂર્વ–શુદ્ધ અને દોષ રહિત છે. બીજાઓના કૃતિઓનાં સૂક્ષ્મ બલ્કે હદથી બેહદ સૂક્ષ્મ અવલોકનકાર હોઈ એમણે પોતાની

સ્વાનુભવ રસિકકવિ

કૃતિમાં કોઇપણ ઠેકાણે દોષ ચલાવી લીધા નથી. આકાશમાંના તારા, મેઘ, ચંદા, અને ચાંદનીએજ એમની કલ્પનાસૃષ્ટિપર એકલે હાથે અધિકાર મેળવ્યો હતો અને તેથી એક બીજા કવિએ[1] એમને તારા, ચંદા અને મેઘના કવિનું નામ આપ્યું છે.

**એમના કાવ્યનો પ્રથમ સત્કાર**

એમની કવિતા જ્યારે પ્રથમ પ્રગટ થઈ ત્યારે પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદી તરફથી એમની વિરૂદ્ધ ઘણી ટીકા થઇ હતી. તેમના તંત્રીપણા નીચે પ્રગટ થતાં "પ્રિયંવદા" અને "સુદર્શન" માં એમની કૃતિ અને એમની રસિકતાની મહીને મહીને એઓ ઝાટકણી કાઢતા અને આ કવિતાને "પાશ્ચાત્ય કાવ્ય કુસુમો પ્રાયશઃ રસરૂપ ગંધ વર્જિત" કહેતા. રા. બા. રમણભાઇએ આ ટીકાનો ઉત્તર આપવાનું કાર્ય ઉપાડી લઇ "જ્ઞાનસુધા" માં એક લેખમાળા ચાલુ કરીને મણિલાલના મતનું ખંડન કર્યું અને બતાવી આપ્યું કે પાશ્ચાત્ય કાવ્ય કુસુમો ન તો રસવર્જિત હતાં કે ન તો રૂપગંધવર્જિત હતાં. પાશ્ચાત્ય દેશમાં નિપજતાં કુસુમો માત્ર આકર્ષક અને ભભકદાર હોય છે એ મત ખોટો છે, અને નરસિંહરાવનાં કાવ્યો, પૌર્વાત્ય કે પાશ્ચાત્ય, જે કસોટીએ તપાસો તે કસોટીએ પણ ગુજરાતી સાહિત્યના અરણ્યમાં લીલાં કુંજધામ જેવાં હતાં.[2]

**મણિલાલનું વિવેચન**

મણિલાલના વિવેચનનું પૃથક્કરણ કરતાં રા. બા. રમણભાઇએ દર્શાવ્યું છે કે મણિલાલના સંકુચિત દૃષ્ટિના અવલોકનનું કારણ તો "હૃદયવીણા" વગેરેનો ધર્મમત તેમને અમાન્ય હોવાનું હતું: તેમને એમ લાગેલું કે આ કાવ્યના રચનારને તત્ત્વ સંબંધે ઘણું

---

૧ ગો. મા. ત્રિપાઠી.

૨ કવિતા અને સાહિત્ય. પૃ. ૨૧; એ આખો વિષય પૃ. ૩૪૨ અને પછીનાં પૃષ્ઠોમાં એમણે ચર્ચ્યો છે.

કરીને ક્રિશ્ચીઅન ધર્મને અનુકૂળ આવે એવી તત્ત્વ વ્યવસ્થા ઇષ્ટ જણાય છે. [1]મણિલાલ સનાતની મતના હતા અને તેમને આવો મત ઝેર સમાન લાગતો હતો. પણ આ તેમની ભૂલ હતી. નરસિંહરાવે એવું કાંઇ કરેલું નહિ. એઓ બ્રાહ્મધર્મ માને છે, અને એ ધર્મના સિદ્ધાંતોને ક્રિશ્ચીઆનીટીના સિદ્ધાંતો સાથે કાંઇક મળતાપણું હોવાથી આમ સમજફેર થઇ હતી.

**એ ઉત્તમ કાવ્ય ગ્રંથ**

કુસુમમાળા અને હૃદયવીણા વચ્ચે નવ વર્ષનો ગાળો છે. એમનું ત્રીજું કાવ્ય "નૂપુર ઝંકાર" ૧૯૧૪ માં બહાર પડયું. એ પછીનું એમનું કાવ્ય એમના તરૂણ પુત્રના "સ્મરણમાં રચાયલી સંહિતા" (૧૯૧૫) ઉત્તમ પંકિતની શોક પ્રશસ્તિ છે અને એમના અન્ય સર્વ ગ્રંથોથી ચઢી જાય છે. એમની કવિતા તથા તેના સંગીતની વિશિષ્ટતા એમાં જળવાઇ રહેલી હોવા ઉપરાંત આ પ્રશસ્તિ વાચકને આશ્વાસન મળે એવો નિશ્ચયપૂર્વક, ઇશ્વરની દયાપરનો, એમનો દૃઢ વિશ્વાસ દર્શાવી આપે છે, અને એ વિશ્વાસ પણ કેવો દૃઢ કે ઉતરતી અવસ્થામાં પિતાને સખતમાં સખત આઘાત લાગે છે છતાં પણ તે આસ્થા લેશ માત્ર પણ ચલાયમાન થાય નહિ! ઇશ્વરને ગમ્યું તે ખરૂં એવા અંતરના ભાવનો મ્હોટો ભંડાર એમાં દેખા દેછે. ન સમજાય તેવી ઈશ્વરી અપ્રસન્નતા છતાં ઈશ્વરનીજ દયા કૃપાપર આસ્થા રાખીને મનુષ્ય જાતિમાં હોઇ શકે તેટલી નમ્રતાથી દુઃખ પડવાથી કમરમાંથી વળી ન જતી પરંતુ ટટાર ઉભી રહી શકતી એક દૃઢ વ્યકિતના અંતરનાં આત્માનાં દર્શન આ પ્રશસ્તિ કરાવે છે. ઈશ્વર આપનાર છે ને લઇ લેનાર પણ એનો એજ છે. કવિ કહે છે કે ભલે તેમજ થાઓ. એક પિતાની પોતાના પુત્રની ગતિ માટેની ઉત્કંઠાનું રૂડું દર્શન કરાવતાં ઉભરાઇ જતા કરૂણ ભાવથી એઓ પરમાત્માને વિનંતિ કરે છે કે,

---

[1] પૃ. ૩૬૯, કવિતા અને સાહિત્ય.

" મંગલ મંદિર ખોલો,
" દયામય, મંગલ મંદિર ખોલો,
" જીવન વન અતિ વેગે વટાવ્યું,
" દ્વાર ઉભો શિશુ ભોળો
" તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
" શિશુને ઉરમાં લ્યો લ્યો,
" દયામય, મંગલ મંદિર ખોલો.

એમની આ પંકિતઓ એમની ઉત્તમોત્તમ પંકિતઓ કહી શકાય, અને કારૂણ્ય, માધુર્ય અને ઋજુતામાં ટેનીસનની કેટલીક શ્રેષ્ટ પંકિતઓની સાથે મૂકી શકાય.

ગુજરાતી કાવ્ય સાહિત્યમાં જે નવું પ્રોત્સાહન એમણે દાખલ

**કવિતાનાં દષ્ટાંત** કર્યું તેનાં દષ્ટાંત માટે નીચે થોડાક ઉતારા આપ્યા છે.

૧ ફૂલ સાથે રમત.

" નહિ તમમાં કુટિલતા રે નહિ વળી ક્રૂરપણું,
" નહિં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું.

કુસુમમાળા.

૨ દિવ્ય સુંદરીઓ [ ચંદ્ર, શુક્ર,–તારા, તારા સખી ] નો ગરબો.

" હમે તેજનાં બાળ સહુ, સીંચીને નિજ નૂર;
" મનુજ હૃદય ગુંગળાવતું, હરિયે અંધ તિમિરનું પૂર,
" હર્યું રિપુ પૂર તિમિરનું.
" તેજે ઘડયાં અમ અંગ, અમોલાં તેજે ઘડયાં છે,
" કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

હૃદયવીણા–પૃ. ૩૫

૩ મધ્યરાત્રિએ કોયલ.

" નગર બધું આ શાંત સૂતું, ચાંદની પણ અહિં સુતી,
" ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી.

"આનલ ધીરે ભરે પગલાં પળે શાંતિ રખે સહુ,
"ત્યાં ઉછળતી આનંદ રેલે, કોકિલા બોલે—ટુહૂ !

૪ "વિરમતાં ગાન વિરમી સહુ જાય,
"મધુરતા એ નવ સાંચી રખાય,
"મધુરતા અનુપમ કેરો સાર—
"વિનશ્વર કેમ કર્યો કરતાર ?
"કવિત પદ મુજ ટકશે કંઇ કાળ,
"ગાન તુજ શમશે શમતાં વાર.
"વિનશ્વર આત્મા, સ્થાયિ શરીરઃ
"જોઇ અન્યાય થયો હું અધીર.

હૃદયવીણા—અર્પણ.

"નુપૂરઝંકાર"માંનાં કેટલાંક ઉત્તમ કાવ્યોમાં સર એડવીન આરનોલ્ડના "લાઇટ ઓફ એશીઆ" અથવા "મહાભિનિષ્ક્રમણ" માંથી ભાષાંતર કરેલાં પણ કેટલાંક છે. અસલનો ભાવ તેમાં એમણે કેવી સુંદરતાથી ઉતાર્યો છે તે દર્શાવવા પુરતીજ થોડીક પંક્તિઓ અહિં આપીએ છીએઃ—

"મ્હને પ્રેરતા તારક વૃંદ ! આ હું આવ્યોરે,
"દુઃખ ડૂબ્યા ઓ જગજન ! આ હું આવ્યોરે—૨૩
"તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો સહુ વિધિનાંરે,
'રાજ મન્દિર સુખમય સાજ, રજનિ દિન સુખનારે—૨૪

( સાખી )

"તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
'રાણી મધુરી! તે તજું, હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ—૨૫

નુપૂરઝંકાર, પૃ. ૯૯–૧૦૦

**પ્રો. ઠાકોર** પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ., એ પોતાની કવિતાનો એક સુંદર સંગ્રહ પ્રગટ કરી તેને "ભણકાર"[1] નામ આપ્યું છે. એમાંનાં કાવ્યો જો કે ઉત્તમ કોટીનાં નથી પરંતુ સ્થળે સ્થળે તેમાં કવિત્વ ચમકાર મારી રહે છે. પણ આ સંગ્રહની મહત્તા એના ઉપોદ્દ્ઘાતમાં છે કે, જેમાં અગેય પદ્યને પક્ષે એમણે સંખ્યાબંધ દલીલો કરી છે, કવિતા ગેય જોઈએ કે અગેય એ વિશે કેટલોક સમય થયાં કાંઈક આવેશમય ચર્ચા ચાલે છે તે પરત્વે એમનો આ લેખ છે.

**રા. બા. કાંટાવાળા** ના. ગાયકવાડ સરકાર અને બ્રીટીશ સરકારના કેળવણી ખાતામાં રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાએ [જન્મ ૧૮૪૯] પ્રશંસાપાત્ર કામ કર્યું હતું, ઈ.સ. ૧૯૦૦ માં નિવૃત્ત થયા પછી એઓ એક દેશી રાજ્યની સેવામાં જોડાયા. પરંતુ આ સર્વ સમયમાં ગુજરાતી સાહિત્યપરનો એમનો ભાવ જરા પણ ન્યૂન થયો નથી અને "પ્રાચીન કાવ્યમાળા"નાં પાંત્રીશ પુસ્તકો સંશોધિત કરી તથા પ્રગટ કરીને એમની મહાન સેવાએ આપણા સાહિત્યને જે ઋણી કર્યું છે તે ઋણ કદી પણ ફીટાડી શકાય તેમ નથી. ના. ગાયકવાડ સરકાર જેઓ આવું સાહિત્ય પ્રગટ કરવામાં સતત ઉત્તેજન આપે છે તેમની

---

૧ કોઈ એક વનના સુંદર પ્રદેશમાં કર્ણ પર હાથ દઈને પોતાને સંભળાતો ભણકાર ક્યાંથી આવે છે તે જાણવા પ્રયત્ન કરતા દિવ્ય બાળકનું નાનું આકર્ષક ચિત્ર ભણકાર (૧૯૧૧)ના પ્રથમ પૃષ્ઠ પર મૂક્યું છે.

એમાંનું "વધામણી"એ તરતના જન્મેલા પુત્રને પોતાના પતિ સમક્ષ રજુ કરતી તરૂણ પત્નિનો ભાવ દર્શાવતું સુંદર સંગીત કાવ્ય છે:—

"બીજું વ્હાલા શિર સુકી જયહાં "ભાર લાગે શું"? કહેતા,
"ત્યાં સુતેલું વજન નવું-વીતી-ઋતુ એક વ્હેતાં;
"ગોરૂં ચૂસે અખુટ રસથી અંગુઠો પદ્મ જેવો,
"આવી, જોઈ, દાયત, ઉચરો લોચને કોણ જેવો?

ભણકાર પૃ. ૩૩

આ કાર્યમાં પણ ઉદાર સહાય હતી. રા. બા. કાંટાવાળાએ પદ્ય કરતાં ગદ્ય વધારે લખ્યું છે અને આપણે અહીં એમની નોંધ એક નાના પણ જોરદાર કાવ્ય "પાણીપત" અથવા "કુરૂક્ષેત્ર" (૧૮૬૭)ના સંબંધમાંજ લઈએ છીએ.

**પાણીપત**

પાણીપતના મેદાનમાં ભરતખંડનું ભાવિ નિર્ણિત કરતાં જે યુદ્ધો થયાં છે તે બધાંનું એમાં વર્ણન છે. નર્યા કાવ્યગ્રંથ તરીકે જોતાં તો એમાં કાંઇ વિશેષતા નથી, પ[illegible] સરળ અને જોસદાર ભાષા અને ઉભરાતી સ્વદેશપ્રીતિમાં [illegible] છે. પોતાની સંકુચિત દૃષ્ટિથી દોરાઈ અમલમાં મૂકે[illegible] ને હાલની સ્થિતિએ ઉતારી પાડવા માટે એઓ હિ[illegible]નેને અપક્ષપાતપણે દોષિત ગણે છે. કાવ્યમાં એમના [illegible]સિક જ્ઞાનનું આપણને દર્શન થાય છે, અને એમાંના [illegible]ગો તો એમણે જોરદાર ભાષામાં સહૃદયપણે વર્ણવ્યા [illegible]

**ખોટાદકર**

અંગ્રેજી કેળવણીથી રહિત છતાં દામો[illegible] ખોટાદકરે "કલ્લોલિની" "સ્રો[illegible]" "નિર્ઝરિણી" નામે ત્રણ [illegible]સિદ્ધ થયલાં નાનાં કાવ્યો [illegible] સુંદર [illegible] લખી છે. [૧]

---

૧ પ્રેમીઓનો ખરેખરો ભાવ દર[illegible]ટીઓ ઉદાહરણ તરીકે અત્રે ટાંકી છેઃ—

"અહો સત્સ્નેહને અંગે, સુહૃદ [illegible]
"ચહે જો પ્રેમ આદરને, નહિ [illegible] કાવ્યમાધુર્ય, પૃ. ૧૩૪

મેઘને સંબોધન કરતાં કવિ [illegible]

"પરંતુ હૈં જૂઠું તુજ હૃદયમાં [illegible]
"અને એથી આશા ધરી [illegible] લસે.
"તને જીતી લેવા અમ [illegible]ી.

મણિશંકર રતનજી ભટ્ટે ( અવસાન ૧૯૨૩ ) જો કે પાછળથી સ્વીડનબોર્ગનાં પુસ્તકો જેવાં તત્ત્વજ્ઞાન અને

**મણિશંકર ભટ્ટ**

ધાર્મિક વિષયોવાળાં પુસ્તકો પ્રતિ [illegible] કાર્યશક્તિ દોરવી હતી છતાં એક [illegible] એઓ ખરેખરી સ્ફૂરણાથી લખતા અને એમનાં ટૂંકાં [illegible] રત્ન પાત્ર ગણાય છે. "વસંતવિજય" અને "[illegible]" નામે કાવ્યો જેમાં એમણે પહેલીજ વખત જુદાં જુદાં [illegible] સુંદર મિશ્રણથી એમના ભાવનું વહન કર્યું તે બેઉ કાવ્યરત્નો [illegible] છે અને "વ્હાલાંની વિદાય" એ એક ત્રીજું રત્ન છે.[2] એમની વર્ણન કરવાની શૈલી ઘણી સારી છે અને જો કે કેટલાંક કાવ્યમાં વિચારો સાધારણ પંક્તિના છે તોપણ તેમાં એમનું નિરાળું પડી જતું એક જાતનું પ્રૌઢત્વ જોવામાં આવે છે.

---

"તને આકર્ષતી એ મળ અનુરક્તિ કંઈ નથી;
"પરંતુ પ્રેમીનાં ઉર કંઈ અપેક્ષા નવ ધરે,
"નિસર્ગેથી નિત્યે સકળ જનનાં સંકટ હરે.
"તને એ સન્માર્ગે પ્રિય અધિક વ્હાલી ! વિચરવું,
"અશઃ કાયે જીવી, જગ નજરથી માત્ર મરવું;
"અને એવી રીતે અવનિતલ આવી ઉતરજે,
"કૃપાથી કલ્યાણી ! પ્રતિ ભવન પીયૂષ ભરજે. સ્રોતસ્વિની પૃ. ૧૭

૧ ચક્રવાક ચક્રવાકીને પોતાનું દુર્ભાગ્ય રડતાં કહે છેઃ—
"લાંબા છે જ્યાં દિન પ્રિય સખી, રાત્રિએ દીર્ઘ તેવી,
"આ ઐશ્વર્યે પ્રણય સુખની હાય ! આશાજ કેવી !

૨ "મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
"તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !

૩ "બેસીને કોણ જાણે કયંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
"ગાળી નાંખે હલાવી રસિક હૃદયને–વૃત્તિથી દાખા જાય.

એક કવિના પુત્ર, કવિ **નાનાલાલ** દલપતરામ એમ. એ., એ પોતાના વ્યક્તિત્વ માત્રથી સાહિત્યક્ષેત્રમાં ઉચ્ચ સ્થાન–વિશિષ્ટત્વભર્યું ઉચ્ચ સ્થાન–પ્રાપ્ત કર્યું છે.

**નાનાલાલ**

પોતાને કવિતા તરફ વલણ હોવાથી કેળવણી ખાતાની સેવામાંથી મળતા બધા ફુરસદના સમયનો એમણે પૂરેપૂરો ઉપયોગ કર્યો છે અને એમનાં ઘણા કાવ્યો, લાંબાં તેમજ ટૂંકાં, ખાસ કરીને ટૂંકાં, ગદ્ય પણ ન કહેવાય ને પદ્ય પણ ન કહેવાય એવી પ્રાસરહિત એમની પોતાની જ કહેવાતી સ્વતંત્ર શૈલીએ[૨] લખાયા છતાં, ઘણાં જ લોકપ્રિય થયાં છે. ગુજરાતી સાહિત્યને સુભાગ્યે એઓ આ અભિરૂચિને ઠેઠના ઠેઠ સુધી વળગી રહ્યા નથી પરંતુ પ્રાસવાળાં સુંદર કાવ્યો, વૃત્તો અને ગરબીઓ પણ એમણે લખ્યાં છે કે જેનાથી ગુજરાતનાં સ્ત્રી પુરૂષ અને બાળકોનાં હૃદય એમણે હરી લીધાં છે. એમની પંક્તિઓ સર્વાંગ સુંદર છે એમ કહીને વિરમી જવાય એમ નથી. એમાં લાલિત્ય પણ છે અને લાવણ્ય–આદર્શ સ્ત્રી લાવણ્યની સ્મૃતિ કરાવતું લાવણ્ય–કોમળ જાતિના આદર્શમાં રહેલી ઋજુતા અને મંજુલતાવાળું લાવણ્ય–પણ એમાં સાથે સાથે નજરે પડે છે.

**લાવણ્યમય અને લાલિત્યવાળું**

નૂતન વર્ગના કવિઓમાં **નાનાલાલ**ને કોઇની સાથે સરખાવી શકાય એમ નથી. અર્વાચીન કેળવણીમાંથી જ એમનો ઉદ્‌ભવ છતાં એમનું વ્યક્તિત્વ કાંઇક નિરાળું જ છે.

**વ્યક્તિત્વ**

---

"સાંભળ્યું મોહ પામીને હવે કોકિલ કૂજન;
"પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન.

વસંતવિજયઃ કાવ્યમાધુર્યઃ પૃ. ૧૭૧

૨ "આવેશવાળું ગદ્ય"–એમનો અભિપ્રાય એવો છે કે કાવ્યના પ્રવાહને નિયમોનું બંધન ન જોઇએ. એ પ્રવાહ સહજ અને સ્વતંત્ર હોવો જોઇએ.

જયા જયન્ત, કાવ્યમય નાટક, તાજામાં તાજી, એમની છેલ્લી કૃતિ છે. હિંદુ સમાજની પરંપરાથી ઉલટો જ એનો આદર્શ છે. એમાં એઓ અખંડ બ્રહ્મચર્ય ઉપદેશે છે, અને તેથી એમના ટીકાકારો સંખ્યાબંધ નીકળ્યા છે.

જયા જયન્ત

કેટલાકે એમણે ઉપદેશેલા આદર્શપર પ્રહાર કર્યો છે; કેટલાકે પ્રાસ રહિત કાવ્ય, જે કાવ્ય જ ન કહેવાય તે, લખવાની સ્વચ્છંદી અભિરૂચિ પર આક્રમણ કર્યું છે; કેટલાકે એમની ગુંચવણ ભરેલી શૈલી જે એમના કહેવાનો ભાવ સરળ કરવાને બદલે વિષમ કરે છે તેની વિરૂદ્ધ વિવેચન કર્યું છે. પરંતુ આ સર્વ વિવેચકો નિર્વિવાદપણે એક વાત તો સ્વીકારે છે કે એમની કૃતિમાં એવા અંશો પણ છે કે જ્યાં ભાવનું આવિષકરણ અને આલોચન સફળ—અપૂર્વપણે અસરકારક થયું છે. એમનું પહેલું નાટક ઇન્દુકુમાર જે પણ આવાં જ લક્ષણોથી અંકિત છે તેમાં બતાવેલો લગ્નનો આદર્શ સરળ અને ઉત્કૃષ્ટ છે:—

" પતિએ પત્નીવ્રત લેવું,
" ને પત્નીએ પતિવ્રત લેવું,
" એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન.

ઇન્દુકુમાર અં. ૧ પ્ર. ૭ પૃ. ૧૧૨–૧૧૩.

નાનાલાલનાં લાંબાં અને મોટાં કાવ્યોને બે બાજુઓ છે: એક ફીલસુફીમય, જેમાં મનુષ્યના સાંસારિક જીવનના અમુક મહત્ત્વના પ્રસંગો પર એઓ પોતાના વિચારો પ્રતિપાદન કરે છે, અને બીજી કાવ્યમય, જેમાં, નાનાં નાનાં કાવ્યોમાં એમની સુરમ્ય લેખનીની શક્તિનો સંપૂર્ણ આવિર્ભાવ થાય છે. એમાંનાં કેટલાંક તો હવામાં તરતાં હિમકણ અથવા હસ્તસ્પર્શ પણ સહન ન કરી શકતાં પરંતુ ઇન્દ્રિયોને આનંદ આપતાં—હવામાં ઉડતાં તંતુકણ જેવાં છે. પુષ્પ

**એમની કૃતિની બે બાજુ**

બાલિકા, પાંખડીના મુખમાં મુકેલા આવાજ એક કાવ્યથી ઇન્દુકુમારનો આરંભ થાય છેઃ—

"એક એક વીરો હતો, વીરો હતો,
"ર્‌હેની બ્હેનીને પાટ જઈ બેઠો,
"હો એક એક વીરો હતો, વીરો હતો.

ઈ. સ. ૧૯૧૧ ના ડિસેંબરની બીજી તારીખ, જે દિવસે ના. શહેનશાહ અને શહેનશાહબાનુએ મુંબાઈમાં પગ મૂકયો તે દિવસને ઉદ્દેશીને

**રાજરાજેન્દ્રને**

લખાયલું રસભર્યા ચિત્રોવાળું એમનું નાનું સુંદર કાવ્ય "રાજરાજેન્દ્રને" નોંધ લેવા યોગ્ય છે. આ બાદશાહી જોડાંને આપેલા સત્કારમાં રાજનિષ્ટા ઉભરાય છે અને જે પવિત્ર ભૂમિ પોતાને પગલે એમણે પાવન કરી તે ભૂમીની ભૂતકાળની કીર્તિનું તેમને કવિ સ્મરણ કરાવે છે. ઇતિહાસના ભૂતાવલોકન પરત્વે–પોતાના દેશબંધુઓને તેમજ રાજકર્તાને ઉપદેશરૂપે–હિન્દની પૂર્વકાળની પ્રવૃત્તિઓ, જે સતત શાંતિને[1] માર્ગે વહેતી, તેના સંક્ષિપ્ત ઇતિહાસ તરીકે આપણા અર્વાચીન સાહિત્યમા એની બરાબરી કરી શકે એવું એકે કાવ્ય નથી. હસ્તિનાપુર (દિલ્હી) જ્યાં આ નામદારોનો રાજ્યાભિષેક થયો હતો તે સ્થાન આ કાવ્યમાં આલેખાયું છે તેવી સુંદર રીતે, પૂર્વભૂત મહત્તાના પટવાળા ઇતિહાસપ્રસિદ્ધ રાજ્યના પાટનગર તરીકે ભાગ્યેજ બીજે કાંઈ આલેખાયું હોય.[2]

પોતે લાંબો કાળ કાઠીઆવાડમાં રહેલા હોવાથી ત્યાંની છાપ

**ગોપકાવ્યો**

એમના પર પૂરેપૂરી પડી છે. ત્યાંના વતનીઓનું ગ્રામ્ય જીવન, ત્યાંનું ગ્રામ્ય સૌન્દર્ય અને

---

૧ પૃ. ૨૧.

૨ "અનેકાનેક છે, રાજન્ ! ભૂગોલે રાજ્યધાનીઓ,
"દિલ્હીનાં જાદુ ને મોહ, દાખવે નહિ અન્ય કો.

ભાટ ચારણી દંતકથા તથા ઇતિહાસ એ સર્વને સ્નિગ્ધ હૃદયે અને યોગ્યતાથી એમણે વર્ણવ્યા છે.[1]

**ટૂંકાકાવ્યો ગેય**

એમનાં ટૂંકાં કાવ્યોમાં એક વિશિષ્ટતા છે. બાલિકાઓથી તે ગાઇ શકાય તેવાં છે, ખાસ કરીને કાઠીઆવાડની બાળાઓ, કે જેઓ એક એક સાથે હાથેની મેળવીને ગોળ ફરતાં ફરતાં, એમનામાંની જ એક જણી ઢોલક વગાડે તેના તાલ પ્રમાણે ગાય છે.[2]

---

૧ દાખલા તરીકે ગ્રામ્યજીવન વર્ણવતા "ધણ" નામના કાવ્યમાં કાઠીઆવાડનો રબારી પોતાનો દિવસ કેવી રીતે ગાળે છે તે દર્શાવ્યું છે.

૨ દૃષ્ટાંતોઃ—

(ક) વીરાનાં વારણાં.

'ખમ્મા ! વીરાને જાઉં વારણેરે લોલ;
"મોંઘા મૂલો છે, મારો વીરજો !
"ખમ્મા, વીરાને જાઉં વારણે રે લોલ.

(ખ) "આવો આવોને સખીઓ આજ,
રસ તાળી પાડી.
"કાંઈ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.

(ગ) ફૂલડાં કટોરી.

"ફૂલડામાં દેવની હથેલીઓ રે બ્હેન,
"દેવની કટોરી ગુંથી લાવ;
જગમાલણીરે બ્હેન !

(ઘ) વીરની વીદાય.

"મ્હારા કેસરભીના કન્થ હો !
"સિધાવોજી રણવાટ,
"આભ ઝુકે, ધરણી ધમધમે, રાજ !
"ઘેરા ઘોરે શંખનાદ;
"દુંદુભિ બોલે મહારાજનાં, હો !
"સામન્તના વીરવાદ;
"મારા કેસરભીના કન્થ હો !

**ગીતાનું ભાષાંતર**

ભગવદ્ ગીતાથી આકર્ષાઈ ઘણા કવિઓએ અગાઉ પણ એનું ભાષાંતર કરવાના પ્રયાસ કર્યા છે, **નાનાલાલે** પણ આવા આકર્ષણને વશ થઇ, એમના પિતાની મરણતિથિ (૧૯૧૪)ને દિવસે શ્રાદ્ધમાં તર્પણરૂપે ગીતાનું ભાષાંતર કર્યું છે. એનો ગદ્ય ઉપોદ્‌ઘાત વિદ્વત્તા ભરેલો છે અને પદ્યમાં સ્વજીવન ચરિત છે.

**દોલતરામ પંડ્યા**

**દોલતરામ** કૃપારામ **પંડ્યા** (૧૮૫૪–૧૯૧૭) નડીઆદના નાગર બ્રાહ્મણ હતા. એઓએ લાંબો કાળ લુણાવાડાનું કારભારીપદ ભોગવ્યું હતું અને પોતે એક શક્તિમાન અને દક્ષપુરુષ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. ઇંદ્રજીતવધકાવ્ય અને સુમનગુચ્છ નામે બે કાવ્યથી એઓ જાણીતા કવિની ગણનામાં આવે છે. વીરરસપૂર્ણ કાવ્ય **રામાયણમાં રાવણનો** પુત્ર ઇંદ્રજીત એક પરાક્રમી અને ઝળકી આવતા પાત્ર તરીકે પ્રસિદ્ધ છે અને **રામના** લઘુબંધુ **લક્ષ્મણ** સાથે ઘણા શૌર્યથી યુદ્ધ કર્યા બાદ **લક્ષ્મણને** હાથે થયેલા એના મૃત્યુ પ્રસંગે ઘણા કવિઓની કલમને સ્ફૂર્ણા આપી છે. રાવણ કુળના ઇતિહાસ માંહેના આ કરૂણ પ્રસંગનું સવથી સરસ ચિત્ર આપણી દેશી ભાષાઓમાંથી તો, બંગાળીમાં કવિ **માઇકલ મધુસૂદન** દત્તે દોર્યું છે. ભાવનાનું મહત્વ, કલ્પનાની ઉત્કૃષ્ટતા અને ભાષાની પ્રૌઢતા પરત્વે તો એ ચિત્ર અનુપમગમ્ય અને અનુસરણીય છે. એને મુકાબલે આ ગુજરાતી કાવ્ય તો કુછ બિસાદમાં લેખાય નહિં. કડીઆ મીસ્રીઓ ઇમારતનું કામ જેમ દોરી ને ઓળંબો હાથમાં લઇને કરે છે તેમ સર્ગબદ્ધ કાવ્ય લખવા માટે કવિએ કર્યું છે. મહાકાવ્યમાં રાત્રી, પ્રભાત, વન, યુદ્ધાદિનાં વર્ણનો આવવાં જોઇએ એવો નિયમ કાવ્યકારોએ બાંધેલો હોવાથી તેને આધીન રહીને સ્થાને–અસ્થાને એમાં એવાં વર્ણનો મૂકાયેલાં નજરે પડે છે.

નરસિંહરાવના ભાઈ ભીમરાવ ભોળાનાથે (૧૮૫૧-૧૮૯૦) પોતાના ત્રણ ચાર [1]પુસ્તકોમાંના એક વડે

**ભીમરાવ**

પ્રધાનપદ મેળવ્યું છે. હિંદના ઇતિહાસમાંનો એક ઘણોજ શૌર્યભર્યો પ્રસંગ વર્ણવતું એમનું પૃથુરાજ રાસાનું કાવ્ય વ્યાકરણના નિયમોની શિથિલતા અને પ્રસંગોપાત્ વ્યકત થતી ક્લિષ્ટ શૈલી છતાં સૌંદર્ય, લાલિત્ય અને લાવણ્યથી અંકિત છે. ઉંચી કેળવણી અને સંસ્કૃતના સારા જ્ઞાનથી જ એમની કાવ્યકૃતિ નિર્માણ થયલી. આ એક વીરરસ કાવ્ય હોવાથી એમાં ઉચ્ચ દેશપ્રીતિનાં સ્થળે સ્થળે દર્શન થાય છે.[2]

"લલિત"ની સંજ્ઞાથી લખતા જન્મશંકર મહાશંકર બુચ (જન્મ ૧૮૭૭) ગોંડળના વડનગરા નાગર બ્રાહ્મણ છે.

**લલિત**

એઓ ઘણાં ટૂંકા કાવ્યો લખે છે અને મહત્વના પ્રસંગો-જેવા કે જાણીતા પુરૂષોનાં અવસાન યા જયંતિ, મોટા તહેવારો યા મહોત્સવો, સભાઓ અથવા કોન્ફરન્સનાં અધિવેશનો ઇત્યાદિ પ્રસંગોપર તે તે પ્રસંગને અનુકૂળ કાવ્ય લખીને હમેશાં આગળ નીકળી આવે છે. જ્યારે જ્યારે આવા પ્રસંગોમાંથી

---

૧ આબુવર્ણન; મેઘદૂત ભાષાંતર (૧૮૭૦); દેવળદેવી નાટક; (૧૮૭૫) લાવણ્યમયી અને જસુબીલી.

૨ એમની ગેય પદ્ય શૈલીનો નમુનોઃ—

એક સેનાપતિનું મધ્ય રાત્રે ચિન્તન.

"આ શાં અણુગણ તારાવૃંદ રે, દીપે શ્યામ નિશામાં ?
"સહુ હળી મળી જતાં સંગરે, દીપે શ્યામ નિશામાં.

× × × ×

"કોક મળે, કો ટળવળેરે, કો રણ જતી સાથ,
"કોક સૂતી સ્વપ્નામાં જોતી, આવી અડિયો પિયુનો હાથરે;
... ... .. દીપે શ્યામ નિશામાં.

કાવ્યમાધુર્ય, પૃ. ૮૯

સ્ફુરી આવતા ભાવ ગેરહાજર હોય છે ત્યારે એમની લેખિની ધાર્મિક અને ભક્તિ માર્ગે સંચરે છે અને લલિત ભાષામાં હમેશાં લખાતાં એમનાં કાવ્યો, કાઠીઆવાડી ઢબે ઉચ્ચરાતાં અને યુક્ત લયવાળાં, ખરેખરા કાઠીઆવાડના—જ્યાંના રખડતા જોગીઓ ભજનો લલકારવામાં એક્કા ગણાય છે ત્યાંના—આત્માનાં દર્શન કરાવે છે. મંજીરા અને એકતારો લઇને કવિ પોતે જ્યારે આ ભજનો ગાવાની ધૂનમાં એક તાન થઈ જાય છે ત્યારે જ મનુષ્યના—હૃદયને વલોવવાના એ ભજનીઆના પ્રભાવનું સાંભળનારને પૂરેપૂરૂં ભાન થાય છેઃ તેમાં ગુપ્ત રહેલું સંગીત એમની તે સમયની ધૂનને લઇને ઘડીમાં શાંતિ રેલાવતું તો ઘડીમાં જુસ્સો પ્રેરતું ત્યારે જ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ એ જુસ્સો નરમાશ ભરેલો હોય છે, એમાં ઉન્માદનો સંપૂર્ણ અભાવ હોય છે. ખરે, જે કાવ્યોમાં મર્દાની જોમનો અભાવ હોય ને સ્ત્રીત્વની મૃદુતા તરફ જેનો ઝોક વધારે હોય તેમાં ઉન્માદ સંભવે જ કયાંથી ? [૧]

---

૨ નીચે આપેલાં "દુઃખિયાનાં બેલી" અને "મચ્છુની" એ બે શુદ્ધ, સરળ, ભજનો જ છે. ત્રીજું કાવ્ય રાજકોટમાં ૧૯૦૯ માં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સમયે રચાયલું સત્કાર ગીત છે;—

(ક) "ધા સુણિયે દુઃખિયાંની વ્હાલાં! બંધુ બનિયે,
"બંધુ બનિયેરે! એનાં બેલી બનિયે.
"એકજ જનનીનાં જાયાં,—
"એકજ શિરછત્ર છવાયાં,—
"રંક ભાંડુનાં રખવાળાં લેઈએ!

(ખ) "મચ્છુની મજાની પેલે તીર, સંતો વ્હાલાં!
"અનેરી અમારી એ લગીર!
"વૃક્ષો વેલડીઓવાળાં, કુમળાં ફળફૂલ રસાળાં;
"લઈ જાઓ લ્હાણું એ લગીર!—સંતો.

(ગ) "અમે તો કાઠીયાવાડી, સરળ સૌરાષ્ટ્રવાસી,
"ભૂખ્યાં ઉરભાવનાં, પ્રભુ ભક્તની ભૂમિ અમારી.

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ., એલ. એલ. બી.
(જન્મ ૧૮૬૮) +જેઓ એક વિવેચક અને
રમણભાઇ નીલકંઠ ટીકાકાર તરીકે અને તેથી પણ વધુ સારી
રીતે હાસ્યરસના લેખક તરીકે જાણીતા છે

તેમણે મકરંદની સંજ્ઞાથી, પોતાની પૂર્વાવસ્થામાં થોડીક કવિતા લખવા પ્રયત્ન કર્યો હતો. કૉલેજના સંસ્કાર પામેલ યુવકો લખે છે તે કરતાં એમની કવિતામાં દર્શાવેલા ભાવ ઉચ્ચ પંક્તિના છે અને તેટલે દરજ્જે એમની કવિતા આકર્ષક થઈ છે. એમણે લખેલી કવિતાઓમાંની જે બેમાં એમણે કૌટુંબિક વિપદ્‌નો નિર્દેશ કર્યો છે તે ઘણીજ કરૂણ છે.[1]

---

"અમ ડેલિયે આવો સજન,
"પધરાવિયે દિલડાયરે;
"રેલી કસુંબલ રંગ નયને,
"ચેતનાજ જગાવિયે !

આ કાવ્યમાંનું રૂપક કાઠીઆવાડીઓ સ્હેલથી સમજી શકશે. કસુંબો (અફીણ) પીવાને કોઈ મોટા માણસની ડેલીએ ભેગા થતા મિત્રોનું સંમેલન (ડાયરો), માફકસર કસુંબો લેતાં થતી કસુંબલ (રાતી) આંખ છતાં તેને અંગે આવતાં ચેતન એમાં વર્ણવ્યાં છે.

+ અવસાન ઇ. સ. ૧૯૨૮

૧ પોતાની પ્રથમ પત્નિના અવસાનનું "તું ગઇ" માં અને પોતાના બાળકના અવસાનનું "રેખાશન્યતા"માં સૂચન છે.

(ક) ત્યારે ગઈ શું અહિંથી પ્રિયા તું ?
"મૂકી ગઇ આ હઈયું રીબાતું.
"ગ્રહો ફરે છે રવિ આસપાસ,
"છાયા ફરે જ્યાં વચમાં પદાર્થ.
"પ્રદક્ષિણા એ પ્રિય કેરી સર્વે,
"ક્યાં હું ફરૂં રે તુજ વિણ મધ્યે ?
"શું કાંઈ શોધું કહિં ધૂમકેતુ,

**ગૌણ કવિઓ**

ઉપર જણાવી ગયા તે ઉપરાંત છેલ્લાં દશ પંદર વર્ષમાં ગૌણ કવિઓનો રાફડો ફાટયો છે અને માસિકોમાં લગભગ દરેક મહિને અને અઠવાડિકોમાં અને મુંબઇ સમાચાર, જે પત્ર આ પ્રાસમેળવી આપનારા કવિઓને ઉત્તેજન આપવા પ્રત્યે એટલું બધું વલણ દર્શાવે છે કે તેમાં દેખા દેતાં રાગડામાં કિંચિત પણ કાવ્યત્વ છે કે નહિ તેનો

---

"જેને અગાડી વધતો જ દેખું,
"જેને ન મધ્યે કઈ ખેંચનારૂં,
"પાછો ફરે જે નહિ કોઈ સારૂ.
"ને છોડી સર્વે સુખ શાંતિ પ્રીતે,
"સ્વીકારીને સંગત તેની નિત્યે,
"નવા નવા રોજ પ્રદેશ ભાળું ?
"જાઉં અહિંથી—અહિંથી જ જાઉં ?
(ખ) "હતો શું તું બાળ ! અને ગયો છે ?
" કે ના હતો ને નથી તું ગયો રે ?
"કે તું હતો ને હજીએ રહ્યો છે ?
"એ સર્વ શંકા મુજ કોણ તોડે ?

\+ \+ \+

"બીજી ધરા છે, નથી મૃત્તિકા જ્યાં,
"ન ધ્વંસી આકારની વંચના જ્યાં,
"ન ચક્ષુ ભીનાં વિરહે થતાં જ્યાં,
"અખંડ રૂપે તું વસ્યો સદા ત્યાં.

(ગ) જે કાવ્યમાંથી નીચેની કડીઓ લીધી છે તે શેકસપીઅરની ઢબ ઉપર રચાયું છે. Carpe Diem "વખતનો લાભ લો" એવી ફીલસુફીવાળું "તત્કાલ મહિમા"નું નામ એ કવિતાને એમણે આપ્યું છે.

"બહુ ગૂઢ તરૂમાં બેસીને જે ગાય મીઠું કોયલ;
"ચાલે ઘડી તે એક પછી ને પછી બંધ તે અદ્ભુત સ્વર;
"ગાનાર ના દેખાય ને તે જાય સઘળું સ્વપ્ન શું,
"તે એક ક્ષણનું મંજુ ગાયન ના સુણ્યું તે ના સુણ્યું,

# પ્રકરણ ૩ જુ

## ગદ્ય

**પ્રાચીન સંસ્કારી ગદ્યનો અભાવ**

પ્રાચીન કાળમાં સંસ્કારી, જેનું મુલ્ય સાહિત્યની દૃષ્ટિએ આંકી શકાય તેવું, ગદ્ય નહોતું. વૈદકીય વિધિઓ, કર્મકાંડને લગતાં સૂચનો, શીલાલેખ અથવા તામ્રપત્ર પરના લેખો, સનદો અને ફરમાનો, વેચાણ, ગીરો, અથવા બક્ષીસ દસ્તાવેજોમાંજ જે હતું તે ગદ્ય. સંસ્કારી ગદ્યનું નામ આપી શકાય એવું જો કાંઇક ગણીએ તો હિતોપદેશ યા પંચતંત્ર જેવા બોધક ગ્રંથનાં છૂટાંછવાયાં ભાષાંતરો હતાં. તે સમયનું વલણ બધું ઇતર માર્ગે તરફ હતું. બાણની કાદંબરી જેવા પ્રસિદ્ધ ગદ્ય ગ્રંથનું ભાષાંતર ગદ્યમાં થવાને બદલે પદ્યબંધ કરવામાં આવ્યું હતું. કહાન્ડદે પ્રબંધમાં વર્ણવાયલા પ્રસંગો જેવા ઐતિહાસિક પ્રસંગો ગદ્યમાં લખવા જોઇએ તેને બદલે પદ્યમાં લખાયલા. રણછોડદાસ ગીરધરભાઈ અને એમના મદદનિશોએ શિક્ષકો તૈયાર કરવા તથા તેમની મારફતે શાળાઓમાં વપરાવવા માટે જરૂરીઆતનાં પાઠય પુસ્તકો તૈયાર કર્યાં, એજ ગુજરાતી ગદ્ય પદ્ધતિસર લખવાનો થયલો પ્રારંભિક પ્રયત્ન ગણાય.[1] ગદ્ય પણ પદ્યના જેટલુંજ વિચાર દર્શાવવાના સાધન તરીકે જરૂરનું છે એવી સમજથી નહિ પરંતુ ઉપયોગિતાની દૃષ્ટિએ આ પ્રયત્ન થયો હતો.

---

૧ નર્મગદ્યની જુની આવૃત્તિ (૧૮૬૫ સપ્ટેંબરવાળી)માં પૃ. ૩૪૧મે નર્મદાશંકર ગુજરાતી ગદ્યના અભાવ માટે દીલગીરી દર્શાવી કેપ્ટન જરવીસના પ્રયત્નથી થયલા ગદ્યના આરંભનો કાળ ઇ. સ. ૧૮૨૮ ની સાલથી ગણાવે છે.

પોતાનું કામ કરવા માટે પાઠ્ય પુસ્તકોની એમને જરૂર હતી; અને તેથી તે પુસ્તકો રચવામાં તેમણે, ખેડાયલી કે વગર ખેડાયલીનો વિચાર કર્યા સિવાય, જેવી ભાષા લોકોમાં ચાલુ હતી તેવી જ ઉપયોગમાં લીધી. આ પુસ્તકના આરંભમાં એ કાળનું ગદ્ય કેવું હતું તેનાં થોડાં દૃષ્ટાંતો આપ્યાં છે. એ ભાષા કોઈ પણ રીતે સુંદર ન કહેવાય: બહુ તો ચલાવી લેવા જેવી કહેવાય. વિકાસના ક્રમમાં લાવણ્ય અને લાલિત્ય છેલ્લી ભૂમિકાએ જ આવે છે. ખ્રીસ્તી પાદરીઓને હાથે થયલા બાઇબલના ગુજરાતી તરજૂમાના પ્રયત્નો પણ સાહિત્યની દૃષ્ટિએ તો એટલા જ નિર્માલ્ય છે.[1]

**પાદરીઓના ગ્રંથો**

રે. એ. ફ્રાઇવી અને ટેલર અથવા ડા. ગ્લાસગો અને સ્કૉટ અથવા તો નીચેની ટીપમાં જણાવેલા લેખના લેખક જેવા ભાષાંતરકારો અથવા એ ભાષાંતર સુધારવાવાળાઓ પરત્વે આ ટીકાને સ્થાન નથી, કારણ એમની ભાષા સંસ્કારી ગ્રંથકર્તાનાં સર્વ લક્ષણોથી અંકિત છે.

**ગદ્યના ઉત્પાદક નર્મદાશંકર**

જે જીવનચરિત્રો, ઇતિહાસગ્રંથો કે વિજ્ઞાનનાં પુસ્તકો આ અર્વાચીન ગદ્યના અગ્રગંતાઓએ લખેલાં તે ઉપર જણાવ્યું તેમ ભાષામાં ગદ્ય સાહિત્ય ઉભું કરવાના હેતુસર લખાયલાં નહિ. તેમને અભણ વર્ગનાં બાળકોપર્યંત પહોંચવાની, તેમને કેળવવાની-ખરેખરી જરૂર હતી અને તેમને કેળવવાનો એક જ માર્ગ—સુલભ માર્ગ—આડંબર વગરની ભાષામાં—તેઓ વાપરતાં હોય તેવી

---

૧ રાજકોટમાં મળેલી સાહિત્ય પરિષદ્ પ્રસંગે રેવરંડ જે. એસ. સ્ટીવન્સન એમ. એ. બી. ડી. એ વાંચેલા લેખમાં બાઇબલનાં જુદાં જુદાં ગુજરાતી ભાષાંતરોનો ટૂંકો ઇતિહાસ આપતાં એ ભાષાંતરોમાંથી ઉતારા આપ્યા છે. ઇંગ્રેજ પાદરીઓએ ઇ. સ. ૧૮૨૦, ૧૮૨૧, ૧૮૨૩, ૧૯૦૭ માં એ ભાષાંતરો પ્રકટ કરેલાં; અને આ પાદરી ગુજરાતીનો આવિર્ભાવ કેવી રીતે થયો અને આ પુસ્તકોનાં મોટાં વેચાણ છતાં એ ગુજરાતી કેવું નિરાળું પડી જાય છે તે દર્શાવતા ફકરા આ લેખમાં આપ્યા છે. "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન"ના પૃ. ૨૦૫ મે પાદરીઓના આવા ગ્રંથોની ટીપ આપી છે.

ભાષામાં—તેમની સાથે વાત કરવાનો હતો. એમના મનમાં તો પ્રધાન-પણે આજ વિચાર હતો. ગુજરાતી ગદ્ય લખવાનું બલ્કે ગુજરાતીમાં ગદ્યનો પ્રાદુર્ભાવ કરવાનું ખરેખરૂં માન તો નર્મદાશંકરને જ ઘટે છે. એઓ કવિ કરતાં ગદ્ય લેખક તરીકે વિશેષ સફળ થયા છે અને ઇતિહાસ, નીતિ, સમાજ, ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગ્રંથોનો સ્થાયી વારસો ગુજરાતી સાહિત્યને આપી ગયા છે. જે કાળમાં આ સર્વ ગ્રંથો લખાયા તે કાળનો વિચાર કરતાં તો આપણી ભાષાના ખરેખરા ઉપકારક તરીકે સર્વ ગુજરાતીઓ ખચિત જ એમના ઋણી છે. લખવા બોલવામાં સુરતના નાગર બ્રાહ્મણોની ભાષાથી[1] સ્હેજ જ અંકિત પરંતુ સ્પષ્ટ, ચોખ્ખી, સરળ અને સ્હેલી એટલે સાધારણ શિખેલાને પણ સમજાય તેવી ભાષા એઓ લખતા. સ્પષ્ટ હોવાથી એમની ભાષામાં જોશ અને આવેશ હતાં. જેવું હોય તેવું કહી નાંખતી હોવાથી એમના કથનોનો ભાવાર્થ એમની ભાષા સહજ જ સમજાવી શકતી. એ સંસ્કારી ન હતી, ખેડાચલી ન હતી, પોતાનો મુદ્દો સમજાવવા અથવા તેને જોમ આપવા જો કે એઓ સંસ્કૃતનો આશ્રય લેતા પરંતુ એમની ભાષા નહોતી સંસ્કૃતમય કે નહોતી આડંબરયુક્ત; આમ છતાં પણ એ ભાષામાં વિશિષ્ટતા એ હતી કે એ ગ્રામ્ય નહોતી. જો કે એમાં પ્રભાવ સંકુચિત હતો તોપણ ભાષા તો પ્રભાવશાળી જ કહેવાય ?[2]

---

૧ "હું" ને બદલે છાં. "તું" ને બદલે "છે" (બીજા પુરૂષ એક વચનમાં) અને "છઉં" અને "થવું"ને બદલે "થાવું."

૨ સ્વ. નગીનદાસ તુલસીદાસ મારફતીઆ અને સ્વ. ઠાકોરદાસ આત્મારામની સાથે મળીને "સ્પેક્ટેટર"ની ધાટી પર ઈ.સ.૧૮૬૪ની ૧લી સપ્ટેંબરે એમણે કાઢેલા પાક્ષિક "ડાંડીઆ"માં ના લેખો જુઓ. આ "ડાંડીઆ" જેવી વ્યક્તિ સુરત અને ભરૂચમાં જ હસ્તિ ધરાવે છે. હમણાના પોલીસ ખાતાની વ્યવસ્થા થઇ તે પહેલાં પોતાની ડુગડુગી વગાડી તથા "જાગજો" "જાગજો" પોકારી રાતના ફરતાં ફરતાં ચોરચખારને ચમકાવી નસાડી મુકવાનું કામ આ ડાંડીઆનું ( જે ઘણેખરે ભાગે ઢેડજ હોય છે તેનું ) જ હતું. "ડાંડીઆ" પત્રનું કામ પણ દુષ્કર્મ કરનારને—ખાસ કરીને શેરમેનીઆના સમયમાં—હાંકી કાઢવાનું હતું. એ અપૂર્વ લોકપ્રિયતાએ પહોંચ્યું હતું કારણ એમાં આવતી ટીકા તદન પક્ષપાત રહિત, જેવું હોય તેવું કહેવાની હતી અને શૈલી તીખી તમતમતી હતી.

પરંતુ એમની ઉચ્ચતમ ભાવના તો પ્રાચીન તેમજ અર્વાચીન સમયના વિસ્તીર્ણ અને વ્યાપક ઇતિહાસના ગ્રંથની જે ખોટ તે સમયે હતી તે પૂરી પાડવાની હતી. આ ઇતિહાસને એમણે "રાજ્યરંગ" નામ આપ્યું. મીસર, બાબીલોન, કાલ્ડીઆ, ઇરાન, યુનાન, રોમ અને ઇંગ્લાંડના ઇતિહાસનાં છૂટાછવાયાં પુસ્તકો ભાષાંતરરૂપે મળી આવતાં હતાં પણ એ બધાં એક ગ્રંથમાં સંકલિત થયાં નહોતાં.

**એમના ઐતિહાસિક અને ધાર્મિક ગ્રંથો**

જગતના ઇતિહાસનું પુસ્તક એકકે નહોતું. આપણા પૂર્વજોનાં રામાયણ અને મહાભારતના વીરો, ચિતોડ અને મેવાડના રાજપુતોનાં ગૌરવભર્યાં પરાક્રમો ગાતું એકકે પુસ્તક નહોતું, તેથી એમણે આવા એક પુસ્તકની યોજના તૈયાર કરી[1] અને ઇલિયડના, બાબીલોન, મીસર, રોમ અને યુનાનનનાં વીરોનો અને રામ, લક્ષ્મણ, સંગ અને પ્રતાપનાં પરાક્રમો અને જીવનપ્રસંગો પોતાના જ શબ્દોમાં વર્ણવી બતાવ્યાં. આ ગ્રંથમાં વિષયના ગાંભિર્યને અનુકૂલ થઇ એમની શૈલીએ અસંસ્કારિતા તજીને ગાંભિર્ય ધારણ કર્યું છે ને આ ગાંભિર્ય ઠેઠના ઠેઠ સુધી રહ્યું છે. આ રાજ્યરંગનો સમય, ખરૂં જોતાં, એમના ગદ્ય લખાણોનો મધ્યકાળ હતો. ધર્મવિચાર[2] લખાયો

---

૧ જગત્‌ની તવારિખનો સંક્ષિપ્ત સાર લખવા માટે નર્મદાશંકરે એંસે ઉપરાંત ઇતિહાસના ગ્રંથો જોયા હતા એમ કહેવાય છે.

૨ આ "ધર્મવિચાર" થી એઓ પોતાના મિત્રો અને વખાણનારાઓના ઘણા ખોફમાં આવી પડયા હતા. જે સ્વદેશ પ્રીતિથી એમનાં આગલાં લખાણો થયાં હતાં તે જ પ્રીતિથી આ ગ્રંથ પણ રચાયો હતો. એમાં એમણે પોતાના પૂર્વકાળના સંસાર અને સમાજ સુધારા પરના વિચારો તદ્દન છોડી દીધા છે અને પોતે અસલ વિચારના સનાતન હિંદુઓના પક્ષમાં ભળી ગયા છે, પુખ્ત વિચારને અંતે એમણે આ પક્ષ સ્વીકાર્યો હતો અને એમના ચરિત્રલેખક નવલરામ જો કે એમના વિચારથી જુદા પડે છે, છતાં આ પક્ષ પરિવર્તનમાં કાંઇપણ દૂષણ છે એમ માનવાની ના પાડે છે. એઓ પુછે છે "શું કાડીનલ ન્યુમેનમાં આવું પરિવર્તન નહોતું થયું; અસ્થિરતાના દૂષણ છતાં પણ સિદ્ધાંતોના સત્ય વિષેની અડગતા શ્લાઘ્ય છે."

તે સમયે એ મધ્યકાળ પૂર્ણ થયો. "ધર્મવિચાર" ની શૈલી ઉખાણા જેવી ટૂંકી, માફકસર [મિત], ગંભીર અને તીક્ષ્ણ–અણીદાર હથીઆરના જેવી છે. પોતાના ઉદ્દેશો દર્શાવવા અને તેને વાંચનારના મનપર ઠસાવવા એમને તર્કવાદનો આશ્રય લેવો પડેલો; અને આ પુસ્તકની શૈલીની ખાસ ખૂબી તો એ છે કે વિવાદગ્રસ્ત તકરારી વિષયો પર લખવાનું હોવા છતાં પણ એમણે પોતાની સ્વાભાવિક સરળતા અને સ્પષ્ટતા જાળવ્યાં છે અને તેજ આ પુસ્તકના ઉત્તમ અંશો છે.

ગુજરાતી ભાષાથી અણવાકેફ વ્યક્તિ જુદે જુદે સમયે એમની શૈલીમાં જે પરિવર્તનો થયાં તે પારખી શકે નહિં. એમની છેલ્લામાં છેલ્લી શૈલી દર્શાવવા 'ધર્મવિચાર'માંથી નીચેના બે ફકરા ટાંકીએ છીએઃ–

(ક) "નિવૃત્તિ વિષયમાં હિંદુઓને પ્રવૃત્તિ વિષયમાં હિંદુસ્થાને જગતને મોહિત કીધું છે. હિન્દુસ્થાનનું ધન જોઈ ખ્રિસ્તીઓ આવ્યા વેપારને અર્થે ને પછી અહિની અવ્યવસ્થાતામાં ધણીઆતા થઈ બેઠા. ગરીબ હિંદુઓ પોતાનાં બૈરાં છોકરાંઓ સાથે આજ પણ સુખી છે 'તેવા યુરોપમાં શ્રીમંતો પણ નથી."

સુધારાની નિષ્ફળતા.

(ખ) "લોકનું ઐકય થશે એટલે દેશી સમસ્તનું એક સ્વરૂપ ઘડાઈ રહેશે, તે પછી એ સ્વરૂપનું હુંપણું દેશાભિમાન પ્રગટ જણાશે, ને તે પુષ્ટ થયું કે તેના જય ગાજશે. આપણે સંસારના યશ સુખની સ્પૃહા ન રાખતાં કેવળ આચાર અહિંસાના ધર્મને મર્યાદા ભાવથી પાળીને આપણે પરતંત્ર અને દામણા થયા તો હવે તરતને તરત પાછી ધર્મદ્વારા આપણી સ્થિતિ સુધારવાનો સંભવ નથી જ: અને નિવૃત્તિ–શાંતિના વિચાર દબાઇ જઇ પ્રવૃત્તિ ઉત્સાહના વિચાર વધતા જાય છે."—સ્વદેશાભિમાન.

એમની ગ્રામ્ય, ગૌરવહીન, છેક આરંભની શૈલીનાં દૃષ્ટાંતઃ—

"આ રીતે મહારાજો દેવને નામે પોતાના પેટનાં કહુલાં ભરે છે અને કુલાં વધારે છે."

વિષયી ગુરુ વિષે—નર્મગદ્ય.

અથવા

"ઓ લોકો, આ હું ડાંડી પીટું છું, અને ગરીબ લોકો સાવધ થાજો. ઓ આંધળાઓ, લુચ્ચાઓ અને ખોટાઓ, પાછા દેખતા પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કરવે ખરા થાજો."

નર્મગદ્ય-પૃ-૩૭૧

"થજો" ને બદલે "થાજો" સુરતના નાગર બ્રાહ્મણોમાં જ વપરાય છે. પ્રારંભની અને અંતની શૈલી વચ્ચેની મધ્ય કાળની શૈલી દર્શાવવા "રાજ્યરંગ" માંથી નીચેનો ફકરો ટાંક્યો છે:—

"જેમ જેમ રોમમાં મોજમઝા વધી તેમ મુલકમાં કારભારીઓએ દમવા માંડ્યું. દહેરાં ને મકાનો લૂંટવા માંડ્યાં. હજારોને ગુલામ દાખલ વેચવા માંડ્યા. શ્રીમંત લોકમાં વિશેષ વિશેષ માન મેળવવાને સરસાઈવાળો લોભ ઉત્પન્ન થયો ને તેઓ સરકારી કામદારની જગા મેળવવાને અતિ ખંતિલા થયા. આટલી ઉમર વિના કોઈ સરકારી કામમાં દાખલ થઈ શકે નહિ એવો કાયદો થયો હતો.

રાજ્યરંગ-પૃ. ૩૨૯.

નર્મગદ્યની સંશોધિત આવૃત્તિ (૧૯૦૯)

**ગદ્ય વિષે અભિમાન**

આરંભ કાળથી જ નર્મદાશંકર પોતાનાં ગદ્ય લખાણોની વિશિષ્ટતાથી જ્ઞાત હતા. નર્મગદ્યની પ્રસ્તાવનામાં પોતાની શૈલી અને તે સમયના બીજા લેખકો પ્રાણલાલ, કવિ દલપતરામ અને મહીપતરામની શૈલી વચ્ચે તુલના કરવાનું આવ્હાન પોતે અભિમાનપૂર્વક આપે છે.

**નવલરામ**

પરંતુ આ સમયમાં ઉત્તમ ગદ્ય લખવાનું માન તો નવલરામ જ ખાટી જાય છે. એમની અગાઉના કોઈ પણ લેખકે નહિ ઘડેલું તેમ એમની પછીના-

ઉત્તમ ગદ્ય લેખક માંથી પણ થોડાકે જ ઘડેલું એવું ગદ્યનું સ્વરૂપ એમણે ઘડ્યું. એઓ પણ નર્મદાશંકરના મિત્ર અને તેમના જ શહેરના વતની હતા અને એમની કલમે લખાયલી કવિ નર્મદની જીવનકથા[1] એમની શૈલીનું ઉત્તમ દ્રષ્ટાંત છે.

---

૧ નર્મદાશંકરની કવિતા વિશે પહેલું વિવેચન એમણે ૧૮૬૭ માં કર્યું. અને એ વિષયપર છેલ્લું લખાણ કવિના અવસાન પછી ૧૮૮૭ માં કર્યું. પહેલા બે ઉતારા પહેલા વિવેચનમાંથી ( નવલ ગ્રંથાવલી ભાગ-૨, પૃ. ૩-૪ ) અને ત્રીજો છેલ્લા લેખમાંથી લીધો છે.

(૧) " આ માપથી તપાસી જોતાં નર્મદાશંકરના લખાણમાં ઉંચી જાતની કવિતા જણાય છે. પ્રેમાનંદભટ, સામળભટ, દયારામ અને નરસિંહ મહેતા જે ગુજરાતી કવિઓમાં પહેલા વર્ગના ગણાય છે તેમાંથી માત્ર પ્રેમાનંદ જ નર્મદાશંકરની જોડે બેસવાનો કાંઇક દાવો કરી શકે એવો છે. નરસિંહ મહેતાના પદમાં અત્યંત ભક્તિ, તે ભક્તિમાં સમી ગએલું થોડું પણ ઉંડું બ્રહ્મજ્ઞાન, અને બીજા વર્ગનો શૃંગાર રસ જોવામાં આવે છે. એના શાંત રસમાં જ્ઞાન અને નીતિબોધ છે, વૈરાગ્ય નથી. "

(૨) જાર પ્રીતના જુસ્સામાં વેદ અને લોકની લજ્જા તોડી આગળ ધસતી સાહસ ધીટ અધિરા પરકીયાનું વર્ણન દયારામે તો ઉઘાડેછોગે કીધું છે. દયારામભાઇનું શૃંગારરૂપી રત્ન ખરાં પાણીએ ચમકતું નાયિકા ભેદે વિસ્તીર્ણ સુવર્ણસરખા શબ્દોમાં જડિત અને તાલ સુરના તેજોમય સિંધુમાં તરતું છે. તોપણ છાપાના વાદળાથી અડધા વીટાયલા-નર્મશૃંગાર રૂપી સદા બળતા અને બીજાને બાળતા શુદ્ધ સુરજની આગળ તે રત્ન મને તુચ્છ અને રમત સરખું લાગે છે."

(૩) "આજકાલ જે આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મ સંરક્ષણ તરફ દેખાય છે; તેની અસર પણ ગુજરાત ખાતે પહેલવહેલી નાજુક પારદ યંત્ર(Barometer)ની પેઠે નર્મદાશંકરના જ અંતઃકરણ પર થઇ એટલે એણે પોતાનું મતાંતર જાહેર કરવામાં કાંઈપણ ખોટી લજ્જા ન રાખતાં, તે દષ્ટિએ જ દેશહિતના વિચાર પ્રબોધનારામાં અગ્રણીપદ ધારણ કર્યું. ટૂંકામાં આ જમાનાની, એટલે પાછલા ત્રીશ પાંત્રીશ વર્ષમાં ગુર્જર મંડળના ચિન્મય આકાશમાં જે જે લીલાઓ થઈ છે, તેની ખરેખરી મૂર્તિ નર્મદાશંકર જ છે. નર્મદાશંકરને જ આ કાળની સમયમૂર્તિ અમે ગણીએ છીએ." નર્મકવિતાની પ્રસ્તાવના

તા. ૧ લી ડિસેંબર ૧૮૮૭.

વિષયને અનુકૂળ, [1]જે વર્ગને માટે લખાય તેને અનુકૂળ[2], કૃત્રિમતા, આડંબર અને પાંડિત્યથી મુક્ત, જીવનભર શિક્ષણનું જ કામ કર્યું હોય તેવી વ્યકિતને યોગ્ય શૈલીએ લખવું એ એમનું વિશિષ્ટ લક્ષણ હતું. એમનો "ઇંગ્રેજ લોકનો ઇતિહાસ[3]" એક સ્વતંત્ર પુસ્તક છે અને સ્વતંત્રતા અને વ્યવસ્થિત રાજતંત્ર મેળવવા પ્રયત્ન કરતી પ્રજાનાં પરિવર્તનોનું એવું આબેહુબ ચિત્ર ખડું કરે છે કે વિદ્યાર્થીઓ પણ તેની સરળ ભાષા અને સુસ્પષ્ટ શૈલીને લીધે વગર પ્રયત્ને જે બોધ એમાંથી લેવો જોઇએ તે ગ્રહણ કરી શકે છે.

**નવલ શૈલી**

"ધીમાશથી કહેતાં છતાં પણ (એમની શૈલી) ઉત્સાહી અને ઉન્માદક છે. રસિકપણું વાકયે વાકયે દૃષ્ટિ-ગોચર થાય છે. કેટલીક વખત મસ્ત જણાય છે પણ સર્વત્ર ઠરેલ, વિચારશીલ અને તુલના શકિતવાળી છે. એમનાં લખાણમાં બહુધા અર્થ ન હોય એવો–નકામો મુકેલો હોય એવો–શબ્દ મળશે નહીં. વિષય પરત્વે અને વાચક પરત્વે આમ તુલના થઇ થઇને મનન કરાઇને લખાયલું એમનું લખાણ છે. એક શબ્દ લખીને તેને (જો યોગ્ય ન હોય તો) ચાર પાંચ વખત ફેરવ્યો હોય." [4]

---

૧ પુસ્તકોનાં વિવેચન દૃષ્ટાંતરૂપે જોવાં (નવલગ્રંથાવલી ભાગ–૨)

૨ ઇંગ્રેજી ભાષાથી અજાણ, પ્રાથમિક શાળાના શિક્ષકો માટે નીકળતા "ગુજરાત શાળાપત્ર"માંના એમના લેખ સ્પષ્ટ, સરળ, માહિતીપૂર્ણ નિબંધ લેખનાં–અદ્‌ભુત દૃષ્ટાંત છે. (નવલગ્રંથાવલી ભાગ–૪)

૩ કર્ત્તાના મૃત્યુ બાદ પ્રો. બ. ક. ઠાકોરે સંશોધિત કરી આ ઇતિહાસ–જે ગુજરાતી ભાષામાં લખાયલા ઇંગ્લાંડના ઇતિહાસોમાં સર્વોત્કૃષ્ટ છે તે પ્રકટ કર્યો છે.

૪ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન, પૃ. ૧૬૫.

નવલરામને સાહિત્યવિષયક કીર્તિ અપાવનાર મુખ્ય તો એમનાં "વિવેચનો" જ છે. એમની પહેલાં વિવેચકો હતા જ નહિ એમ કહીએ તો ચાલે. નર્મદાશંકર જેવા એમના સમકાલીન વિવેચક અને સ્વ. મણિલાલ ન. દ્વિવેદી, મનઃસુખરામ

**નવલરામ સર્વોત્કૃષ્ટ વિવેચક**

ત્રિપાઠી, સર રમણભાઇ નીલકંઠ, રા. નરસિંહરાવ દીવેટીઆ અને પ્રો. આનંદશંકર બા. ધ્રુવ જેવા શિષ્ટ તેમજ તેમનાથી ઉતરતી પંક્તિના બીજા એમના અનુગામી વિવેચકો પણ મળી આવે છે, પરંતુ નવલરામનું સ્થળ તો એ સૌના શિરોમણીનું જ છે. કોઇપણ ગ્રંથનું વિવેચન કરવાની એમની પદ્ધતિ શિક્ષણીય હતી. પ્રથમ તો એઓ તે પુસ્તકના વસ્તુનો ઇતિહાસ આપતા, ત્યાર પછી તે વિષય ઉપર લખતાં પહેલાં એ યોગ્ય રીતે લખાય તે માટે અમુક લક્ષણ નક્કી કરતા, તે બાદ તે લક્ષણને ધોરણે એ પુસ્તકનું નિરીક્ષણ કરતા, તે પછી લેખકનો પહેલો જ પ્રયત્ન હોય અથવા તો તે સાહિત્ય-પ્રદેશમાં પહેલવહેલો જ પ્રવેશ કરતો હોય તો લેખકને ચાર શબ્દ સલાહના અથવા પ્રોત્સાહનના કહેતા અને છેલ્લે વાંચકને આ વિવેચનમાંથી પોતે કાંઇક નવું, ઉપયોગી શિખ્યો છે એમ લાગે એવી રીતે વિવેચન પૂરૂં કરતા; અને આ શિક્ષણ પણ વાચકના મગજમાં બેમાલૂમ રીતે, શિખવા માટે પ્રયત્ન કરવો ન પડે એવી રીતે ઠસી જતું. શાસનની ધાટી પણ એટલી મૃદુ હતી કે દોષિત અથવા અપૂર્ણ લેખક એથી કાંપી ઉઠતો નહિ. આ વિવેચનોમાંનાં ધણાકમાં તો મૂળ પુસ્તકમાંથી પુષ્કળ અવતરણો લઇને અથવા તો પુસ્તકના વિષયનું લઘુ પણ ઝટ મનમાં ઉતરી જાય તેવું રેખાચિત્ર દોરીને વાંચકને વિષયથી એટલો વાકેફ કરતા કે અમુક પુસ્તક વાંચ્યા સિવાય પણ એમાંનું વસ્તુ ગ્રહણ કરવામાં તેને કાંઈ પણ મુશ્કેલી પડતી નહિ; રા. સા. મહીપતરામ રૂપરામે લખેલાં કરસન-

દાસ મૂળજી તથા દુર્ગારામ મહેતાજીનાં[1] ચરિત્રો ઉપરનાં એમનાં વિવેચનો આ બાબતનાં દૃષ્ટાંત તરીકે લઇ શકાય. જીવનચરિત્રલેખકે પોતાનું કામ યોગ્ય રીતે કરવા માટે જે નિયમો[2]ને અનુસરવું જોઇએ તે નિયમોથી વાચક તથા લેખકને માહિત કરીને આ બંને વ્યક્તિઓના જીવનપ્રસંગોમાં નવલરામ આપણને એવી રીતે લઈ જાય છે કે આપણે અસલ ગ્રંથ જ જાણે વાંચ્યો ન હોય એવું જણાય. પુસ્તક ઉપર વિવેચન તો કરે છે જ પણ છિદ્ર શોધવાની અથવા દોષ જ જોવાની દૃષ્ટિએ નહિ. લેખક પરત્વે કહે છે કે "શોધ પણ થોડી મુદતમાં બની શકી તે પ્રમાણે ઠીક કરી છે, પણ અમૃત પીતાં કોઇ ધરાતું નથી એ કહેવત પ્રમાણે જે હકીકતો રસભરી રીતે વર્ણવી છે તે વાંચતાં વધારે જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ થાય છે, અને તેથી વધારે હકીકતો હાથ લાગી હોત તો સારૂં એમ સુજ્ઞ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. મહત્કર્મનું વર્ણન નિરૂપકે કરવું જોઇએ એમ મહીપતરામભાઇનો વિચાર હોય એમ વખતે અમને લાગે છે. ઘણુંકરીને આ ચરિત્ર કરસનદાસનાં જાહેર કામથી જ ભર્યું છે. એનો ખાનગી સ્વભાવ તથા રીતભાત કેવી હતી એટલે એ મિત્ર વર્ગમાં, સ્ત્રી પુત્રાદિક સંબંધમાં, રમત ગમતમાં, એકાંતમાં કેવી રીતે વર્તતા તેનાં ઉદાહરણો સહિત આખા ચરિત્રમાં કાંઇપણ વર્ણન નથી સર્વ સ્થળે કરસનદાસને સુધારક જ જોઇએ છીએ પણ કરસનદાસ માણસરૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી હેઠે મૂકી કરસનદાસ કેવા દેખાય છે તે જોવાનો અવસર જ આવતો નથી..........ધર્મ અને નીતિ સંબંધી કરસનદાસ ખાનગીમાં કેવા વિચાર ધરાવતા હતા એ પણ જણાવવાની જરૂર હતી..........

ઉપર જે અમે અપૂર્ણતા સૂચવી તે આ ગ્રંથનો દોષ બતા-

---

૧ નવલગ્રંથાવલી, ભાગ ૨, પૃ. ૯૩ તથા ૧૧૫

૨ "ચરિત્રનિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઇએ." નવલગ્રંથાવલી, ભાગ-૨, પૃ. ૯૫.

**નવલરામ સર્વોત્કૃષ્ટ વિવેચક**

નવલરામને સાહિત્યવિષયક કીર્તિ અપાવનાર મુખ્ય તો એમનાં "વિવેચનો" જ છે. એમની પહેલાં વિવેચકો હતા જ નહિ એમ કહીએ તો ચાલે. નર્મદાશંકર જેવા એમના સમકાલીન વિવેચક અને સ્વ. મણિલાલ ન. દ્વિવેદી, મનઃસુખરામ ત્રિપાઠી, સર રમણભાઇ નીલકંઠ, રા. નરસિંહરાવ દીવેટીઆ અને પ્રો. આનંદશંકર બા. ધ્રુવ જેવા શિષ્ટ તેમજ તેમનાથી ઉતરતી પંક્તિના બીજા એમના અનુગામી વિવેચકો પણ મળી આવે છે, પરંતુ નવલરામનું સ્થળ તો એ સૌના શિરોમણીનું જ છે. કોઇપણ ગ્રંથનું વિવેચન કરવાની એમની પદ્ધતિ શિક્ષણીય હતી. પ્રથમ તો એઓ તે પુસ્તકના વસ્તુનો ઇતિહાસ આપતા, ત્યાર પછી તે વિષય ઉપર લખતાં પહેલાં એ યોગ્ય રીતે લખાય તે માટે અમુક લક્ષણ નક્કી કરતા, તે બાદ તે લક્ષણને ધોરણે એ પુસ્તકનું નિરીક્ષણ કરતા, તે પછી લેખકનો પહેલો જ પ્રયત્ન હોય અથવા તો તે સાહિત્ય-પ્રદેશમાં પહેલવહેલો જ પ્રવેશ કરતો હોય તો લેખકને ચાર શબ્દ સલાહના અથવા પ્રોત્સાહનના કહેતા અને છેલ્લે વાંચકને આ વિવેચનમાંથી પોતે કાંઇક નવું, ઉપયોગી શિખ્યો છે એમ લાગે એવી રીતે વિવેચન પૂરૂં કરતા; અને આ શિક્ષણ પણ વાચકના મગજમાં બેમાલૂમ રીતે, શિખવા માટે પ્રયત્ન કરવો ન પડે એવી રીતે ઠસી જતું. શાસનની ધાટી પણ એટલી મૃદુ હતી કે દોષિત અથવા અપૂર્ણ લેખક એથી કાંપી ઉઠતો નહિ. આ વિવેચનોમાંનાં ઘણાકમાં તો મૂળ પુસ્તકમાંથી પુષ્કળ અવતરણો લઇને અથવા તો પુસ્તકના વિષયનું લઘુ પણ ઝટ મનમાં ઉતરી જાય તેવું રેખાચિત્ર દોરીને વાંચકને વિષયથી એટલો વાકેફ કરતા કે અમુક પુસ્તક વાંચ્યા સિવાય પણ એમાંનું વસ્તુ ગ્રહણ કરવામાં તેને કાંઈ પણ મુશ્કેલી પડતી નહિ; રા. સા. મહીપતરામ રૂપરામે લખેલાં કરસન-

દાસ મૂળજી તથા દુર્ગારામ મહેતાજીનાં[1] ચરિત્રો ઉપરનાં એમનાં વિવેચનો આ બાબતનાં દૃષ્ટાંત તરીકે લઇ શકાય. જીવનચરિત્રલેખક પોતાનું કામ યોગ્ય રીતે કરવા માટે જે નિયમો[2]ને અનુસરવું જોઇએ તે નિયમોથી વાચક તથા લેખકને માહિત કરીને આ બંને વ્યક્તિઓના જીવનપ્રસંગોમાં નવલરામ આપણને એવી રીતે લઈ જાય છે કે આપણે અસલ ગ્રંથ જ જાણે વાંચ્યો ન હોય એવું જણાય. પુસ્તક ઉપર વિવેચન તો કરે છે જ પણ છિદ્ર શોધવાની અથવા દોષ જ જોવાની દૃષ્ટિએ નહિ. લેખક પરત્વે કહે છે કે "શોધ પણ થોડી મુદતમાં બની શકી તે પ્રમાણે ઠીક કરી છે, પણ અમૃત પીતાં કોઇ ધરાતું નથી એ કહેવત પ્રમાણે જે હકીકતો રસભરી રીતે વર્ણવી છે તે વાંચતાં વધારે જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ થાય છે, અને તેથી વધારે હકીકતો હાથ લાગી હોત તો સારૂં એમ સુજ્ઞ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. મહત્કર્મનું વર્ણન નિરૂપક કરવું જોઇએ એમ મહીપતરામભાઇનો વિચાર હોય એમ વખતે અમને લાગે છે. ઘણુંકરીને આ ચરિત્ર કરસનદાસના જાહેર કામથી જ ભર્યું છે. એનો ખાનગી સ્વભાવ તથા રીતભાત કેવી હતી એટલે એ મિત્ર વર્ગમાં, સ્ત્રી પુત્રાદિક સંબંધમાં, રમત ગમતમાં, એકાંતમાં કેવી રીતે વર્ત્તતા તેનાં ઉદાહરણો સહિત આખા ચરિત્રમાં કાંઇપણ વર્ણન નથી સર્વ સ્થળે કરસનદાસને સુધારક જ જોઇએ છીએ પણ કરસનદાસ માણસરૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી હેઠે મૂકી કરસનદાસ કેવા દેખાય છે તે જોવાનો અવસર જ આવતો નથી..........ધર્મ અને નીતિ સંબંધી કરસનદાસ ખાનગીમાં કેવા વિચાર ધરાવતા હતા એ પણ જણાવવાની જરૂર હતી..........

ઉપર જે અમે અપૂર્ણતા સૂચવી તે આ ગ્રંથનો દોષ બતા-

---

૧ નવલગ્રંથાવલી, ભાગ ૨, પૃ. ૯૩ તથા ૧૧૫

૨ " ચરિત્રનિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઇએ. " નવલગ્રંથાવલી, ભાગ-૨, પૃ. ૯૫.

વત્તાના હેતુથી નહિ પણ બીજી આવૃત્તિમાં તે બને તેટલી દૂર થાય એવા વિચારથી છે.[1]

**વિવેચનોઃ સહાનુભૂતિ-ભર્યાં તથા દોષસુધારક**

એકલા સાહિત્યના પુસ્તકોનાં વિવેચનમાં પણ એઓ એટલા જ કુશળ હતા. પહેલી ગુજરાતી નવલકથા "કરણઘેલો", નાટક "કાંતા" અને ગંધર્વસેનમાં આપેલું દેશી રાજ્યોની ખટપટ અને તેના અંધેર કારભારનું ચિત્ર, એ સર્વનાં એમણે કરેલાં વિવેચનો[2] નિષ્પક્ષપાતપણા ઉપરાંત એવી સમર્થ રીતે અને બુદ્ધિપૂર્વક કર્યાં છે કે એમની કલમનાં વખાણની મર્યાદા બાંધવી મુશ્કેલ છે. એ પુસ્તકના લેખકો—ન તો રા. બ. નંદશંકરનો એ પ્રથમ પ્રયાસ હતો તેને લીધે કે ન તો મણિલાલ નભુભાઈની યુનિવર્સિટીની છાપ કે ન તો રા. બ. હરગોવિંદદાસની લાંબા કાળની લેખક તરીકેની કસોટીએ ચઢી ચૂકેલી કલમ—થી એઓ તેમના પુસ્તકોના દોષનું નિરૂપણ કરતા અટક્યા. કાવ્યપ્રદેશમાં કોલેજમાં કેળવાયલાઓને હોય તેટલો એમનો ઇંગ્રેજી કવિઓનો અભ્યાસ નહોતો પણ સ્વાભાવિક રીતે જ એઓએ સત્ય તારવી કાઢ્યું છે અને વિષયના મુખ્ય મુદ્દા યોગ્ય રીતે ગ્રહણ કર્યાં છે. નવલરામના ચરિત્ર-નિરૂપક ત્રિપાઠીએ ગુજરાતના સાહિત્ય પ્રત્યે એમની આ બાબતની સેવાઓનું સૂક્ષ્મ અવલોકન કરીને એની ત્રણે ભૂમિકાઓ (સુરત-અમદાવાદ-રાજકોટ) પરત્વેનો વિકાસ ક્રમશઃ બતાવ્યો છે. કેટલેક સ્થાને અહિં આપેલા અભિપ્રાયથી એમનો અભિપ્રાય જુદો પડે છે પરંતુ તે વિગતો-તફસીલો પરત્વેજ; જેમકે જ્યાં એઓ કહે છે કે કાંતાના વિવેચનના "આરંભ ભાગમાં વિદ્વત્તાની ધમક ભભકાથી ઉઠે છે, પછી એકદમ એ ધમક ભાગી પડે છે, અને પરીક્ષક પેટ ઉપર હાથ ફેરવતા ફેરવતા ગ્રંથના કયા ભાગનો સાર

---

૧ નવલગ્રંથાવલી ભાગ-૨, પૃ. ૧૨૧ (રા. શ્રોફવાળી આવૃત્તિ).

૨ નવલગ્રંથાવલી ભાગ ૨, પૃ. ૧૭૬, ૧૮૫, ૨૦૭

આપવા બેસે છે."[1] પરંતુ મુખ્ય નિર્ણય પરત્વે તો તેમનામાં મતભેદ નથી. એઓ આજીવન વિદ્યાર્થી રહ્યા હતા. પાછલી વયમાં સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનાં ઈંગ્રેજી, સંસ્કૃત અને હિંદી પુસ્તકોનો એમનો અભ્યાસ ચાલુ જ હતો અને એ અભ્યાસથી જ એમનાં વિવેચનો પરત્વે એમને ઘણી સહાય મળી હશે.[2]

ગદ્યના આ રીતે થયલા વિકાસનું અનિવાર્ય ફળ "શૈલીની વિવિધતા"માં પરિણમ્યું. જ્યારે નર્મદાશંકર, દલપતરામ અને આરંભમાં નવલરામ, હોપ પાઠય પુસ્તકોના અગ્રગંતા લેખકોની માફક સરળ, સ્પષ્ટ અને સામાન્ય ભણેલાઓ પણ

**ગદ્યલેખોની વિવિધ વિવિધ શૈલી**

---

૧ રવ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાંત. પૃ. ૫૪. લેખક ગો. મા. ત્રિપાઠી. નવલગ્રંથાવલી ભાગ ૨ (શા. શોક્વાળી આવૃત્તિ)

૨ એઓ કેવું ઇંગ્રેજી લખતા તેના નમુના રૂપે અમદાવાદમાં એઓ દલપતરામને મળ્યા તે સમયે તેમના વિષે બાંધેલો નીચે જણાવેલો અભિપ્રાય વાચકને રસિક લાગશે.

He seems to be a man devoid of lively imagination or deep reflection. He talks on literature, but betrays no mark of sound education His physiognomy is of a collected self satisfied × × with a slight suppressed humour. His intelligence is rather below the common level, but it is clear as far as it goes. The only poetic element on his face is a roguish humour. The education he has received from the world has perhaps dwarfed this natural power of his mind and rendered him a heavy companion and a prosy humorist. Some electric shocks will do him good, I believe. He is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism while the other personates the dancing egotism of a youth."

સમજી શકે એવી ભાષામાં લખતા ત્યારે એમના અનુગામીઓ ક્રમે ક્રમે પણ દઢતાથી સંસ્કૃતમય થતી જતી હોવાથી વધારે કઠિન શૈલી તરફ વળ્યા. આ શૈલીને લીધે વાચકોના મોટા સમૂહથી એઓ અળગા પડી ગયા. આ નવીન શૈલી જે ઝડપથી આગળ વધતી હતી તે ઝડપ જોડે ટકી રહેવાનું પારસીઓ માટે તદ્દન અશક્ય થઇ પડયું, અને છેવટે એની હારોહાર રહેવાનો પ્રયત્ન પણ કરવો એમણે મૂકી દીધો, એટલે એ બે શૈલી વચ્ચે એક મ્હોટી ફાટ પડી ગઈ. હિંદુઓનું ગદ્ય લખાણ હિંદુ ગુજરાતી નામે ને પારસીઓનું ગદ્ય લખાણ પારસી ગુજરાતી નામે ઓળખાવા માંડ્યું અને આજે પણ તેમના વચ્ચે પરસ્પર હાંસી અને એકબીજા પર આક્ષેપો થયા કરે છે અને દરેક પક્ષ ભાષા બગાડવાનો દોષ સામા પક્ષને માથે મૂકે છે. પ્રારંભના લેખકોની ભાષાની સરળતા છોડી હમણાના લેખકો ઘણે દૂર નીકળી ગયા છે અને તેમણે સંસ્કૃત શબ્દોથી ભાષાને લાધી દીધી છે એવો પારસીભાઇઓનો તેમનાપર આક્ષેપ છે અને તે ખરો છે. આ ફેરફાર જૂના ઈંગ્રેજી લેખકોની સુંદર એંગલો સેકસન શૈલીનો ત્યાગ થઇ ડૉ. જોનસનની આડંબરયુક્ત લેટીન શૈલીને ઈંગ્રેજી સાહિત્યમાં સ્થાન મળવા જેવો છે. બીજા હાથપર પારસીઓએ પણ એવી જ મોટી ભૂલ કરી છે. એમના પુરાણા લેખકોની ઘાટીએ ચાલીને એઓ એમની ફારસી ગદ્યની શૈલીને વળગી રહ્યા હોત તો એક જુદી વાત હતી. કારણ ભાવ-પ્રદર્શન અને બીજી બાબતો માટે જેમ હિંદુઓને સંસ્કૃત તેમ એમને ફારસી ભાષામાંથી પોતાને જરૂરના શબ્દો લેવા પડત; પરંતુ ઈંગ્રેજના ગાઢ સંસર્ગથી એઓ પોતાના જુના આચાર ભૂલી ગયા અને તેથી હમણા તેઓ જે શૈલીએ લખે છે તેણે ઈંગ્રેજી અને ગુજરાતીના મિશ્રણવાળી એક વર્ણસંકર શૈલીનું રૂપ પકડ્યું છે છતાં એમનામાં અપવાદો પણ છે. એવા પણ પારસી લેખકો પડેલા છે કે જેઓ પોતાના હિંદુ બંધુઓને મળતી આવતી શૈલીએ લખે છે અને પોતાના હમ-

**પારસી શૈલી**

દીનોના લખાણોમાંના અનિશ્ચિત તત્ત્વને નીંદી નાખવાના એમના પ્રયત્ન ખરેખર પ્રશંસાપાત્ર છે.

**સંસ્કૃત શબ્દોથી લાધેલું ગદ્ય**

યુનિવર્સિટીની ઉપાધિવાળા જે "ગ્રેજ્યુએટો"ને સંસ્કૃત ગ્રંથો વાંચવાનો અને તેનો અભ્યાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો તેમનું આકર્ષણ શુદ્ધ સંસ્કૃત અને સંસ્કૃત પરથી નીકળેલા શબ્દોને પ્રાધાન્ય આપતી શૈલી પ્રત્યે થયું. એમની દલીલ એ છે કે વિકસિત વિચારો પ્રદર્શિત કરવા તળપદી ગુજરાતીમાં યોગ્ય શબ્દો ને શબ્દસમૂહ મળવાં મુશ્કેલ છે. પશ્ચિમની ભાષાઓ અને સાહિત્યના ઉચ્ચ અભ્યાસને લીધે ઉદ્ભવતી કલ્પના જનસમૂહમાં પ્રદર્શિત કરવા પ્રચલિત ગુજરાતી અનુચિત સાધન છે એમ તેમને લાગેલું તેથી 'કાદંબરી'ના ભાષાંતરકાર રા. છગનલાલ પંડ્યા, 'કાંતા'ના લેખક સ્વ. પ્રો. મણિલાલ દ્વિવેદી અને સરસ્વતીચંદ્રના કર્ત્તા સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી એવા એવા, લેખકોની હારમાં અગ્રણી જેવાઓએ, સંસ્કૃતમાંથી શબ્દો અને શબ્દસમૂહ ઉપયોગમાં લેવાનું આરંભ્યું. આથી એમના પુરોગામીઓથી એમની ભાષા તદ્દન જુદી પડી ગઈ. પરંતુ આ સંસ્[illegible] ગુજરાતીના આદ્ય દ્રષ્ટા તો સ્વ. મનઃસુખરામ ત્રિપાઠી હતા. [illegible] કૉલેજમાં કેળવણી પામેલા નહોતા પરંતુ એવો મત [illegible] કે ગુજરાતી સંસ્કૃતની પુત્રી હોવાથી બની શકે તેટલે [illegible] તેના સમાન રાખવી જોઈએ; આથી ભાષા ગુજ[illegible] દેખાવ રાખવાને જરૂરજોગાં ભાષા અને વાક્ય[illegible] કરતાં એમની શૈલી–સંસ્કૃત શબ્દો, વાક્યો અને [illegible] છે. આથી એમનાં લખાણો સંસ્કૃતથી તદ્દન [illegible] તો વાંચવાં પણ અઘરાં પડે છે. એમને [illegible] વિદેશીય યા વિજાતીય તત્ત્વ રહેવું જો[illegible] કહેતા કે સંસ્કૃત સ્વરૂપ ધારણ કર[illegible], હિંદી અને [illegible] ભાષા જેવી સંસ્કૃતપરથી ઉતરી [illegible] બોલતા [illegible]

ભાગના વતનીઓથી ગુજરાતી બહુ સહેલાઇથી સમજી શકાશે. એમના અનુયાયી બહુ જ થોડા નીકળ્યા. એમના પુત્ર પણ એમના જ અભિપ્રાયના હતા.[૧]

**શૈલી અભોગ્ય**

સીત્તેર અને એંશીના દશકાઓમાં આ વલણે ધારણ કરેલા સ્વરૂપથી **નવલરામ** એટલા ચમકી ગયલા કે એમને કોલેજના શિક્ષણમાંથી ઉદ્‌ભવેલા આ લેખકો, જેઓ માતૃભાષા તરફ હલકી દૃષ્ટિએ જોઈ સંસ્કૃત શબ્દો ઠસાવેલી ઈંગ્રેજી ધાટીની શૈલીએ ગુજરાતી લખવાના યુગનો આરંભ કરતા હતા તેમને સખત ચાબખા મારવા પડેલા. તેમનાં લખાણો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવાં હતાં. સામાન્ય વર્ગ સંસ્કૃતથી અજ્ઞાત એટલે આ લખાણો સમજી શકે નહિ. આજીવન સંસ્કૃત અભ્યાસવાળા શાસ્ત્રીઓ પણ સમજે નહિં; કારણ વાક્યરચનાની ઢબ ઈંગ્રેજી અને શબ્દો સંસ્કૃત ખરા પણ ઈંગ્રેજી

---

૧ નીચેના ફકરાપરથી એમનો અભિપ્રાય તેમજ એમની શૈલી વ્યક્ત થાય છેઃ— " રત્નાકર સમા એક જ ખાનિમાંથી આવેલા સાર્થક સરલ સફુસ્ત શબ્દો શુદ્ધ વપરાઈ એકતા વર્ધમાના થશે, એમ થયે વિભક્તિના રૂપના અને ધાતુના પ્રત્યયોમાં જ માત્ર ભેદ રહેશે. ભગિની ભાષાઓ પરસ્પર સમજાય એવી થશે અને તે દેવનાગરી કિંવા બાળબોધ લિપિમાં મુદ્રાંકિત થશે, તેથી ભરતખંડની એકજનતા–ઐક્ય–દેશજનતા થવામાં સુગમ થશે." પૃ. ૪૨ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન.

એમના પુત્ર એથી પણ આગળ વધે છેઃ—

" જ્યારે ગુજરાતીની બે મોટી સહોદરા ભાષાઓ–હિંદી તથા મરાઠીના ગ્રંથો એજ બાળબોધ લિપિમાં મુદ્રાપિતા થાય છે; ત્યારે એ ત્રણે સહોદરા ભાષામાં શબ્દરૂપ પ્રાણ સમાન છે અને વિભક્ત્યાદિ અંગોમાં ભેદ છતાં તેઓનો કૌટુંબિક સંબંધ દૃશ્યમાન અને અનુભૂત છે ત્યારે–લિપિરૂપ વૈધર્મ્ય જે નિરક્ષરોદ્વારા અલ્પકાળથી પ્રવિષ્ટ થયું છે તેને દૂર કરી મૂલાગત નિકટ સંબંધિત્વ પ્રકાશવું એજ સાક્ષરોને ઘટિત છે."

પૃ. ૧૬૬–સાઠીના સાહિત્યનું દિગ્દર્શન.

શબ્દનું ભાષાંતર કરીને મૂકેલા એટલે સામાન્ય રીતે સંસ્કૃતમાં જે અર્થમાં એ શબ્દો વપરાય તેનાથી ભિન્ન અર્થમાં જ વપરાયલા હોવાથી જુદા પડી આવતા. જે ભાષા સામળને આવી સારી રીતે કામ આપી શકી, જેનાથી દયારામ મનુષ્યહૃદયની અંતર્ગત ભાવના સુંદર રીતે દર્શાવી શક્યા તે ભાષા આ નવીન ઉપાધિધારીઓને પોતાના કાર્ય માટે અનુચિત અને અપૂર્ણ લાગી.[1]

**ભોળાનાથનું ગદ્ય સુંદર અને મધ્યમાર્ગીય**

સંસ્કૃત શબ્દોના ઉપયોગ છતાં પણ સામાન્ય વાચકને કર્કશ ન લાગે તેવી શૈલીનું એક સુંદર દૃષ્ટાંત નવલરામ ટાંકે છે. રા. બા. ભોળાનાથ સારાભાઈની ઈશ્વરપ્રાર્થનામાળામાંના ગદ્ય વિભાગની ભાષા દરેક રીતે જેવી જોઈએ તેવીજ છે. એમાં એક પણ વિજાતીય શબ્દ નથી, ગ્રામ્ય અથવા “બંજારૂં” એવા શબ્દો હોય તો તે શબ્દો નામના જેવા જ છે છતાં પણ તેમાંથી કસાયલી કલમે લખાયલું અને વાચકના હૃદયને સોંસરૂં ભેદતું સુંદર સંસ્કારી ગદ્ય પરિણમ્યું છે. પ્રતિપાદન કરવા ધારેલા વિષયનાં ગૌરવ અને પ્રૌઢત્વ એ સંપૂર્ણ જાળવે છે. ઇશ્વરનું દૈવીપણું અને એની અનુકંપાના પ્રભાવના અને મનુષ્ય પ્રાણીઓની પામરતા અને નમ્રતાના ભાવો એવા સુસંગત અને સાનુકૂળ શબ્દોમાં એમણે

---

૧ સંસ્કૃતમય ગુજરાતી પરનો એમનો આખો લેખ ( નવલગ્રંથાવલી ભાગ ૨, પૃ. ૨૪૯ ) આ લેખકોએ ઉભી કરેલી વસ્તુસ્થિતિને ઘણીજ તુલનાત્મક રીતે દર્શાવે છે. “ખુરસી” “મેજ” જેવી રોજના વપરાશની વસ્તુઓ માટે સંસ્કૃતમાંથી નવા શબ્દો યોજી કાઢવાના પ્રયત્નને એઓ સખત રીતે વખોડી કાઢે છે. “ખુરસી” અને “મેજ” જેવા સરળ શબ્દો ફારસીમાંથી ઉતરી આવેલા હોવાથી એમને વિજાતીય ગણી તેને “દ્વિહસ્ત ચતુષ્પાદસપીઠાસન” અને “લેખિની નૃત્યાલય” જેવાં નામ આપવાં એ હાસ્યજનક છે.

સિદ્ધરાજ જયસિંહ જેવા અથવા દિલ્હીના શહેનશાહ અકબર જેવા સમર્થ રાજ્યકર્ત્તાઓના જીવનપ્રસંગો વર્ણવતી કે સાસુ વહુની લડાઇના "ઘરખુણીઆ" કરૂણ અથવા રમુજી પ્રસંગો વર્ણવતી એ શૈલી એકસરખી જડ સમતા ધારણ કરી રહી છે.

**વર્ત્તમાનપત્રોમાં લખાતું ગદ્ય**

વર્ત્તમાનપત્રો અને માસિકોમાં લખાતા ગદ્યની સ્થિતિ પણ ઉપર પ્રમાણેની જ છે. **પારસીઓને** હાથે ચાલતાં અઠવાડિકો અને દૈનિકો "મુબઇગરી ગુજરાતી[1]" એ નામે પ્રચલિત એક ખાસ શૈલીએ લખાય છે. હિંદુઓની શૈલી સાથે એકરૂપ થવા માટે જાણીતા હિંદુ લેખકોનો સહકાર સાધીને તથા તેમના લેખો આમંત્રીને **પારસીઓ** જો કે "હિંદુ ગુજરાતી તરફ આવવા" અવારનવાર "બનતી" મહેનત કરે છે છતાં પણ હિંદુઓ તથા **પારસી**ઓના તંત્રીપણા નીચે ચાલતાં માસિકોમાં ઉપર જણાવ્યા પ્રમાણેનો અંતર તો રહે છે જ. હિંદુ લેખકોમાં પણ જોઇએ તો કયાં 'બુદ્ધિપ્રકાશ' અને તેનાં સમકાલીન માસિકોની સરળ અને સહેલી શૈલી અને કયાં તેની જગા લેતી 'વસંત' અને 'સુદર્શન'ની સંસ્કૃતમય શૈલી? જુની સરળ શૈલી તરફ વળવાનાં કાંઇ પણ ચિહ્‌ન હાલ તરત તો દેખાતાં નથી. માત્ર સ્ત્રીઓ અને બાળકો માટે પ્રકટ થતાં માસિકોને અપવાદરૂપે ગણતાં તો સ્કૂલો અને કોલેજોમાં અપાતી કેળવણીના વધતા પ્રચારને લઇને લેખકો હવે જુની શૈલી તરફ વળે એ સંભવિત લાગતું નથી.

**પારસી અને હિંદુઓમાં પ્રચલિત ઇંગ્રેજી શૈલી**

પોતાની કોમ માટે લખાતા ગદ્યમાં **પારસીલેખકોએ** જે ભાગ ભજવ્યો છે તે તરફ વળતાં અગાઉ આ બે શૈલીના એક સામાન્ય લક્ષણ—ઇંગ્રેજીમય શૈલી—વિષે ઇશારો કરવો જરૂરનો છે. શાળા પાઠશાળામાં ઇંગ્રેજી શિક્ષણ તરફ અપાતાં વિશેષ અને એક તર્ફી લક્ષને લીધે વિદ્યાર્થીઓના

---

૧ કવિ હીરાચંદના સમયથી જ આ વલણ દેખાવા માંડેલું હતું અને એણે જ તેને આ નામ આપ્યું છે. નવલગ્રંથાવલિ–ભાગ ૧, પૃ. ૨૫૬.

હૃદયમાંથી પોતાની માતૃભાષા પરનો પ્રેમ લાંબા સમય સુધી ઉઠી ગયો. વિદ્યાર્થીએ વિચાર જ ઇંગ્રેજી ભાષામાં કરવા માંડ્યા, એટલે જ્યારે એ વિચારોને કાગળપર ઉતારવાનો સમય આવે ત્યારે સ્વાભાવિક જ બાહ્ય દેખાવ સિવાય બીજી સર્વ રીતે ઇંગ્રેજીમય થઇ જતી શૈલીએ જ વિચારો પ્રદર્શિત થાય, તેથી ઇંગ્રેજી વાક્યો જેમનાં તેમ ગુજરાતી સ્વાંગધારણ રહ્યાં. ઇંગ્રેજીથી અજ્ઞાત વ્યક્તિ તો લેખક શું કહેવા માગે છે તે સમજે પણ નહિ. **પારસીલેખકોની** શૈલીમાં આ પરિવર્તન એટલું તો ઓતપ્રોત થઈ ગયું છે કે તેમની શૈલી તો સંપૂર્ણ ઇંગ્રેજીમય જ થઇ ગઈ છે. પારસી લેખકોએ લખેલું ગુજરાતી ગદ્ય તેમાં પણ ખાસ કરીને જો તે વાર્તાના પુસ્તકમાંથી હોય તો તેનું ઇંગ્રેજી ભાષાંતર તો ચપટી વગાડતામાં થઈ જાય. ગુજરાતી શબ્દોની જગાએ તે ભાવદર્શક માત્ર ઇંગ્રેજી શબ્દો ગોઠવી દીધા કે શબ્દશઃ શુદ્ધ ઇંગ્રેજી વાક્ય જ થઇ જાય[૧]

**પારસીઓને હાથે લખાતું ગદ્ય**

**પારસીઓને હાથે લખાતું ગદ્ય** વિપુલ છે હિંદુઓ કરતાં સંખ્યામાં પારસીઓ ઓછા છે છતાં પણ એ કોમને હાથે લખાયલાં અને લખાતાં પુસ્તકોની સંખ્યા હિંદુઓ કરતાં લેશ માત્ર પણ ઉતરતી નથી, તેથી સંખ્યા પરત્વે તો પોતાના કરી લીધેલા દેશની સાહિત્યપ્રવૃત્તિમાં એમનો અંશ ઘણો જ વિસ્તૃત છે. એમનાં

૧ દષ્ટાંત તરીકે "Dry Rot"નું ભાષાંતર "સુકો સડો" એવું એઓ કરે છે. " સુકો સડો " એનો ગુજરાતીમાં કાંઈ અર્થ જ થતો નથી. વ્યાકરણ કે રૂઢી પ્રયોગ પર પણ આ પરિવર્તનની અસર થઈ છે. " મારા પર વિશ્વાસ " જેવું શુદ્ધ ગુજરાતી વાપરનારા બહુ જ ઓછા થઈ ગયા છે; તેને બદલે " મારામાં વિશ્વાસ " Confidence in me " નું ભાષાંતર વાપરે છે. " પરમેશ્વરને માનવો " એ શુદ્ધ શબ્દોને સ્થાને " પરમેશ્વરમાં માનવું " Belief in God નું ભાષાંતર વાપરે છે. આ પ્રવૃત્તિથી ભાષા ઓતપ્રોત થઈ ગઇ છે ને તેણે ભાષાનું સ્વરૂપ ઘણે દરજ્જે ફેરવી નાંખ્યું છે.

સાહસ અને ઔદાર્યની ભાવનાથી ગુજરાતી સાહિત્યને ઘણો લાભ થયો છે અને જો કે હમણાં હમણાં એમનો મોટો ભાગ એમના વહાણને ખેંચતું દોરડું તોડી નાંખી પોતાના જ સઢપર ઝઝુમવા તત્પરતા બતાવે છે તોપણ એ કોમની પૂર્વકાળની સાહિત્યસેવાની અવગણના થઇ શકે એમ નથી. **પારસી** ગદ્ય સ્વાભાવિક

**ચાર ભાગ** રીતે ચાર ભાગમાં વ્હેંચાઈ જાય છેઃ--

૧ પ્રાચીન ફારસી શૈલીની અસરવાળા લેખકો.

૨ વિદેશીય અસર વગરની શૈલીએ તેમના સારામાં સારા હિંદુ મિત્રોની શૈલીના જેવી શુદ્ધ લખી ગયલા અને હજી પણ લખતા લેખકો.

૩ ફારસીની છાયામાં ન આવતાં છતાં પણ ઇંગ્રેજીની છાયામાં આવતા, પરંતુ ઉપર જણાવેલા (૨) ભાગના લેખકોને અંતઃકરણ-પૂર્વક અનુસરવાનો પ્રયત્ન કરતા લેખકો.

૪ ઇંગ્રેજીની સંપૂર્ણ અસરવાળા લેખકો[૧].

---

૧ આ ચારે ભાગના લેખકોની શૈલીની નીચે આપેલાં દ્દષ્ટાંતો પરથી વાચકને આ ભાગો સ્પષ્ટ સમજાશે.

(ક) " હરએક બાબતથી નીપજતા ગમના ઇંગારની ભઠ્ઠીમાં કબાબની મીસાલે ભુંજાતા દીલ ઉપર ઠંડા પાણીનો છંટકાવ કરવામાં અને બેસબરીના બીયાબાનમાનાં મુરદાલોના સરદ અને સીહા થાએલા મીજાજને ગરમીના શોલાથી તેજી અને જહમેદાર કરવાના કામમાં સખૂન કામ આવે છે. " સનસુખના 'ગંજ નામેહ' માંથી આ ફકરો લીધો છે. એ શ્રેણીના લેખકો હવે રહ્યા નથી અને એ શૈલી પણ પ્રચારમાં રહી નથી.

(ખ) " પારસીઓએ ગુજરાતી ભાષા માટે ઘણું કર્યું છે. તેઓએ ગુજરાતી સાહિત્યની ઉન્નતિમાં સારો ભાગ લીધો છે. વાર્તા કથા ઉપરાંત ઐતિહાસિક અને નૈતિક વિષયો ઉપર કાંઇક ધ્યાન આપ્યું છે."

**પારસી** ભાષાશાસ્ત્રી મી. જી. કે. **નરીમાનના** લેખમાંથી આ ફકરો લીધો છે ને એ શૈલી હિંદુ શૈલીથી જુદી પાડવી મુશ્કેલ છે. **બીરબલ**, સ્વ. **મલબારી**, **આ. બા. દલાલ**, **મી. સંજાણા**, **મી, જહાંગીર તાલેયારખાં**, **મી. પેસ્તનજી**

જો આ વલણ ચાલુ રહેશે-અને આપણી પ્રાંતિક ભાષામાં શિક્ષણ અપાતું નહિ થાય ત્યાંસુધી આ વલણ ચાલુ રહેવાનું જ-તો એથી જરૂર ભાષાના લક્ષણમાં, સ્વરૂપમાં પરિવર્તન થશે. ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ગાળવામાં આવતાં ચાર વર્ષ જેટલાં ટૂંકા સમયમાં સંપાદન કરેલા જ્ઞાનના સ્વલ્પ પાયાપર ઇંગ્રેજીમાં જ

ઇંગ્રેજીમય થઇ જવાનું વલણ નિવારવાની આવશ્યકતા

---

સટ્ટા આદિ આ વર્ગના ઘણા લેખકો છે. પરંતુ એ વર્ગમાં નવા તત્ત્વ-નવા ઉમેદવારોનો બહુજ ઓછા પ્રમાણમાં ઉમેરો થાય છે.

(ગ) " વાંચક વૃંદને ખોટી જોડણી અને ખોટા ઉચ્ચારની ભૂલમાં પડતા અટકાવવાની લેખકોની ફરજ છે; અને તેટલા માટે ઇંગ્રેજી કે ફારસી કે બીજી પરભાષાનાં વિશેષ નામો યા શબ્દો વાપરતી વેળા તેમના તે ભાષામાં થતા ઉચ્ચાર ખરા હોય તે જ લખવા જોઈએ."

આ ફકરો ત્રીજા વર્ગના લેખકની શૈલી પ્રદર્શિત કરે છે, અને એ વર્ગના લેખકોમાં મી. ર. ન. મુનશી, મી. પાલનજી બ. દેસાઇ ( ઉપલું અવતરણ એમના લેખમાંથી છે ), મી. સોરાબજી મ. દેસાઈ વગેરે આવે છે. આ વર્ગ વૃદ્ધિ પામતો દેખાય છે એમ તો કહેવાય નહિ, ઉલટું એની ધાસ્તી રહે છે કે ટૂંક સમયમાં એની સંખ્યા તદ્દન નહિ જેવી થઇ જશે.

(ઘ) "જ્યારે એક જેરૂ મર્દના " પૈસાને સારૂ એક જુવાન અને ખૂબસુરત છોકરી પોતાનો ભોગ આપે છે, યા જ્યારે ખિતાબનું પૂંછડું ધરાવનાર ઉડાઉ ખવાસનો એક મર્દ કોઈ મોટા દલ્લાની વારસ બુઢ્ઢા સાથે લગનની ગાંઠથી જોડાય છે ત્યારે બેશક સેતાન બી હસતો હશે. "

પારસી માસિક જ્ઞાનવર્ધકના ઇ. સ. ૧૯૧૫ના ઓગસ્ટ માસમાં લખાયલી એક વાર્તામાંથી આ ફકરો અનાયાસે લીધો છે. એમાં વિચારનું વલણ પણ ઇંગ્રેજી છે અને વાકયો પણ ઇંગ્રેજી જ છે. લેખકોનો આ વર્ગ વધતો જાય છે અને પારસી ગુજરાતી સાહિત્યનું આખું ક્ષેત્ર એ વર્ગે પોતાની નવલકથાઓ અને વાર્તાઓથી ભરી દીધું છે. આ વલણ નિવારવા કોઈના ઈચ્છા નથી અને છેવટ આ વર્ગ એટલો વધી જશે કે તેના વડે ભાષાનું રૂપાંતર થઈ તે એક પરિભાષા જેવી થઈ જશે.

વિચારણા, લેખન અને સંભાષણ થવારૂપ ઇમારત ચણાય, તેનું અનિવાર્ય પરિણામ એ આવશે કે આ ચંચુપ્રવેશ જેટલું ગુજરાતીનું જ્ઞાન કચરાઇ જશે અને ઇંગ્રેજી ભાષા ગુજરાતીનું સ્થાન છીનવી લઇ તેના પર પ્રભુત્વ ભોગવશે. પરંતુ સુભાગ્યે એ માયામાંથી જાગ્રત થવાનાં ચિહ્ન દેખાય છે. અને પ્રાંતમાં બોલાતી ભાષાદ્વારા શિક્ષણ અપાવું જોઇએ ને એ રીતે પ્રાંતિક ભાષાઓનો વિકાસ કરવો જોઇએ એવો પોકાર ઉઠાવવામાં આવ્યો છે.



# પ્રકરણ ૪ થું

## નાટક

પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં અર્વાચીન કાળનાં નાટકોને મળતું આવે એવું રંગભૂમિપર ભજવાય યા તો ખાનગીમાં બેસી વંચાય એવું કાંઇ નહોતું. પરંતુ જુદા જુદા કાળના સાંસારિક અને સામાજિક

**પ્રાચીન નાટકો**

અનિષ્ટ રિવાજો સુધારવાના હેતુથી એવા અનિષ્ટ રિવાજો હાસ્યજનકરૂપે દર્શાવતાં મનુષ્યકૃત્યોનાં એક યા બીજા સ્વરૂપે થયલાં આલેખનો દરેક સુધરેલા દેશના સાહિત્યના ઇતિહાસમાં વિશિષ્ટ લક્ષણરૂપે દેખાય છે. એ આલેખનો જેમ ગ્રીસમાં હતાં તેમ રોમમાં પણ હતાં; અને હિંદ પણ એ નિયમના અપવાદરૂપે નહોતું. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાંથી આવાં ઘણાં દષ્ટાંત મળી આવે છે. નાટકમાંનાં પાત્રોને, નાટયગૃહ બાંધનાર અને રંગભૂમિની રચના કરનાર શિલ્પીને, તેમજ પાત્રોમાં વિવિધ રસ અને ભાવનું સંવિધાન કરવાને વિષયે લેખકને, બહુ શ્રમે તૈયાર કરેલી સૂચના આપતાં પુસ્તકો એ ભાષામાં લખાયાં છે; પરંતુ એ સર્વ પ્રાચીન કાળમાં હતું. અર્વાચીન કાળમાં રંગભૂમિને જે અર્થમાં આપણે સમજીએ છીએ તે તો ગુજરાતમાં પચાસેક વર્ષપર હસ્તિમાં આવી. જે કાર્ય હમણાં નાટકો સારે છે તે કાર્ય અગાઉ માણભટ્ટો, ભવાયા અને રાસધારીઓ સારતા. ગામ અથવા શહેરનાં ચકલાઓ અથવા શેરીઓમાં શ્રોતાઓની મોટી સંખ્યા સમક્ષ, રાત્રે, ખુલ્લી હવામાં, પુરાણ અને બીજાં ધાર્મિક આખ્યાનોની કથા કહેતા માણભટ્ટો વિષે અગાઉ કહેવામાં આવ્યું છે.[1] ગુજરાતમાં માણભટ્ટ મારફત કહેવાતાં આખ્યાનોનો રિવાજ, દક્ષિણના હરદાસ બુવા મારફત કહેવાતી કથાને ઘણે ભાગે મળતો આવે છે અને એ બંને કથાકારોમાં

---

૧ " ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો "–પૃ. ૫૭

જનસમૂહપર અસર કરવા અને છાપ બેસાડવા યોગ્ય પ્રભાવ તેમજ શક્તિ બંને હતાં અને છે. રાસધારીના રાસ ઉત્તર હિંદથી ઉતરી આવેલા છે. રાસધારીઓ શ્રીકૃષ્ણના જીવનના મુખ્ય પ્રસંગો ભજવતા. વૈષ્ણવોમાં

રાસલીલા

એઓ અતિશય પ્રિય થયા હતા અને આજે પણ રાસધારીની મંડળીનો વૈષ્ણવ મંદિરોમાં સારો સત્કાર થાય છે. રાસધારીઓની રીતભાત ધંધાદારી નાટકનાં પાત્રોને બદલે એ વિષયના શિખાઉના જેવી ગણી શકાય અને એમનું વેશ ભજવવાનું કામ બીન સંસ્કારી લેખાય. તેમ છતાં પણ રાધા, કૃષ્ણ અને આખ્યાનમાંનાં બીજાં પાત્રોને તે વખતમાં પહેરાતાં હોય એવી રીતનાં વસ્ત્રાદિનો વેશ ધારણ કરાવવા પ્રયત્ન થતો હતો. ઈરાનના હસન હુસેનની માતમના નાટકરૂપી જલસા, પ્રાચીન ઇંગ્રેજી કાળનાં Mystery Play અને બંગાળાની જાત્રા આ રાસનાં પ્રતિરૂપ ગણી શકાય. રામ, લક્ષ્મણ, સીતા અને રામાયણનાં અન્ય પાત્રોનાં જીવન આલેખતો બીજો આને મળતો જ રિવાજ ઉત્તર હિંદમાં રામલીલાને નામે પ્રચલિત છે અને તે રાસલીલાની જગા લે છે. રામલીલાની ટોળીઓ આખા હિંદમાં ફરતી મળી આવે છે અને ગુજરાત અથવા મુંબાઇમાં પણ ઘણી વેળા રામલીલા ભજવાતી જોવામાં આવે છે. રામલીલામાં તેમજ રાસલીલામાં પ્રેક્ષક પાસે કાંઈ પણ પ્રવેશ ફી જેવું લેવામાં આવતું નથી પણ જ્યારે ખેલ સમાપ્ત થાય છે, અને તેમ થતાં ઘણા દિવસો વહી જાય છે, ત્યારે દરેક જણ પોતાના ગજા પ્રમાણે કાંઇક ભેટ આપે છે.

ભવાઇ

પરંતુ ઘણુંખરૂં ગુજરાતમાં જ ઉદ્ભવેલો અને આ સર્વ કરતાં પુરાણો—વિશેષ પુરાણો રિવાજ તે ભવાઇનો છે. એમાં નાટક, ફારસ, મશ્કરી, કટાક્ષ એ સર્વનો શંભુમેળો થયલો હોય છે અને મનુષ્યનાં કૃત્યો અને ભાવોનું દર્શાવી શકાય તેટલું સર્વ પ્રતિદર્શન નજરે પડે છે. ભવાયા

અથવા તરગાળાની જાતિવાળા જ ભવાઇ કરે છે. એનાં વિશિષ્ટ લક્ષણોમાં તો અતિગ્રામ્યતા, સ્ફૂટ અશ્લીલતા, પ્રકટ બીભત્સપણું અને એ સર્વ વચ્ચે કોઈ કોઇ સમયે દેખા દેતાં સચોટ સત્ય કથનો ગણાવી શકાય. મદિરાપાન, માંસાહાર અને ગાલીપ્રદાનમાં આનંદ માનનાર અને લંપટપણામાં જ મઝા લેનાર શાક્ત મતના વામમાર્ગમાં એનું મૂળ હોવાનો સંભવ છે. બહુચરાજી અને અંબાજી માતા સમક્ષ ભવાઇ ભજવવાનું પેઢીધરજીનું પોતાનું કર્તવ્ય છે એમ ભવાયાઓ માને છે અને અમુક અમુક નક્કી કરેલે પ્રસંગે જો એમ કરતાં ચૂકીશું તો "માજી રૂઠશે" એવો એમને ભય રહે છે. ભવાઇમાં ભજવાતા વિષયો તો વિવિધ હતા પરંતુ અંદરખાનેથી ભવાઇનો હેતુ તો કોઇ કોમના સાંસારિક રિવાજોની, તો કોઈ કુટુંબના સાંસારિક જીવનની હાંસી, અથવા તો તેનું હાસ્યાસ્પદ અનુકરણ કરવાનો હતો.[1] ભવાયાઓને સંગીતનું તો સારૂં ભાન હતું પણ તેમનું મુખ્ય દુષ્કૃત્ય તો તેમની બીભત્સ ભાષા અને તેથી વધારે વેશ ભજવતી વખતના બીભત્સ ચાળા હતા. વેશપરિધાન પણ તદ્દન સંસ્કારરહિત અને વિધાન પણ પુરાણા જમાનાનું. મોટું પેટ બતાવવા પેટે મોટું માટલું અથવા ઘીનું કુપ્પું બાંધતા, તેમજ મોટાં અથવા ભારે કુલાં બતાવવા માટે ત્યાં ગોદડું બાંધતા. સામાન્ય રીતે એ ભવાયા જેવા જ અભણ અને મિશ્રિત વર્ગના, સમીસાંજથી બીજા દહાડાની સવાર સુધી ચાલતી ભવાઇ જોવા એ બધો વખત બેસી રહેવાની સહનશીલતા દાખવતા, શ્રોતૃવર્ગમાં બીનસંસ્કારી નર્મવચનો તથા ગ્રામ્ય કથનોથી અટ્ટહાસ્યની પરંપરા ચાલતી. આ ભવાઇઓનો પ્રચાર બંધ પડી ગયો છે. દેશના અંદરના ભાગમાં દૂરનાં ગામડાંઓમાં ભવાઇ કોઈ કોઈ વખત જોવામાં આવે છે, પણ ત્યાંથી પણ હવે એને દેશવટો મળતો જાય છે અને ભવાઇનું સ્થાન અત્યારે પ્રવાસે નીકળતી નાટક મંડળીઓ અને સીનેમા લેતાં જાય છે. રા. સા. મહી-

---

૧ દાખલા તરીકે, મીયાં બીબીનો વેશ, હોરાનો વેશ, કજોડાંનો વેશ.

પતરામે ભવાઇમાંથી અશ્લીલતા દૂર કરી એ રિવાજ સુધારવા પ્રશંસાપાત્ર પ્રયત્ન કર્યો હતો. એમના "ભવાઇસંગ્રહ" માં ભવાઇમાં જોવામાં આવતું એક પણ વાંધાભર્યું લક્ષણ નથી. આવી રીતે ગ્રામ્યતા અને અશ્લીલતા રહિત ભવાઇ વિવિધ કોમોનાં ખાસ લક્ષણો, તેમની પ્રકૃતિ તેમજ તે દર્શાવતા પ્રસંગોનું આનંદદાયક ચિત્ર રજુ કરે છે.[૧]

**નવાં નાટકો**

હિંદના હાલના જીવનની કેટલીક કળાઓની પેઠે, હાલ ભજવાતાં નાટકો, ઇંગ્રેજી નાટકોનાં અનુકરણ જેવાં છે અને એ હાલ ભજવાતાં નાટકોનું ભવાઇમાંથી સંક્રમણ દક્ષણી અથવા મરાઠી નાટક મંડળીઓ પરથી થએલું કહી શકાય. આ મંડળીઓએ ગયા શતકના સાઠના દશકાના પાછલા અને સીત્તેરના આરંભકાળથી એટલે લગભગ ત્રણ વીશીઓ અગાઉ ગુજરાતમાં આવવા માંડ્યું. તે કાળમાં કીર્લોસ્કર, સાંગલીકર અને રામભાઉની નાટક મંડળીઓ ગુજરાતમાં ઘણી લોકપ્રિય થઈ પડી હતી.

---

૨ સાકીના સાહિત્યનું દિગ્દર્શન, પૃ. ૧૧૦–૧૧૧માં ભવાઇઓ તથા તે સુધારવાના મહીપતરામના પ્રયત્નો વિસ્તૃત રીતે દર્શાવ્યા છે.

ભવાયાની કઈ ટોળીએ કયે સ્થળે ભવાઈ કરવી અને કઈ જાતિ પાસે એ ભવાઈ બદલ નાણું લેવું તે પેઢીધર પેઢી ચાલ્યું આવતું હતું. ભવાઈને નાટકશાળાની જરૂર નહોતી. શેરી, મહોલ્લો, ધર્મશાળા કે પછી મંદિરથી ચલાવી લેવામાં આવતું. ફાટેલું તુટેલું કપડું યા જુની શેતરંજી પડદાની ગરજ સારતાં. પાઠ ભજવી ચૂકેલાં પાત્રો એ પડદા પાછળ જતાં રહેતાં ને ત્યાંથી નવાં પાત્રો આવતાં. દરદાગીના અને કપડાં તો જેવાં મળતાં તેવાં–નાનાં કે મોટાં–વડે ચલાવી લેતા. સફેદ દેખાવા મોઢે ચાક અથવા હડતાલનો હાથ મારતા. એમની લાઈટ તે મશાલ. પાત્રના આગમનનો જાદૂઈ અંશ રાળના ભડકાથી સૂચવાતો. બિભત્સ ભાષા અને અશ્લીલ ચાળા એ ભવાઈનાં વિશિષ્ટ લક્ષણો, ભવાયાનો નાચ મીસરવાસીઓ જેવો બીભત્સતાસૂચક હતો. ગણેશ, વિઘ્નહર્ત્તા દેવના આગમનથી ભવાઇનો આરંભ થતો. ગણપતિની સૂંઢ લુગડાં અથવા કાગળનો મોટો વીંટો વાળીને બના-

આ નાટકોમાં ભવાઇને મળતાં કાંઇક લક્ષણો હતાં; એ નાટકનો આરંભ પણ ગણપતિના વેશથી જ શરૂ થતો ને એ ગણપતિને કાગળની સૂંઢ પહેરાવવામાં આવતી. સરસ્વતિ પણ રાળના ભડકા સાથે મોરના વાહનપર રંગભૂમિ પર કુદકો મારી પ્રવેશ કરતી. એ મોરનું મોઢુ લાકડાનું બનાવતા અને તેને પાછળ પીછાંનો દેખાવ આપવામાં આવતો. પાત્રના પગ જ મોરના પગની ગરજ સારતા. ગુજરાતમાં ગદ્યભાગ મરાઠીને બદલે હિંદી ભાષામાં બોલાતો પણ ગાયનો તો અસલ મરાઠી ભાષામાં જ ગવાતાં. સૂત્રધાર અથવા સૂચના આપનાર એક મનુષ્ય નાટક ચાલે

**નાટકોનું રંગભૂમિ પર આગમન**

---

વવામાં આવતી. તે જોતાં જ હસવું છૂટતું આ દશ્ય પછી જુદાં જુદાં દશ્યો ક્રમવાર કરવામાં આવતાં. દરેક દશ્યમાં મુખ્ય પાત્રની સાથે રંગલો તો ખરો જ. અસભ્ય સૂચનો, નિર્લજ્જ મશ્કરી અને બિભત્સ ચાળાઓથી પ્રેક્ષકોને હસાવવા એ એનું કામ હતું. આ ભવાઈઓના ખેલની ચોપડી લખવામાં આવતી નહોતી. પાત્રો પોતપોતાનો પાઠ મોઢેથી તૈયાર કરતાં. પોતાનું લખેલું પોતે જ વાંચી શકે એવા હરફે કદી કદાચ કોઈ પાત્ર પોતાનો પાઠ લખી કાઢતો. દરેક ચાલુ રિવાજ અથવા સંસ્થાને સુધારવાં એ રા. સા. મહીપતરામનો સ્વભાવ જ પડી ગયલો એટલે તે વખતે ભજવાતી ભવાઈઓમાં બિભત્સપણું છે એમ સમજવા છતાં પણ ભવાઈની સંસ્થા જળવાઈ રહેવાની અગત્ય એમને દેખાઈ. આથી એમણે તેમાંનાં વાંધાભર્યાં તત્ત્વો દૂર કરવા અને પાત્રોને અસભ્ય ભાષા વાપરતા છોડાવવાના પ્રયત્નો આદર્યાં. આ આનંદપ્રદ જુની સંસ્થાનો નાશ ન થાય ને ભવાયાના છોકરાઓ પોતાનો ધંધો શિખે એટલા જ હેતુથી એમણે "ભવાઇસંગ્રહ" નામે પુસ્તક લખ્યું. ભવાયા જે ભાષા વાપરતા તે હિંદી અને ગુજરાતી મિશ્ર હતી ને વધારામાં વળી મુસલમાની અને મારવાડી શબ્દોનો ખીચરો એ મિશ્રણમાં ભળતો. એમણે પોતાની ગાંઠના પૈસા ખરચી, ભવાયાઓને બોલાવીને આ પુસ્તક લખ્યું; પરંતુ એમનો શુભ હેતુ બર આવ્યો નહીં; ભવાઇ સુધરી નહીં.

તેટલો બધો વખત રંગભૂમિપર રહેતો. વધારે વિચિત્ર તો એ હતું કે નાટકમાં જે કાંઇ ગાયનો આવતાં તે ગાયનો તે તે પાત્રની વતી સૂત્રધાર જ ગાતો. આ પ્રમાણે સાધુના વેષવાળો અર્જુન પોતાનો પ્રેમ સૂત્રધારદ્વારા ગાયનમાં સુભદ્રાને દર્શાવતો. એ સૂત્રધાર ગાયન ગાવા ઉપરાંત વળી મંજીરા લઇ બીજા વાજીંત્રો વગાડનારાઓના વાજીંત્રોમાં સૂર પૂરતો. સુભદ્રા પણ એ જ માર્ગે અર્જુનના પ્રેમનો ઉત્તર વાળતી.

પારસીઓ અગ્રણી

પરંતુ અર્વાચીન સમયની રંગભૂમિ ઉભી કરવામાં ખરેખરૂં અગ્રણીપણું તો મુંબાઇમાંના પારસીઓએ લીધું છે અને કેટલોક કાળ સૂધી કુંવરજી નાઝરની મંડળી અને નાટક ઉત્તેજક મંડળી જેવી નાટક મંડળીઓએ એ ક્ષેત્ર પોતાને જ હાથ કરી રાખ્યું હતું. આબેહૂબ દશ્યો ને મનોવેધક સીનરી તૈયાર કરવા પાછળ એમણે મોટી રકમો ખરચી નાંખી હતી. કાબ્રાજી જેવા પ્રસિદ્ધ પારસી લેખક અને રણછોડભાઇ જેવા હિંદુ લેખકો એમને નાટકો લખી આપતા હતા, અને નાટક મંડળીઓ તેમને તેમજ બીજા લેખકોને પોતાને માટે યોગ્ય નાટક લખાવી ઉત્તેજન આપતી હતી. આમાંનાં ઘણાં નાટકો ઉર્દૂમાં ભજવાતાં હતાં અને પારસી પાત્રના મોઢાંમાં એ કોમની હમેશની દોષિત ઉચ્ચારવાળી ગુજરાતી કરતાં ઉર્દૂ વધારે શોભી ઉઠતી. એમાં વપરાતી ભાષા સુંદર ને મર્દાની હતી, તેમ ગાયનમાં પણ સંગીત ને માધુર્ય જોવામાં આવતું. આ રીતે શેક્સપીઅરનાં ઘણાં નાટકો તથા રણછોડભાઇ ઉદયરામનાં હરિશ્ચંદ્ર જેવાં કેટલાંક ગુજરાતી નાટકો પણ ભજવાતાં. બાલીવાળા અને ખટાઉની મંડળીઓએ વળી આ પુરાણી મંડળીઓની કૃતિમાં વિશેષ સુધારા કર્યા અને એમાંની એક તો ઠેઠ ઇંગ્લાંડ સૂધી પહોંચી ગઇ. એમના ઉર્દૂ ભાષાના વપરાશને લીધે એ મંડળીઓને ઘણો લાભ થયો અને હિંદુસ્તાનના દરેક ભાગમાં તેમજ બ્રહ્મદેશમાં પણ પ્રેક્ષકવર્ગનું સારૂં ખેંચાણ એઓ કરતી રહી. પારસીઓએ કરેલી શરૂઆતને પગલે ગુજરાતીઓ પણ પાછળથી એ ક્ષેત્રમાં પેઠા

અને ગુજરાતી, મોરબી, દેશી, વાંકાનેર અને બીજી કેટલીક મંડળીઓ જે હજુ પણ નાટકના શોખીનોનો શોખ પુરો પાડે છે તે મંડળીઓ એ કાર્યમાં જામી ગઈ. એ મંડળીઓ જુદે જુદે સ્થળે ફરે છે અને ત્યાંની સ્થાનિક ટોળીઓની કૃતિઓને સુધારતી રહે છે.

**આધુનિક રંગભૂમિનો દોષ**

મુંબાઈમાંની અથવા મુંબાઇ બહારની આધુનિક રંગભૂમિના ગુણ દોષ બતાવવા એ આ પુસ્તકની બહારનો વિષય છે, પરંતુ પ્રેક્ષકવર્ગનો મોટો ભાગ આપણી રંગભૂમિ જે હીનદશાએ પહોંચી છે તેનો શોક કરે છે અને કેળવાયલો વર્ગ એ સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. પરંતુ એમના એ પ્રયાસો નાટક મંડળીના માલિકોને રૂચતા નથી; કારણ કે એ લોકો એમ ધારે છે કે જો આપણે રંગભૂમિને વિશુદ્ધતાની ઉચ્ચ ભૂમિકાએ લઈ જઇશું તો ચાર આઠ આનાવાળી જગા ખાલી રહેશે ને આપણાં ખીસા પર કાપ પડશે. આ કારણથી રંગભૂમિના ભવિષ્ય માટે બહુ સારી આશા બાંધી શકાતી નથી. માલિકોને પ્રેક્ષકવર્ગની રુચિને નમતું પડે છે અને એ વર્ગ જો હલકા ભાવોની તૃષ્ણા રાખતો હોય તો માલિકોને એ તૃષ્ણા સંતોષવી પડે છે.[૧]

**પહેલું નાટક દલપતરામે રચેલું**

ગુજરાતીમાં પહેલવહેલું નાટક, નામે "લક્ષ્મીનાટક", કવિ દલપતરામે ઇ. સ. ૧૮૫૧માં લખ્યું. હાસ્ય રસના પ્રખ્યાત ગ્રીક કવિ એરીસ્ટોફેનીસકૃત "પ્લુટસ"ના ઈંગ્રેજી ભાષાંતર પરથી એની રચના થઇ છે. નેકીથી ધન સંપાદન કરી

---

૧ આ વિષય પરનાં અનેક લખાણોમાથી સ્વ. કૃષ્ણરાવ દીવેટિયાનો પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાં "નાટકો અને રંગભૂમિ" વિષેનો, રા. નરસિંહરાવ દીવેટિયાનો બીજી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાંનો "અભિનય કળા"નો લેખ અને "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન"– પૃ. ૧૧૩ વાંચવાની વાચકને ભલામણ છે.

તેટલો બધો વખત રંગભૂમિપર રહેતો. વધારે વિચિત્ર તો એ હતું કે નાટકમાં જે કાંઇ ગાયનો આવતાં તે ગાયનો તે તે પાત્રની વતી સૂત્રધાર જ ગાતો. આ પ્રમાણે સાધુના વેષવાળો અર્જુન પોતાનો પ્રેમ સૂત્રધારદ્વારા ગાયનમાં સુભદ્રાને દર્શાવતો. એ સૂત્રધાર ગાયન ગાવા ઉપરાંત વળી મંજીરા લઇ બીજા વાજીંત્રો વગાડનારાઓના વાજીંત્રોમાં સૂર પૂરતો. સુભદ્રા પણ એ જ માર્ગે અર્જુનના પ્રેમનો ઉત્તર વાળતી.

**પારસીઓ અગ્રણી**

પરંતુ અર્વાચીન સમયની રંગભૂમિ ઉભી કરવામાં ખરેખરૂં અગ્રણીપણું તો મુંબાઇમાંના પારસીઓએ લીધું છે અને કેટલોક કાળ સુધી કુંવરજી નાઝરની મંડળી અને નાટક ઉત્તેજક મંડળી જેવી નાટક મંડળીઓએ એ ક્ષેત્ર પોતાને જ હાથ કરી રાખ્યું હતું. આબેહૂબ દશ્યો ને મનોવેધક સીનરી તૈયાર કરવા પાછળ એમણે મોટી રકમો ખરચી નાંખી હતી. કાબ્રાજી જેવા પ્રસિદ્ધ પારસી લેખક અને રણછોડભાઇ જેવા હિંદુ લેખકો એમને નાટકો લખી આપતા હતા, અને નાટક મંડળીઓ તેમને તેમજ બીજા લેખકોને પોતાને માટે યોગ્ય નાટક લખાવી ઉત્તેજન આપતી હતી. આમાંનાં ઘણાં નાટકો ઉર્દૂમાં ભજવાતાં હતાં અને પારસી પાત્રના મોઢાંમાં એ કોમની હમેશની દોષિત ઉચ્ચારવાળી ગુજરાતી કરતાં ઉર્દૂ વધારે શોભી ઉઠતી. એમાં વપરાતી ભાષા સુંદર ને મર્દાની હતી, તેમ ગાયનમાં પણ સંગીત ને માધુર્ય જોવામાં આવતું. આ રીતે શેકસપીઅરનાં ઘણાં નાટકો તથા રણછોડભાઇ ઉદયરામનાં હરિશ્ચંદ્ર જેવાં કેટલાંક ગુજરાતી નાટકો પણ ભજવાતાં. બાલીવાળા અને ખટાઉની મંડળીઓએ વળી આ પુરાણી મંડળીઓની કૃતિમાં વિશેષ સુધારા કર્યા અને એમાંની એક તો ઠેઠ ઇંગ્લાંડ સુધી પહોંચી ગઇ. એમના ઉર્દૂ ભાષાના વપરાશને લીધે એ મંડળીઓને ઘણો લાભ થયો અને હિંદુસ્તાનના દરેક ભાગમાં તેમજ બ્રહ્મદેશમાં પણ પ્રેક્ષકવર્ગનું સારૂં ખેંચાણ એઓ કરતી રહી. પારસીઓએ કરેલી શરૂઆતને પગલે ગુજરાતીઓ પણ પાછળથી એ ક્ષેત્રમાં પેઠા

અને ગુજરાતી, મોરબી, દેશી, વાંકાનેર અને બીજી કેટલીક મંડળીઓ જે હજુ પણ નાટકના શોખીનોનો શોખ પુરો પાડે છે તે મંડળીઓ એ કાર્યમાં જામી ગઈ. એ મંડળીઓ જુદે જુદે સ્થળે ફરે છે અને ત્યાંની સ્થાનિક ટોળીઓની કૃતિઓને સુધારતી રહે છે.

**આધુનિક રંગભૂમિનો દોષ**

મુંબાઈમાંની અથવા મુંબાઇ બહારની આધુનિક રંગભૂમિના ગુણ દોષ બતાવવા એ આ પુસ્તકની બહારનો વિષય છે, પરંતુ પ્રેક્ષકવર્ગનો મોટો ભાગ આપણી રંગભૂમિ જે હીનદશાએ પહોંચી છે તેનો શોક કરે છે અને કેળવાયલો વર્ગ એ સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. પરંતુ એમના એ પ્રયાસો નાટક મંડળીના માલિકોને રૂચતા નથી; કારણ કે એ લોકો એમ ધારે છે કે જો, આપણે રંગભૂમિને વિશુદ્ધતાની ઉચ્ચ ભૂમિકાએ લઈ જઇશું તો ચાર આઠ આનાવાળી જગા ખાલી રહેશે ને આપણાં ખીસા પર કાપ પડશે. આ કારણથી રંગભૂમિના ભવિષ્ય મ ટે બહુ સારી આશા બાંધી શકાતી નથી. માલિકોને પ્રેક્ષકવર્ગની રુચિને નમવું પડે છે અને એ વર્ગ જો હલકા ભાવોની તૃષ્ણા રાખતો હોય તો માલિકોને એ તૃષ્ણા સંતોષવી પડે છે.[૧]

**પહેલું નાટક દલપતરામે રચેલું**

ગુજરાતીમાં પહેલવહેલું નાટક, નામે "લક્ષ્મીનાટક", કવિ દલપતરામે ઇ. સ. ૧૮૫૧માં લખ્યું. હાસ્ય રસના પ્રખ્યાત ગ્રીક કવિ એરીસ્ટોફેનીસકૃત "પ્લુટસ"ના ઈંગ્રેજી ભાષાંતર પરથી એની રચના થઇ છે. નેકીથી ધન સંપાદન કરી

૧ આ વિષય પરનાં અનેક લખાણોમાંથી સ્વ. કૃષ્ણરાવ દીવેટિયાનો પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાં "નાટકો અને રંગભૂમિ" વિષેનો, રા. નરસિંહરાવ દીવેટિયાનો બીજી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાંનો "અભિનય કળા"નો લેખ અને "હાલના સાહિત્યનું દિગ્દર્શન"—પૃ. ૧૧૩ વાંચવાની વાચકને ભલામણ છે.

તેટલો બધો વખત રંગભૂમિપર રહેતો. વધારે વિચિત્ર તો એ હતું કે નાટકમાં જે કાંઇ ગાયનો આવતાં તે ગાયનો તે તે પાત્રની વતી સૂત્રધાર જ ગાતો. આ પ્રમાણે સાધુના વેષવાળો અર્જુન પોતાનો પ્રેમ સૂત્રધારદ્વારા ગાયનમાં સુભદ્રાને દર્શાવતો. એ સૂત્રધાર ગાયન ગાવા ઉપરાંત વળી મંજીરા લઇ બીજા વાજીંત્રો વગાડનારાઓના વાજીંત્રોમાં સૂર પૂરતો. સુભદ્રા પણ એ જ માર્ગે અર્જુનના પ્રેમનો ઉત્તર વાળતી.

**પારસીઓ અગ્રણી**

પરંતુ અર્વાચીન સમયની રંગભૂમિ ઉભી કરવામાં ખરેખરૂં અગ્રણીપણું તો મુંબાઇમાંના પારસીઓએ લીધું છે અને કેટલોક કાળ સૂધી કુંવરજી નાઝરની મંડળી અને નાટક ઉત્તેજક મંડળી જેવી નાટક મંડળીઓએ એ ક્ષેત્ર પોતાને જ હાથ કરી રાખ્યું હતું. આબેહૂબ દૃશ્યો ને મનોવેધક સીનરી તૈયાર કરવા પાછળ એમણે મોટી રકમો ખરચી નાંખી હતી. કાબ્રાજી જેવા પ્રસિદ્ધ પારસી લેખક અને રણછોડભાઇ જેવા હિંદુ લેખકો એમને નાટકો લખી આપતા હતા, અને નાટક મંડળીઓ તેમને તેમજ બીજા લેખકોને પોતાને માટે યોગ્ય નાટક લખાવી ઉત્તેજન આપતી હતી. આમાંનાં ઘણાં નાટકો
ભજવાતાં હતાં અને પારસી પાત્રના મોઢાંમાં એ [illegible]
દોષિત ઉચ્ચારવાળી ગુજરાતી કરતાં ઉર્દૂ વધારે શો[illegible]
વપરાતી ભાષા સુંદર ને મર્દાની હતી, તેમ ગાયન[illegible]
માધુર્ય જોવામાં આવતું. આ રીતે શેક્સપીઅરનાં[illegible]
રણછોડભાઇ ઉદયરામનાં હરિશ્ચંદ્ર જેવાં કેટલાંક [illegible]
ભજવાતાં. બાલીવાળા અને ખટાઉની મંડળીઓ[illegible]
મંડળીઓની કૃતિમાં વિશેષ સુધારા કર્યા અને [illegible]
ઇંગ્લાંડ સૂધી પહોંચી ગઇ. એમના ઉર્દૂ ભાષા[illegible]

અને ગુજરાતી, મોરબી, દેશી, વાંકાનેર અને બીજી કેટલીક મંડળીઓ જે હજુ પણ નાટકના શોખીનોનો શોખ પુરો પાડે છે તે મંડળીઓ એ કાર્યમાં જામી ગઈ. એ મંડળીઓ જુદે જુદે સ્થળે ફરે છે અને ત્યાંની સ્થાનિક ટોળીઓની કૃતિઓને સુધારતી રહે છે.

આધુનિક રંગભૂમિનો દોષ

મુંબાઈમાંની અથવા મુંબાઇ બહારની આધુનિક રંગભૂમિના ગુણ દોષ બતાવવા એ આ પુસ્તકની બહારનો વિષય છે, પરંતુ પ્રેક્ષકવર્ગનો મોટો ભાગ આપણી રંગભૂમિ જે હીનદશાએ પહોંચી છે તેનો શોક કરે છે અને કેળવાયલો વર્ગ એ સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. પરંતુ એમના એ પ્રયાસો નાટક મંડળીના માલિકોને રૂચતા નથી; કારણ કે એ લોકો એમ ધારે છે કે જો આપણે રંગભૂમિને વિશુદ્ધતાની ઉચ્ચ ભૂમિકાએ લઈ જઇશું તો ચાર આઠ આનાવાળી જગા ખાલી રહેશે ને આપણાં ખીસા પર કાપ પડશે. આ કારણથી રંગભૂમિના ભવિષ્ય માટે બહુ સારી આશા બાંધી શકાતી નથી. માલિકોને પ્રેક્ષકવર્ગની રુચિને નમતું પડે છે અને એ વર્ગ જો હલકા ભાવોની તૃષ્ણા રાખતો હોય તો માલિકોને એ તૃષ્ણા સંતોષવી પડે છે.[૧]

પહેલું નાટક દલપતરામે રચેલું

ગુજરાતીમાં પહેલવહેલું નાટક, નામે "લક્ષ્મીનાટક", કવિ દલપતરામે ઇ. સ. ૧૮૫૧માં લખ્યું. હાસ્ય રસના પ્રખ્યાત ગ્રીક કવિ એરીસ્ટોફેનીસકૃત "પ્લુટસ" ના ઈંગ્રેજી ભાષાંતર પરથી એની રચના થઇ છે. નોકરીથી ધન સંપાદન કરી

૧ આ વિષય પરનાં અનેક લખાણોમાંથી સ્વ. કૃષ્ણરાવ દીવેટિયાનો પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાં "નાટકો અને રંગભૂમિ" વિષેનો, રા. નરસિંહરાવ દીવેટિયાનો બીજી સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાંનો "અભિનય કળા"નો લેખ અને "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન"—પૃ. ૧૧૩ વાંચવાની વાચકને ભલામણ છે.

-શકાય ને બદીથી ધનનો ક્ષય થાય, સદાચરણી સુખી ને દુરાચરણી દુઃખી હોય છે એ દર્શાવવાનો આ નાટકનો હેતુ છે. રંગલાએ ગાએલું એક ગાયન બાદ કરીએ તો આખું નાટક ગદ્યમાં લખયલું છે. ગ્રીક વિચારોનું ગુજરાતીમાં રૂપાંતર કરવા જતાં કેટલીક અસંગતતા આ નાટકમાં આવી ગઇ છે. ગ્રીક પુરાણોમાં ધનનો અધિષ્ટાતા દેવ (પુરૂષ) છે, આપણા પુરાણોમાં ધનની અધિષ્ટાત્રી દેવી (સ્ત્રી) છે. આપણામાં લક્ષ્મીને ચંચળ ગણી છે અને ઘડીકમાં એક પર તો ઘડીકમાં બીજા પર એની કૃપા થાય છે. જ્યારે ગ્રીકદેવ પ્લુટસ માટે એવું કહેવાય છે કે તે સારાસારનો વિચાર કર્યા સિવાય પોતાની બક્ષીશો આપતો હતો, કારણ એ આંધળો હતો. આથી અસલની વસ્તુ જાળવવા માટે દલપતરામને પણ લક્ષ્મી વિશેનો આપણામાં પ્રચલિત-રૂઢ ખ્યાલ છોડી દઇ તેને આંધળી બનાવવી પડી છે; અને એ અંધાપો અંતે એને પ્રખ્યાત વૈદ્ય ધનવંતરી પાસે મટાડાવવો પડે છે. બીજી રીતે એ નાટકે પોતાનો હેતુ પાર પાડયો છે અને એ નીતિવચનોથી ભરેલું છે. એ નાટક હમણાં તો જો કે ભૂલી જવાયું છે છતાં જ્યારે એ પ્રસિદ્ધ થયું હતું ત્યારે સારો આદર પામ્યું હતું અને એની ચાર આવૃત્તિઓ થઇ હતી.

**નાટ્યસાહિત્યના ઉત્પાદક રણછોડભાઈ**

પરંતુ ગુજરાતીમાં નાટકનું સાહિત્ય ઉત્પન્ન કરવાનું ખરેખરૂં માન તો રણછોડભાઇ ઉદયરામને ઘટે છે. શેક્સપીઅરનાં નાટકોની લેંબે લખેલી વાર્ત્તાઓનું ભાષાંતર કરવામાં ભાગ લઇને એમણે આપણા સાહિત્યને સમૃદ્ધ કરવામાં જે ભાગ લીધેલો તેની અગાઉ નોંધ લીધી છે, પરંતુ એમની આકાંક્ષા એથી પણ ઉચ્ચ હતી. એમની અભિલાષા તો આપણા સાહિત્યમાં સ્વતંત્ર નાટકોની ખોટ પૂરવાની હતી, અને ઇ. સ. ૧૮૬૧ માં "જયકુમારી વિજય નાટક" લખીને આ અભિલાષા પાર પાડવાનો એમણે આરંભ કર્યો. આ નાટક ઇ. સ. ૧૮૬૨ ની સાલમાં બુદ્ધિપ્રકાશમાં

કટકે કટકે પ્રકટ થયું હતું અને ઇ. સ. ૧૮૬૫ માં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું. ભવાઇઓ પ્રત્યેના તિરસ્કારને લીધે તેમજ મૂળ સંસ્કૃત નાટકો અથવા તેનાં ભાષાંતર ન સમજી શકનાર સામાન્ય વર્ગને માટે સ્વતંત્ર નાટક લખવાના વિચાર પર એઓ આવ્યા હતા. સંસ્કૃત રૂઢીને એઓ વળગી રહેલા ન હોવાથી એમનાં નાટકમાં સ્વાભાવિક વિવરણનો અને યથા-ક્રમ વિકાસનો અભાવ જોવામાં આવે છે. મૂળ બીજનો ક્રમે ક્રમે અથવા સ્વાભાવિક વિકાસ થવાને બદલે આ નાટકમાં તો જુદાં જુદાં પાત્રોના સંવાદ રૂપે એક વાર્તા કહેવાયલી આપણે જોઇએ છીએ. કોઈ કોઇ સ્થળે પદ્ય ભાગ નજરે પડે છે ખરો; પણ નાટક કરતાં વાર્તા રૂપે વસ્તુનો વિકાસ વધારે થયેલો જોવામાં આવે છે એ નાટકની નાયિકા જયાકુમારી એક ગરીબ કુટુંબની પણ કેળવાયલી યુવતી છે અને નાયક પ્રાણલાલ ધનિક વર્ગનો છતાં સંસ્કારી યુવક છે. નાયિકાના સદ્‌ગુણથી તેના પ્રતિ એ આકર્ષાય છે અને ઘણાં વિઘ્નોને અંતે તેને પરણે છે.

**એમનાં નાટકની વસ્તુ** નાટકમાં વારંવાર દેખા દેતો મુખ્ય વિષય તે આ જ. આ નાટકથી એમને સ્વતંત્ર લેખક તરીકેની મહોર છાપ મળી એટલું જ નહિં પણ કેટલાક કાળ સુધી ગુજરાતીમાં એ પછીનાં નાટકોનું સ્વરૂપ એમના આ નાટક વડે ઘડાયું. અસામાન્ય સામાજિક સ્થિતિને લીધે રહેતા પરસ્પર અંતરને અંગે, પોતાને ધ્યેયે પહોંચવામાં વિઘ્નોથી ઘેરાએલાં અને પ્રેમથી વ્યાકુળ થએલાં નાયક નાયિકાનાં અંતમાં લગ્ન કરાવવાં જોઇએ એવો એમનો ઇરાદો હોવો જોઇએ, એમ ધારી એમની પછીના નાટક લખનારાઓએ તે બાબતમાં એમનું અનુકરણ કર્યું. કેટલાંક પાછલાં એવાં નાટકોમાં તો ખરૂં જોતાં તો નાયક નાયિકાને આવી પડતાં વિઘ્નોના પ્રકારમાં અને પ્રેમી યુગલોને કસવાની કસોટીઓમાં જ ફેરફાર જોવામાં આવતો. એ રીતે એમણે એ બાબતમાં અગ્રપદ લીધું અને બીજાઓએ એમનું અનુકરણ કર્યું, તે પણ વગર વિચારતું, વગર જોયે-સમજે અનુકરણ

કર્યું, તે એટલે સુધી કે તેમણે એમના દોષોની પણ નકલ કરી.[1]

પરંતુ નાટક લખનાર તરીકેની રણછોડભાઇની કીર્તિનો પાયો તો તેમના એક બીજા નાટક "લલિતા દુઃખ દર્શક નાટક" (૧૮૬૪) ઉપર રચાયો છે. આ નાટકનો અંત કરુણ છે; કારણ એ નાટકની નાયિકા હિંદુ સમાજના જુલમી રીતરિવાજોનો ભોગ થઈ પડે છે. વરની પસંદગી કરતી વખતે એનાં માબાપે બીજા ગુણ જોવાને બદલે ઉંચું કુળ જ જોયું. વર લાગણીહીન, ઉડાઉ અને લંપટ નીકળ્યો. નિરક્ષર હોવા ઉપરાંત લલિતા જેવી પોતાની સંસ્કારી પત્ની પર તેને ભાવ નહોતો, અને પ્રિયંવદા નામે એક વેશ્યાનો તે ગુલામ થઇ રહ્યો હતો. વરની મા ને બેન પણ કજીઆખોર હતાં અને લલિતા જેવી સુકોમળ સ્વભાવની સ્ત્રીને કચરી નાંખતાં નહિ ત્યાં સુધી જંપતાં નહિ. તેને પરિણામે એનું મોત નીપજ્યું. પોતાના જાત ભાઈઓના મોટા ભાગની કૌટુંબિક સ્થિતિનું દર્શન કરાવતા આવા એક કુટુંબના સાંસારિક જીવનનું રણછોડભાઇએ આલેખેલું ચિત્ર જ્યારે નાટકરૂપે ભજવાતું ત્યારે તે જોવા લોકોનાં ટોળેટોળાં ઉભરાઇ જતાં. લલિતાનો વેશ ભજવનાર પાત્રનાં બહુ વખાણ થતાં અને એના પતિ નંદનકુમારનું ટુંકાવેલું નામ "નંદન" મૂર્ખતા ને હલકી વૃત્તિવાળા મનુષ્ય માટે રૂઢ શબ્દ તરીકે વપરાવા માંડ્યું એટલી બધી લોકપ્રિયતા આ નાટકે મેળવી હતી. સંસ્કૃત નાટકો કરુણાંત હોતાં નથી. આ બંધનથી રણછોડભાઇ મુક્ત રહ્યા હતા. આ બંધનમુક્તતાનું પણ અનુકરણ કર-

**એમની સર્વોત્કૃષ્ટ લોકપ્રિયતા**

---

૧ જેમકે, આરંભના પ્રવેશમાં સૂત્રધાર પછી વિદૂષક પ્રવેશ કરીને નાટક ભજવવાના હેતુ વિશે બેવકૂફી ભરેલા પ્રશ્નો પૂછે છે તે. આ અસ્થાને મૂકેલો હાસ્યરસ જેને ખોટી રીતે "વિનોદ"નું નામ અપાય છે, તે આરંભક પ્રવેશનાં ગાંભિર્ય અને ગૌરવને દૂષણ રૂપ છેઃ કારણ એ ભવાઈના રંગલાના અશ્લીલ પ્રદર્શન તથા અભિનયને મળતું આવે છે.

નાર નિકળ્યા. ગુજરાતીઓના સાંસારિક રીતરિવાજો પર બેશક આ નાટકે લાંબા સમય સૂધી ઘણી અસર કરી કેવળ સાહિત્યની દૃષ્ટિએ જોતાં તો લાંબા ગદ્ય સંવાદો અને ઉપદેશ કથનોની પુનરાવૃત્તિના દોષ ઉપરાંત વળી એમાં એવાં જ લાંબા કાવ્યોનો દોષ પણ દેખાશે. ભાષા સાદી, ભાવો કરૂણાર્દ્ર અને પ્રસંગો હિંદુના કૌટુંબિક જીવનમાં ઘેરેઘેર, નિત્ય નિત્ય જોવામાં આવતા હોવાથી જો કે એમાં કેટલેક સ્થળે પ્રસંગોનું વલણ અસ્વાભાવિક હોવા છતાં અને લલિતાનું એક વિઘ્ન ઉતરે નહિ ત્યાં તો બીજું આવીને ઉભું રહે એવી વિષમ સ્થિતિ થવી અસંભવિત હોવા છતાં, પણ વાચકો અને પ્રેક્ષકો પર એની સચોટ છાપ બેઠી, અને જે શુભ હેતુથી રણછોડભાઇએ નાટ્યપ્રદેશ તરફ પોતાનું લક્ષ દોડાવ્યું હતું તે હેતુ પાર પડ્યો, અને લલિતાનું નાટક જોયા કે વાંચ્યા પછી પોતાની પુત્રીને કર્કશા અને કજીઆબાઈ[1] જેવી સાસુ નણંદોને સોંપતાં અગાઉ તેના ભવિષ્યનો વિચાર કરવા ઘણાં હિંદુ દંપતી થોભ્યાં હશે. એ નાટક અત્યારે તો પ્રચારમાં નથી પરંતુ તે કાળમાં—પોતાના સમયમાં—આ નાટકે જે શ્રેય કર્યું હતું તે આગળના જમાનાનાં માણસો હજી પણ યાદ કરે છે.

એમના સિદ્ધાંતો

રણછોડભાઈનો એવો સિદ્ધાંત હતો કે નાટક લખનારે હલકા વર્ગની રૂચિને સંતોષવાને અથવા તો નીચલા વર્ગના તમાશબીનો માટે જ લખવાની પાયરીએ ઉતરી જવું જોઇએ નહિ, પણ લેખકે તો એ વર્ગને પોતે નિર્માણ કરેલે ઉચ્ચ આદર્શે લઈ જવાય એવી રીતે લખવું જોઇએ. પોતે આ સિદ્ધાંતોને ઠેઠ સૂધી વળગી રહ્યા. બીજાઓ તેને વળગી રહી શક્યા નહિ અને પરિણામે સાહિત્યની આ શાખા ઉચ્ચ કોટીએ પહોંચી નહિ.

---

૧ કર્કશા એ લલિતાની સાસુ અને કજીઆબાઈ નણંદ. એ બંને જણીઓ એને પળવાર પણ જંપવા દેતી નહિ.

નાટકના આરંભકાળના સાહિત્યમાં રણછોડભાઇનો ફાળો જેવો તેવો ન હતો એ નોંધવાની જરૂર છે. ઇંગ્રેજી અને સંસ્કૃતમાંથી ભાષાંતર, પૌરાણિક વિષયો ઉપરનાં નાટકો એ આદિ એમણે લગભગ બારેક નાટક[1] લખ્યાં છે. આ ઉપરાંત એમણે નાટકની કળા અને નાટયશાસ્ત્રપર પુસ્તક[2] લખ્યું છે; આ વિષયપર એમની અગાઉ જેઓએ લખ્યું હતું તેમના ઉપર કાંઇક ટીકા કરવાની છૂટ પણ એમણે લીધી છે.[3]

વિપુલ લેખક

પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, બી. એ, એઓ સંસ્કૃતના પ્રખર વિદ્વાન હતા, અને સંસ્કૃત નાટકોનાં ઉત્તમ ભાષાંતર કરીને એમની કલમે સાહિત્યની જે સેવા બજાવી છે તેની નોંધ હવે પછી લેવાશે; પરંતુ એમની સ્વતંત્ર કૃતિ (કાંતા)ની આ સ્થળે નોંધ લેવાની જરૂર છે. જન સ્વભાવ આલેખવામાં, નાટકનું વસ્તુ યોજવામાં અને

પ્રો. મણિલાલનું નાટક કાંતા

૧ (૧) જયકુમારી વિજયનાટક, (૨) લલિતા દુઃખદર્શક નાટક, (૩) નળ દમયંતી નાટક. (૪) હરિશ્ચંદ્ર નાટક. (૫) તારામતી સ્વયંવર. (૬) માલવિકાગ્નિમિત્ર નાટક. (૭) પ્રેમરાય અને ચારૂમતી. (૮) બાણાસૂર મદમર્દન (૯) મદાલસા અને રૂતુધ્વજ નાટક. (૧૦) ગોપાલદાસ. (૧૧) વિક્રમોર્વશીય નાટક.

૨ આ પુસ્તકનું નામ નાટ્યપ્રકાશ છે ને એમાં એમણે કવિ દલપતરામના "લક્ષ્મી નાટક" પર ટીકા કરી છે.

૩ દલપતરામ કે રણછોડભાઈ કૉલેજમાં કેળવણી પામ્યા નહોતા, એથી ઉલટું રા. નગીનદાસ તુલસીદાસ મારફતીઆએ ઉંચી કેળવણી લીધી હતી અને બી. એ તથા એલ એલ. બી. .ની ઉપાધિઓ પ્રાપ્ત કરી હતી. તે વખતે કૉલેજમાં દેશી ભાષાનું શિક્ષણ સારૂં અપાતું અને તેને લીધે તે વખતના ગ્રેજ્યુએટોને પોતાની માતૃભાષાનું જ્ઞાન સારૂં રહેતું. જેમ ભરૂચના ગીરધરલાલ દયાળદાસ કોઠારીએ એ કેળવણીની છાયા નીચે પહેલી ગુજરાતી નવલકથા લખી તેમ રા. નગીનદાસે પહેલું ગુજરાતી નાટક "ગુલાબ નાટક" સ્વતંત્ર રીતે લખ્યું છે. (ભા. ક.)

નાટકના આખા વિષયને કાવ્યમય—બલ્કે કાવ્યરૂપ—બનાવવામાં મણિલાલે જેવી તેવી વિદ્વત્તા દર્શાવી નથી. કલ્પનાના વિસ્તૃત્વમાં, પાત્રોને ઉચ્ચ આદર્શે ચઢાવવામાં, કાવ્યવિભાગોના સર્વલક્ષપણામાં, કુદરત અને તેના સૌંદર્યનો ચિતાર આપવામાં અને એમાંનાં અનેક આનંદદાયક રસપ્રચૂર પ્રસંગોના વર્ણનમાં એમની ઉત્તમ બુદ્ધિ પ્રદર્શિત થાય છે. આ એક સાહસભરી અનેરી કૃતિ હતી અને જ્યારે પ્રજા સમક્ષ એ મૂકવામાં આવી ત્યારે જવાહીરની માફક ઝળકી ઉઠી હતી. મુંબાઇની રંગભૂમિ પર ભજવાતાં આ નાટક સફળ ઉતર્યું. એક તો ભાવોની ભભક અને તેમાં રંગભૂમિ પરના પડદા વિગેરે સીન સીનરીની પુરતી મદદ હોવાથી નાટકના આદિથી અંત સુધી પ્રેક્ષક વર્ગ આનંદમાં બદ્ધ થઇ રહેતો અને કેટલાંક વર્ષો સુધી મુંબાઇમાં ગુજરાતી નાટક મંડળીના કાંતો નાટક પાછળ લોક ગાંડું ગાંડું થઈ ગયું હતું. આ નાટક લખ્યા બાદ એમણે નાટક લખવાં છોડી દીધાં અને તેથી જો કોઇને નુકસાન ખમવું પડયું હોય તો તે ગુજરાતી સાહિત્યને છે.

“મશાલેદાર” વ્યભિચારખંડન નાટક

આ સમયે ઘણાં સ્વતંત્ર નાટકો લખાયાં છે જેનો હેતુ પ્રશસ્ય પરંતુ વિશિષ્ટતા શૂન્ય છે. અતિશય લાંબાં હોવાને લીધે તથા કંટાળાભર્યાં ટાહેલાંને લીધે તેમાંનાં કેટલાંકનો હેતુ માર્યો ગયો છે. તેનું એક દૃષ્ટાંત વ્યભિચારખંડન નાટક[1] છે. એમાં વિવિધ વર્ગો અને જ્ઞાતિઓમાં, વિવિધ પ્રસંગોએ, વિવિધ પંથોમાં થતો વ્યભિચાર બિલકુલ અશ્લીલ સૂચન કરતાં દૃશ્યો વડે વર્ણવાયો છે અને આવાં કેટલાંક દૃશ્યોને અંતે “જ્ઞાનસૂર્યાગજા” નામે પાત્રના મુખમાં આ દુર્ગુણની અયોગ્યતા અને અનાચાર વિશે લાંબા લાંબા ટાહેલાંભર્યા ઉપદેશો મૂકીને દૃશ્યોને સમેટી લીધાં છે; પણ બહુ જ થોડા વાચક આ ભાગ વાંચવાની દરકાર કરતા હશે. “મશાલેદાર” દૃશ્યો વાંચવામાં જ એઓને

---

૧ પાનાચંદ આણંદજી કૃત.

મઝા પડે અને તેથી જે હેતુસર એ નાટક લખાયલું તે હેતુ નિષ્ફળ જાય છે. એવું બીજું નાટક "મદ્યપાનદુઃખદર્શક ચંદ્રમુખી નાટક" છે. મદ્યપાન અને નિશાબાજીનાં અનિષ્ટો આલેખવાના હેતુથી એ નાટક લખાયું છે. નાટકની નાયિકા ચંદ્રમુખી, જે એક દારૂડિયાની પત્ની હતી તેના પર પડતાં દુઃખો દર્શાવીને જનસ્વભાવની ઉચ્ચ લાગણીઓ દૃઢ કરવાની લેખકની ઇચ્છા છે. પણ આખું નાટક દારૂનાં પીઠાં ને દારૂ પીવાની જગાઓએ જોવામાં આવતા તિરસ્કારયુક્ત દેખાવોથી એવું તો બધું લાધી દીધું છે કે એનો શુભ હેતુ તો છેક પાછળ રહી દબાઇ જાય છે, અને તેને લીધે જ નાટક નિષ્ફળ નિવડે છે. અત્યંત લાંબાં ભાષણો, પાદરીઓ કરે તેવાં ઉપદેશપૂર્ણ વ્યાખ્યાનો અને ડોસીઓ આપે તેવી શિખામણ, એ સર્વ આવાં નાટકોનાં સામાન્ય લક્ષણો છે. કલ્પનાશક્તિ અથવા તો સૂચન એ બંનેને તો કામ કરવાનો અવકાશ જ આપવામાં આવ્યો નથી.

**મદ્યપાન વિશે નાટક**

પ્રજાના હૃદયમાં આજીવંત સ્થાન નહિ મળેલાં એવાં ઘણાં નાટકો લખાયાં છે. એ નાટકો કાંઇ પણ વિશિષ્ટતા રહિત છે એવું પણ નથી; કારણ કે કેટલાંક તો નર્મદાશંકર અને હરિલાલ હર્ષદરાય ધ્રુવ જેવા પંકાએલા અને પ્રતિભાશાળી વિદ્વાનોને હાથે લખાયલાં છે.[1]

**બીજાં નાટકો**

---

૧ રા. સા. મહીપતરામ? [મધુવચ્છરામ] વોરાનું "નૃસિંહ નાટક"; કવિ નર્મદાશંકરનાં કેટલાંક નાટકો જેવાં કે "દ્રૌપદી દર્શન" (૧૮૭૮) "રામજાનકી દર્શન" અને બાળકૃષ્ણ વિજય નાટક." આ નાટકો વિશે નવલરામ યોગ્ય જ કહે છે કેઃ-(કવિએ) બીજાં કેટલાંક કામો ઉદરનિમિત્તે કરવા માંડયાં. આ નાટકો જેવા ઉદ્દેશથી લખાયલાં તેવાંજ છે, એટલે તે કવિની કીર્તિમાં કાંઈ વધારો કરે એવાં નથી." હરિલાલ હર્ષદરાય ધ્રુવના "વિક્રમોદય". અને "આર્યોત્કર્ષ," મગનલાઈ ચતુરભાઈ પટેલનું "વૈદેહી

ગુજરાતી સાહિત્યમાં ઐતિહાસિક નાટકની સંખ્યા બહુ થોડી છે. કવિ ગણપતરામનું "પ્રતાપ નાટક" જેની ચાર આવૃત્તિઓ થઇ છે તે જો કે ઘણી રીતે દોષવાળું છે છતાં પણ આપણા સાહિત્યને ઐતિહાસિક નાટકના બિલકુલ અભાવના કલંકમાંથી મુક્ત કરતું હોવાથી એની નોંધ લેવી ઘટે છે. રાણા પ્રતાપનાં પરાક્રમો, એના જીવનમાં થયેલાં પરિવર્તનો, રાણાનાં શૌર્ય અને સાહસ, એ સર્વને ટોડની સશક્ત કલમે કાવ્યમય કરી મૂક્યાં છે. ટોડે જે રીતે આ વિષયને આલેખ્યો છે તે રીત સાથે સરખાવતાં તો ગણપતરામનો પ્રતાપને આલેખવાનો અલ્પ પ્રયત્ન પૂર્ણિમાની રાત્રીના ચંદ્ર સમક્ષ ઝીણા તારાના ચળકાટ જેવો જણાય છે. આવું બીજું નાટક નવલરામનું "વીરમતી" નાટક છે–(૧૮૬૯). પ્રખ્યાત પરમાર વંશનો માળવાનો રાજા જગદેવ આ નાટકનો નાયક છે. એના જીવનના કરૂણ પ્રસંગો જેવા કે પોતાની પાસે રહેલું છેલ્લું શસ્ત્ર પોતાને તેમજ ઘોડીને "પેટીઉં" આપવા ગીરો મૂકવું, એ આદિ તેમજ એનાં બીજા સાહસભર્યા પરાક્રમો–એ સર્વેથી ગ્રંથકર્તાને સુંદર ભાષણો અને કાવ્યો લખવાના યોગ્ય પ્રસંગો મળી આવ્યા છે પરંતુ એકંદરે જોતાં ગ્રંથકર્તાની સારામાં સારી કૃતિમાં એ નાટકની ગણના થાય નહિં.[1]

**ઐતિહાસિક નાટકોનો અભાવ**

---

વિજય"*, સાઠીના સાહિત્યકાર લખે છે કે "રા. મગનભાઇનાં ચિત્ર આ પવિત્ર મૂર્તિ (રામચંદ્રજી)ને આપણા હૃદયમાંના ઉચ્ચ સ્થાન ઉપરથી નીચી પાડે છે." કેશવલાલ મ. પરીખનું "કજોડા દુ:ખદર્શન," નગીનદાસ સંઘવીનું "શિશુપાલ વધ અથવા રૂકિમણી હરણ. એ જ લેખક ભાષામાં જે સારાં નાટકો છે તેમાં આ નાટકની ગણના કરે છે.

૧ આવા દેશપ્રતિ પ્રેમ વિષયે વધુ નાટકો લખવાના પ્રયત્નો થયા નથી એ સખેદ અત્રે નોંધવું પડે છે. ગુજરાત કાઠિયાવાડના દેશસ્થ ઐતિહાસિક સાહિત્યમાંનાં

ગૌણ નાટકોમાંનું એક નાટક પ્રશંસાને પાત્ર લેખાયું હતું.

**ગૌણ નાટકો**

ભોગીલાલ મહાનંદ ભટ્ટકૃત 'શ્રવણ પિતૃભક્તિ નાટક' પુરાણના એક સર્વોત્કૃષ્ટ પ્રસંગ પર રચાયલું છે. પોતાનાં માતપિતાની ભક્તિ એ જ આ દીન બ્રાહ્મણ પુત્રના જીવનનું લક્ષ્ય હતું. એનાં માતપિતાની અલ્પમાં અલ્પ ઇચ્છા પરિપૂર્ણ કરવા શ્રવણને જે માનસિક અને શારીરિક શ્રમ વેઠવો પડેલો તે સારી રીતે દર્શાવવા નાટકકારે એ માતપિતાને અશક્ત, પોતાની મેળે હાલીચાલી ન શકે એવાં, અંધ અને બાળક જેવી બુદ્ધિવાળાં ચિતર્યાં છે. શ્રવણ પોતાની પત્નીની પણ દરકાર નથી કરતો; બલ્કે માતપિતાને સંતુષ્ટ રાખવા પત્ની સાથે કઠોરપણે વર્તે છે. ખભે કાવડ મૂકીને માતપિતાને યાત્રાના સ્થળે સ્થળે લઇ જતાં, તેમની તૃષા મટાડવા નદીમાંથી પાણી ભરતાં, હાથી પાણી પીવા આવ્યો હશે એવા ભ્રમથી દશરથ રાજાએ છોડેલાં બાણથી એનું મૃત્યુ થયું, એ વાત આ જ મહાન રાજા પાસેથી જાણતાં માતાપિતાએ એને દીધેલો શાપ કે એનું મૃત્યુ પણ પુત્ર-વિયોગથી ટળવળતાં આવશે વગેરે કથા ઘણી વખત કહેવાય છે. શ્રવણ આ પિતૃભક્તિને લીધે સ્વર્ગમાં સ્થાન પામે છે. આ નાટકની ભાષા અને વિવિધ દૃશ્યોની રચના ચૈતન્યભર્યાં છે અને એનાપરથી લેવાનો બોધ ઘણી સ્હેલી અને સરળ રીતે આપવામાં આવ્યો છે.

ઉપર પ્રમાણે કેટલાક વિષયો પુરાણોમાંથી લઇને તેનો ઉપયોગ કેટલાક લેખકોએ નાટક લખવામાં કર્યો છે.

**પૌરાણિક નાટકો**

રૂક્મિણી હરણ અથવા શિશુપાલના મદનું કૃષ્ણે કરેલું મર્દન એ વિષયનો ઉપયોગ કાંઇક વિશિષ્ટતા

---

રાજા રાણીનાં જીવનોમાંના અસંખ્ય મનોવેધક પ્રસંગો સ્હેલાઇથી નાટકમાં ઉતારી શકાય એમ છે. હિંદના ઇતિહાસના, ખાસ કરીને રાજપુત સમયના ઇતિહાસના, બહોળા ક્ષેત્રને તો સ્પર્શ પણ કરવામાં આવ્યો નથી, જ્યારે પારસીઓએ, ખસુસ કરીને સીત્તેરના દશકાના પારસીઓએ, ઇરાનની તવારીખના પ્રસિદ્ધ બનાવો નાટકમાં ઉતારવા પાછળ જ પોતાની શક્તિ-ઓનો ઉપયોગ કર્યો હતો.

ધરાવતા પ્રસિદ્ધ લેખક નગીનદાસ પુ. સંઘવીએ કર્યો છે. સંસ્કૃત નાટયશાસ્ત્રના નિયમો એમાં ઉંચા મૂકાયા નથી એટલું જ નહિ પણ એ નાટકની ઉપેક્ષા થઈ શકે એમ પણ નથી. પરંતુ ગાયનવિભાગમાં લેખક લોકપ્રિય થવાની વૃત્તિને વશ થયા છે અને હલકા વર્ગને અને તેની દૂષણભરેલી મનોવૃત્તિને અનુકૂળ થવાની પ્રચલિત રૂઢિનું એમણે અનુકરણ કર્યું છે. આ અનિષ્ટ વધતાં વધતાં મુંબાઇની રંગભૂમિની છાતીપર દૈત્ય જેવું થઇ બેઠું છે અને લેખકનો ભાવ અથવા આદર્શ ગમે તેટલાં ઉચ્ચ હોય તોપણ તેને જો પોતાનું નાટક રંગભૂમિ પર સફળ ભજવાવવું હોય તો તેણે આ હલકટ શક્તિને નમવું પડે છે અને મુંબાઇને પગલે બીજાં ગામો ચાલે છે. કહેવાની જરૂર નથી કે હરિશ્ચંદ્ર અને તારામતી, નળ અને દમયંતી, સાવિત્રિ અને સત્યવાનનાં આદર્શ જીવનો હિંદની બીજી ભાષાઓની પેઠે ગુજરાતીમાં પણ નાટકરૂપે પ્રકટ થયાં છે. કેટલાંક રંગભૂમિ માટે અને કેટલાંક વાંચન માટે. આમાંના પહેલાં બે રણછોડભાઈએ લખ્યાં છે. હરિશ્ચંદ્ર નાટક ઇંગ્રેજીનું ભાષાંતર છે, જ્યારે ઇંગ્રેજી પણ અસલ તામીલનું ભાષાંતર છે, અને સાવિત્રી નાટક સંસ્કૃત ભાષાના પંડિત અને અંધ શિઘ્રકવિ શંકરલાલ મહેશ્વરે લખેલું તેનું વિશ્વનાથ મૂળજી વૈદ્ય અને કેશવલાલ હરિરામ ભટ્ટે (૧૮૮૭) ભાષાંતર કર્યું છે. બાણાસુર મદમર્દન અથવા ઓખાહરણ રણછોડભાઇનું એવું બીજું પૌરાણિક નાટક છે. નર્મદાશંકરે પણ એ દિશામાં કલમ ચલાવી હતી અને ઉપર જણાવ્યા પ્રમાણે એમણે પણ દ્રૌપદિ દર્શન, રામ જાનકી દર્શન અને બાળકૃષ્ણવિજય નાટક લખેલાં છે.

૨૧. દોલતરામ કૃપારામ પંડયાના "અમરસત્ર" માં નીતિ અથવા ઉપદેશને અર્ધ ઐતિહાસિક વિષયો સાથે ગુંથી લેવામાં આવ્યાં છે અને તે વર્ગનાં સંસ્કૃત નાટકોના પ્રતિનિધિ જેવું એ ગણી શકાય. દુષ્ટ રાજા અથવા એનો દુષ્ટ સંબંધી, પ્રધાનની સૌંદર્યવતી

અમરસત્ર

પુત્રી યા પુત્રવધુ, રાજાનો તેના પ્રત્યે દુષ્ટ હેતુ, એ સ્ત્રીને ગુપ્ત રાખીને અથવા કેદ કરીને એના પર બળ વાપરવું, સ્ત્રીની અંતે આશ્ચર્યજનક રીતે મુક્તિ થવી અને પેલા પાપીના ચારિત્રનું અંતે સુધરવું કે ન પણ સુધરવું—એવા એવા આવાં નાટકના પ્રધાન પ્રસંગો હોય છે. વિવિધ દિશામાં કલમ દોડાવવાની લેખકને આ વિષયમાં સારી છૂટ રહે છે અને જો કે "અમરસત્ર" સમજવામાં જરા કઠિન છે તોપણ એમાં હાસ્યભરેલા, આનંદજનક અને વિનોદમય પ્રસંગો ઘણે સ્થળે મળી આવે છે.

**બે હાસ્યરસિક નાટકો**

અત્રે બે નાટકોની નોંધ લેવાની ખાસ આવશ્યકતા છે; કારણ કે ગુજરાતી સાહિત્યની આ શાખા હાસ્યરસથી કેવળ વર્જીત રહેવાના કલંકમાંથી એને લીધે જ બચી જાય છે. એ નાટકોમાંની વિશિષ્ટતા અજનવી જ છે. એમાંનુ એક જો કે સ્વતંત્ર કૃતિ છે છતાં પણ બીજાને મુકાબલે ઉતરતી પંક્તિનું-નબળા હાડનું-છે અને બીજું જો કે માત્ર અનુવાદ છે તોપણ આપણામાં પ્રચલિત હાસ્યરસનું તત્ત્વ તે એટલી સબળ રીતે રજુ કરે છે કે તે બીજી ભાષાનો અનુવાદ હશે એમ ભાગ્યે જ કોઇ ધારી શકે. પહેલું તે "મિથ્યાભિમાન નાટક"[૧] કવિ દલપતરામનું રચેલું ને બીજું તે "ભટનું ભોપાળું" (૧૮૬૭) નવલરામનું લખેલું છે.

**દલપતરામકૃત નાટક**

દલપતરામ કૃત નાટકમાં રતાંધળા બ્રાહ્મણની ચેષ્ટાઓ વર્ણવી છે. પોતાના મિત્રોથી અને ખસુસ કરીને પોતાની પત્નીના સંબંધીજનોથી પોતાની આ રતાંધળા હોવાની ખોડ ગુપ્ત રાખવા એ પ્રયાસો કરે છે. જીવરામ ભટ્ટ—નાયક-ના આ પ્રયાસોથી એનાપર નાના પ્રકારનાં

---

૧ એ નાટક ઈનામી નિબંધરૂપે લખાયલું. ઈનામ આપનાર ગૃહસ્થ આ નાટકથી એટલા પ્રસન્ન થઈ ગયા હતા કે એમણે લેખકને જાહેર કર્યા કરતાં બમણી રકમ આપી હતી.

વિઘ્નો આવી પડે છે, અને એ વિઘ્નો ટાળવા એ જે હાસ્યજનક પ્રયાસો કરે છે તે પ્રયાસો વિનોદ ઉત્પન્ન કરે છે. પરંતુ આ હાસ્યરસ ઉપરચોટીઓ, બાળકોને હસાવે એવો છે. અકૃત્રિમ તો ખરો પણ ઉંડો નહિ, શાંત ખરો પણ ખડખડાટ હસાવે એવો નહિ, અને કાંઇક ગ્રામ્ય–જાડો. દાખલા તરીકે જીવરામ ભટ્ટ સાંજના સ્નાન કરવા બેસે છે તે પ્રસંગે ભેંસનાં મુતરનું માટલું તથા ગરમ પાણીનું વાસણ એ બે જોડાજોડ હોવાથી ગરમ પાણી શેમાં છે તથા બીજે પ્રવાહી શું છે તે જીવરામ ભટ્ટ રતાંધળા હોવાથી જોઈ શક્યા નહિ, છતાં ભેંસનું મુતર મોઢામાં જવાથી તેના સ્વાદથી એમને પોતાની ભૂલ જણાઇ. એ ભૂલ નહોતી પણ પોતે જાણી જોઇને ભેંસના મુતરે સ્નાન કરેલું એમ જણાવી તેને માટે એવું બ્હાનું કહાડે છે કે એમને શરીરે લુખરસ થઈ હતી તેથી વૈદે કહેવાથી એમણે ખાસ કરીને આ પ્રમાણે સ્નાન કરેલું. આ નાટકનાં સર્વ પાત્રોને મિથ્યાભિમાનનો ચેપ લાગ્યો છે. એક પાત્ર વિદ્વતાનો ડોળ ઘાલે છે તો બીજું ઉંચા કૂળનું અભિમાન રાખે છે તો વળી ત્રીજું કાંઇ ત્રીજી જ વાતનું ખોટું અભિમાન રાખે છે. દાખલા તરીકે, આખી દુનિયા જાણતી હતી કે જીવરામ ભટ્ટ રતાંધળા છે, છતાં આ જાણીતી વાત ગુપ્ત રાખવાના એમના પ્રયત્નોથી હાસ્યજનક પ્રસંગો ઉભા થતા, કારણ પોતે રતાંધળો છે એવો બીજાને શક ન જાય એ હેતુથી એ ગમે તેવાં હાસ્યજનક બ્હાનાં કાઢતો. કેટલાક દોષો હોવા છતાં પણ આ નાટક વારંવાર વાંચતાં કંટાળો ઉત્પન્ન થતો નથી, કારણ કે લેખકે રજુ કરેલાં દશ્યો સાદાં અને રોજ આપણી નજરે પડતાં છે. ગુજરાતની ગ્રામ્ય જનતાના જીવનમાં રોજ બનતા પ્રસંગો એમાં વર્ણવેલા હોવાથી એ દશ્યો કલ્પી લેવા અથવા તેની કદર કરવા માટે પ્રયાસ કરવો પડતો નથી. કેટલેક સ્થળે જો કે ઘણાકને એમ દેખાય કે કેટલીક રીતે ભવાઇનાં દશ્યો અને આ દશ્યો વચ્ચેનો અંતર બહુ સૂક્ષ્મ છે છતાં પણ ગુજરાતી ભાષાના પ્રથમ હાસ્યરસિક નાટક તરીકે એને આદર આપ્યા સિવાય રહેવાતું નથી.

મોલીએરના અસલ ફ્રેંચ નાટક Un Medicine malgre lui ના ફીલ્ડીંગે કરેલા ભાષાંતર ( The Dumb Lady [મુંગી સ્ત્રી] or the Mock Doctor [ અથવા બનાવટી વૈદ ] )નો અનનુ-

**નવલરામ કૃત**

કરણીય અનુવાદ તે **નવલરામનું** ભટનું ભોપાળું. એમાં અસલ નાટકનો છલકાતો હાસ્યરસ સહેજ પણ ઊણપ વગર ગુજરાતીમાં ઉતારવામાં આવ્યો છે. ખરૂં જોતાં તો **નવલરામે** મૂળ લેખનો આશય એટલો તો સંપૂર્ણતાથી ઝીલી લીધો છે અને તેની ખૂબીઓ એવી તો સુંદર રીતે ગ્રહણ કરી છે કે આપણને એમજ લાગે કે મોલીએરે અથવા ફીલ્ડીંગે પોતે જો ગુજરાતી ભાષામાં આ નાટક લખ્યું હોત તો તેઓ **નવલરામ** કરતાં તો સારૂં ન જ લખી શકત. યુરોપીઅન રહેણીકરણી, રીતરિવાજ, ભાષા આદિ ગુજરાતમાંની જ ભાષા વગેરેમાં એવી સરસ રીતે રૂપાંતર પામ્યાં છે કે આ અનુવાદ છે એમ કોઇને કહીએ નહિ ત્યાં સુધી તો એ અનુવાદ છે એમ તેનાથી પરખાય જ નહિ. સ્ત્રીનાં મોટી વયે થતાં લગ્ન જેવા યુરોપિયન રીતરિવાજને વળગી રહેવાનું જ્યાં જ્યાં શક્ય નથી લાગ્યું ત્યાં ત્યાં લેખકે એ પ્રસંગોનું સ્વરૂપ જરા ફેરવ્યું છે અથવા ગુજરાતને બંધબેસતું થાય તેવી રીતે તદ્દન રૂપાંતર જ કરી નાંખ્યું છે. ગરજવાન પાસેથી મોટી રકમ લઇ કન્યા વિક્રય કરવા માટે આપણા પ્રાંતમાં કેટલાંક માબાપો પોતાની પુત્રીને મોટી વય સુધી કુંવારી રાખે છે, એ રિવાજનો યુરોપમાં મોટી વયે થતાં લગ્નના રિવાજને સ્થળે **નવલરામે** ઘણી કુશળતાથી અને બંધબેસ્તી રીતે ઉપયોગ કર્યો છે. નાટકનું સ્થળ સુરત જીલ્લામાં રાખવામાં આવ્યું છે તે યોગ્ય જ છે; કારણ ગુજરાતમાં સુરત જ એક એવું સ્થળ છે કે જ્યાં હાસ્યવિનોદ તો શું પણ ઠઠ્ઠા મશ્કરી પ્રત્યેના આકર્ષિતપણાના ઘણા અંશ લોકોમાં જોવામાં આવે છે. નાટકનાં મુખ્ય પાત્રો ભોળા ભટ અને ભટાણી વચ્ચેની વઢવાડો, એમની ભાષા, વાક્યો અને કહેવતો, એમની વ્યંગોક્તિઓ

અને મ્હેણાંટોણાં, એવી સરળતા અને એવા કૌશલ્યથી લખાયાં છે કે હાસ્યરસ લાવવાને ખાતર જ હાસ્ય ઉપજાવવાની જરૂર ભાગ્યે જ રહે છે. પાત્રો સમાજની ઉંચી કોટીમાંથી લેવાયાં નથી; એક હજામ છે, બીજો સિપાઇ છે પરંતુ તેથી એમની ભાષા અથવા એમનાં કૃત્યો ધાંધલીઆં અને હલકટ થયાં નથી. ખરેખર, આખા પુસ્તકમાં એક વાક્ય તો શું પણ એક શબ્દ પણ અસ્થાને અથવા હાસ્ય ઉપજાવવા માટે જ—અસ્વાભાવિક હાસ્ય માટે જ—વપરાયો હોય એવું શોધી કાઢવું મુશ્કેલ છે. નવલરામે બીજું કાંઇપણ ન લખ્યું હોત તોપણ આ એક જ પુસ્તકથી એમની કીર્ત્તિ ગુજરાતી સાહિત્યમાં ચિરકાલનું સ્થાન પામત. તાજી ધાર કઢાવેલા અસ્ત્રાની ધાર જેવો ધારદાર, શિયાળામાં ઉત્તર તરફથી વાતા, શરીરને કકડાવી નાખનારા પવન જેવો સોંસરો પેસી જાય એવો હોવા છતાં, એમનો હાસ્યરસ એક એવી જાતની ગંભીરતા જાળવે છે, સંસ્કારિતા દાખવે છે અને સૂક્ષ્મતા પ્રસરાવે છે કે જે સઘળાનો દલપતરામના નાટકમાં અભાવ જોવામાં આવે છે. ગુજરાતીમાં એમને ટક્કર જાય એવા લેખક એક જ સર રમણભાઇને ગણાવી શકાય. એમણે નવલરામની પોતાની જ કહેવાતી ગુજરાતી સાહિત્યની બે શાખાઓ, ગ્રંથ વિવેચન અને હાસ્યરસ[૧]માં એમને પકડી પાડ્યા છે.

**વિધવા વિવાહ વિષે માર્મિક નાટક**

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સૂચનાથી મરાઠી ઉપરથી ભાષાંતર થયલું ત્રીજું નાટક વિધવા વિવાહ ઉપર વ્યંગરૂપે લખાયું છે, એ હાસ્યરસાંતિક છે અને એમાંનો હાસ્યરસ દલપતરામ કરતાં ઉંચા પ્રકારનો છે.[૨]

---

૧ આ નાટક વાંચીને નર્મદે એવો અભિપ્રાય આપ્યો હતો કે હાસ્યરસ તે શું તે નવલરામ સમજતાજ નથી. અલબત્ત આ અભિપ્રાય ભૂલભર્યો હતો અને જ્યારે નવલરામે એ વાત જાણી ત્યારે એમણે એક સવિસ્તર પત્રમાં એનો ઉત્તર આપ્યો. આ ઉત્તરની રૂપરેખા જે નવલગ્રંથાવલિ ભાગ–૨. પૃ. ૧૯ માં પ્રસિદ્ધ થઇ છે તેમાં એઓએ હાસ્ય અને વિનોદના આખા વિષયને કૌશલ્યથી છણ્યો છે.

૨ "પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી, સોળેસોળ આના ફજેતી અથવા

હાસ્યરસાંતિક નાટક — આવું બીજું નાટક હાસ્યજનક પરંતુ આપણા એક અનિષ્ટ રિવાજપર ઘડાયલું સ્વ. કેશવલાલ મ. પરીખનું "કજોડાંદુઃખદર્શકનાટક" છે. બાળપત્ની અને વૃદ્ધ વરનાં કજોડાનાં પરણેતર જીવનનાં અનિષ્ટો એમાં દર્શાવ્યાં છે. નાટકમાં વિશિષ્ટતા નથી એટલુંજ નહિ પણ જે કાંઇ અલ્પ પ્રશસ્ય અંશ છે તે પણ તેમાં દાખલ કરેલા વિદુષકના ભાંડપણાથી દૂષિત થયો છે. એ વિદુષક કહ્યા કહાવ્યા વિના વખત કવખતે-જેમકે નવપરિણીત દંપતીના શયનગૃહમાં ફૂટી નીકળે છે; આવે સમયે વિદુષકની હાજરી હોવાનો તદ્દન અસંભવ છે. બીજા કેટલાક કૃત્રિમપણાને લીધે બીજી બધી રીતે યોગ્ય હોય એવા પ્રસંગોની ખૂબી પણ મારી જાય છે. પારસીઓએ આ શાખા બહુ સફળપણે વિકસિત કરી છે તેની નોંધ આગળ ઉપર લેવાશે.

સંસ્કૃતનાં ભાષાંતર — સંસ્કૃત, ઇંગ્રેજી, બંગાળી, મરાઠી અને એક બે બીજી દેશી ભાષાઓમાંથી ઘણા ભાષાંતરો થયાં છે પણ તેમાં ખરાં તત્ત્વવાળાં તો થોડાંક જ મળી આવે છે. કાલીદાસના શાંકુતલ જેવાં અને શેકસપીઅરના કેટલાંક નાટકોનાં બબ્બે ત્રણ ત્રણ ભાષાંતરો થયાં છે અને તેમાં લેખકની કલમને વત્તીઓછી સફળતા પ્રાપ્ત થઇ છે.

નર્મદાશંકરનું "સાર શાકુંતલ" તો ગુજરાતી રંગ ભૂમિપર એ નાટકને ઉતારવાના પ્રારંભિક જેવું ગણાય.

ખખ્ખરનું શંકુતલા — પરંતુ બીજાં ત્રણ ભાષાંતરો, સ્વ. રા. સા. દલપતરામ પ્રા. ખખ્ખર, સ્વ. ઝવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિક અને પ્રો. બ. ક. ઠાકોરનાં

---

રૂઢીદિગ્વિજય",. રા. કૃ. ભો. દીવેટીઆ જેમણે આ ભાષાંતર કર્યું છે તેમજ "ભ્રાંતિસંહાર" નામે બીજું નાટક લખ્યું છે, તેઓ પોતાના "નાટકો અને રંગભૂમિ" (પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ્ રીપોર્ટ— પૃ. ૧૨)નામના લેખમાં તિરસ્કારરૂપે જણાવે છે કે તેમાં" તેના નામ કરતાં ઉલટી વિરૂદ્ધ પક્ષની ફજેતી છે."

ટકી રહ્યાં છે. રા. સા. ખખ્ખરે મૂળ સંસ્કૃતમાંથી નહિ પરંતુ મરાઠી-માંથી ભાષાંતર કર્યું છે; તેથી બહુ બહુ તો એમાં મૂળનો ભાવાર્થ આવ્યો કહેવાય અને કેટલેક સ્થળે તો મૂળ વાક્યનો ખરેખરો અર્થ પણ નષ્ટ થયો છે અથવા સમજાયો જ નથી. ભાષા સરળ, સામાન્ય મનુષ્ય પણ સમજી શકે એવી હોવાથી ભાષાંતરની બીજી આવૃત્તિ થઈ છે પણ એ પ્રથમ પ્રકટ થયું ત્યારપછીથી કેળવણીના ધોરણમાં પરિવર્તન થયું છે અને આજના અભ્યાસીઓ વધારે ચોકસાઇ માગતા થયા છે, એવા વાચકોને આ ભાષાંતર ઠીક ન લાગે; કારણ મૂળ લેખકની ખૂબી આમાં નજરે પડતી નથી. ભાષાંતરનું ભાષાંતર હોવાથી એનું મૂલ્ય હલકું છે.

**ઝવેરીલાલ કૃત**

ખખ્ખરનું ભાષાંતર પ્રગટ થયું તે જ અરસામાં ઝવેરીલાલનું પણ પ્રસિદ્ધ થયું. એમણે મૂળ પર આધાર રાખ્યો છે. તેથી મૂળનાં ગાંભિર્ય, સરળતા અને લાલિત્ય એમના ભાષાંતરમાં લાવી શક્યા છે. જો કે એ ભાષાંતર પણ દોષમુક્ત નથી તોપણ એમના સમકાલીનની કૃતિ કરતાં ચઢીઆતું છે. એની પણ બીજી આવૃત્તિ થઇ છે.

**પ્રો. ઠાકોર કૃત**

આ ત્રણમાં પ્રો. ઠાકોરનું ભાષાંતર મૂળને જ વળગી રહેલું હોવાથી ઘણું જ શુદ્ધ છે. બીજાં બે કરતાં મૂળનાં ભાવ અને રસ એમાં યથાર્થતાથી અપાયાં છે; પરંતુ મૂળની ઘણી નીકટ રહી કરેલા શબ્દશઃ ભાષાંતરને અંગે બને છે તેમ એ પ્રાણહીન અને ચેતનરહિત થયું છે. કોઇ કોઈ સ્થાને થોડી થોડી છૂટછાટ લેવાથી શૈલીમાં લાલિત્ય આવે છે. શબ્દશઃ ભાષાંતર કરવાને બદલે જે ભાષામાં ભાષાંતર થાય તે ભાષાના ભાવ લાવવા જેટલો ફેરફાર કરવાથી મૂળનું કથન અથવા વાક્ય વાચકને વધારે સમજ પડે એવું થાય છે.

પ્રો. ઠાકોરનું ભાષાંતર જો કે વધારે વિદ્વતાભર્યું અને શિષ્ટ છે તોપણ આવાં આવાં કારણને લીધે જ લોકો એને બદલે ઝવેરીલાલનું ભાષાંતર વાંચવાનું વધારે પસંદ કરે એ સંભવિત છે. પ્રાસ રહિત અને તેથી પિંગળશાસ્ત્રના નિયમો વિરૂદ્ધ કવિતા કરવાનો એમનો પ્રયત્ન, [1]પ્રાચીન શ્રેણીના અનુયાયીઓ અને એમની વચ્ચે ઉગ્ર વિવાદનો વિષય થઈ પડ્યો છે, પરંતુ એવા વિવાદનું નિરૂપણ કરવનું આ સ્થળ નથી.

પટેલ કૃત — બીજા એક પ્રસિદ્ધ લેખક સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલે એનું ચોથું ભાષાંતર પ્રકટ કર્યું છે.

વિક્રમોર્વશી — કાલિદાસના બીજા નાટક "વિક્રમોર્વશી" એ બીજા ત્રણ ચાર ભાષાંતરકારને આકર્ષ્યા છે.

પચાસ વર્ષથી પણ અગાઉ રણછોડભાઈએ એનું ભાષાંતર કરેલું

રણછોડભાઈ કૃત — પરંતુ, નહિ મૂળને વળગી રહીને કે નહિ યથાર્થતાથી. પોતાને ઠીક લાગ્યું ત્યાં વધારો ઘટાડો કરતા ગયા; તેમજ જે મૂળ પ્રત પરથી ભાષાંતર થયલું તે પણ અશુદ્ધ હતી, આથી ભાષાંતરમાં દોષો દાખલ થઈ ગયા છે અને મૂળનું બહુ જ ઝાંખું ચિત્ર રજુ કરે છે.

પરંતુ ત્યારપછી સ્વ. કીલાભાઈ ઘ. ભટ્ટે કરેલું ભાષાંતર ઉત્તમ

કીલાભાઈ કૃત — છે. શુદ્ધ પાઠ કયો છે તે નક્કી કરવાનો અને એ રીતે ભાષાંતર વિશુદ્ધ કરવાનો સિદ્ધાંત સ્વીકારનાર એઓ પ્રથમ જ હતા. કાલિદાસના કાવ્યમાંનું મૂળ વૃત્ત જ ભાષાંતરમાં કાયમ રાખવા પ્રયત્ન થયો છે અને એ રીતે ભાષાંતરકારે અસલનો ભાવ ગુજરાતી વાચક સમક્ષ મૂકવાનો સ્તુત્ય અને યથાર્થ પ્રયત્ન કર્યો છે.

---

૧ પ્રો. ઠાકોર કૃત 'ભણકાર' (૧૯૧૭) ના ઉપોદ્ઘાતમાં એ ચાલુ રાખેલો છે.

કેટલાંક વર્ષ અગાઉ દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ; એ "વનમાળી"[1] ની સંજ્ઞાથી આજ નાટકનું ત્રીજું ભાષાંતર પ્રસિદ્ધ કરેલું, તેની ત્રણ આવૃત્તિઓ થઈ છે. એમની સર્વમાન્ય

**કેશવલાલ કૃત**

વિદ્વત્તાની સાથે સાથે વળી મૂળ પ્રતમાંના અશુદ્ધ પાઠો સુધારવાની એમને મળેલી વધારે અનુકૂળતાને લીધે કાલીદાસની કૃતિનાં અનનુકરણીય લાવણ્ય અને લાલિત્ય ભાષાંતરમાં જેટલાં ઉતારી શકાય તેટલાં ઉતારેલું પુસ્તક આપણા સાહિત્યમાં ઉમેરાયું છે. સામાન્ય કેળવણી પામેલા ઘણા જ થોડા ગુજરાતી વચકો આ અભિપ્રાય સાથે એકમત થશે કારણ એમને તો આ વિદ્વતાપૂર્ણ ભાષાંતર સંસ્કૃતને બદલે ગુજરાતી અક્ષરે છાપેલા નાટક જેવું જણાશે અને તેઓ જો કહે કે આવું પરિવર્તન વાંચવાને બદલે મૂળ જ વાંચી આનંદ કેમ ન મેળવીએ તો તે યથાર્થ જ ગણાય. દુર્ભાગ્યે છે પણ એવું જ, પરંતુ શિષ્ટ સંસ્કૃત ભાષાનો ભાવ પ્રદર્શિત કરવાની સંકુચિત શકિતવાળી પ્રાકૃત ભાષાઓને સંસ્કૃતની સમાન કોટીએ લઈ જવાનું ઘણું મુશ્કેલ છે.

રણછોડભાઇની ઉત્સાહી કાર્યશકિતએ આપણી ભાષાને એક વધુ ભાષાંતર કાલિદાસના માલવિકાગ્નિમિત્રનું આપ્યું છે. કીલાભાઇએ પણ બાણના "પાર્વતી પરિણય" નું ભાષાંતર કર્યું છે; અને મૂળ

**બીજાં ભાષાંતરો**

નાટકની સટીક પ્રતના અભાવ છતાં પણ એ ભાષાંતર ઘણું પ્રશસ્ય થયું છે. એમના અવસાનના થોડા સમય પહેલાં જ એમણે ભાસના એક નાટકનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું હતું. ભાસનાં જીવનચરિત્ર અને નાટકોના સંબંધમાં ઘણી વાત અંધકારમાં હતી તેને પ્રકાશમાં લાવતા આ ભાષાંતરને અંગે લખાયલા ઉપોદ્‌ઘાત ઉપરથી એમણે ઉઠાવેલાં પરિશ્રમ,

---

[1] ૧૯૦૬ માં રા. હિં. ગ. અંજારીઆએ વિક્રમોર્વશીય નાટકનું ભાષાંતર પ્રકટ કર્યું હતું, તેમાં એમણે ભાષાંતરકારનું નામ આપ્યું નથી પણ એ ભાષાંતર દી. બા. કે. હ. ધ્રુવે કર્યું હતું.

ઉદ્યોગ અને એમની બુદ્ધિની સૂક્ષ્મતા પ્રદર્શિત થાય છે. દી. બા. કેશવલાલ ધ્રુવે પણ ભાસના "સ્વપ્નવાસવદત્ત" નું 'સાચું સ્વપ્ન' એ નામે ભાષાંતર કર્યું છે (૧૯૧૬). એનો ઉપોદ્‌ઘાત પ્રાક્કાલીન વિષયોના અભ્યાસીની દૃષ્ટિએ જોતાં ઘણો જ ઉપયોગી જણાશે.

**પ્રો. મણિલાલનું માલતી માધવ**

કાલિદાસની જેમ ભવભૂતિએ પણ ભાષાંતરકારોને આકર્ષ્યા છે. એના માલતીમાધવનું મણિલાલ નભુભાઇ કૃત ભાષાંતર એક ઉત્તમ વાંચવા લાયક કૃતિ છે. એનું બીજું નાટક "ઉત્તરરામ ચરિત" પણ મણિલાલે જ આપણી ભાષામાં ઉતાર્યું છે. ભાષાસૌંદર્ય, પાત્રોની ઉત્તમ ગોઠવણી, મનુષ્યના મનના ભાવ અને તેની મનોવૃત્તિઓનું આબેહુબ આવિષ્કરણ અને પ્રદર્શન આદિ જાતજાતની ખૂબીઓથી મૂળ પુસ્તક છલકાય છે. ભવભૂતિને બીજી ભાષામાં યથાર્થ રીતે ઉતારવો અને તે પણ વળી એક ઉતરતી પંક્તિની ભાષામાં, એ કાંઈ સહજ કાર્ય નથી. મણિલાલ પોતાના પ્રયાસમાં સર્વ વાતે સફળ ઉતર્યા છે, અને જો કે પિંગળકારો પિંગળનો કાંઇ સ્થળે કાંઇ તો કોઈ સ્થળે કાંઇ દોષ જોયા જ કરે છતાં પણ કઠિનમાં કઠિન ટીકાકારને પણ એમની ઉચ્ચ પ્રકારની શક્તિનો સ્વીકાર કરવો પડયો છે. આ નાટકના એક ભાગ 'ચિત્રદર્શન'નું દી. બા. કેશવલાલે પણ ભાષાંતર કર્યું છે અને એ કૃતિ પણ સુંદર છે.

**કેશવલાલનું મુદ્રારાક્ષસ**

વિશાખદત્તના "મુદ્રા રાક્ષસ" નું દી. બા. કેશવલાલે કરેલું ભાષાંતર વળી એમની એક બીજી ઉત્તમ કૃતિ છે. એમની ટીકા અને પાઠસંશોધનના પ્રયાસો એમની વિદ્વતાના પ્રમાણભૂત છે. પણ એમ કરતાં કરતાં એઓ કેટલીક વખત ખરેખરો વિદ્વાનવર્ગ ન સ્વીકારી શકે એવા પાઠો કલ્પી કાઢે છે. રા. સવાઇલાલ વોરા નામે કાઠિયાવાડના ગૃહસ્થે પણ આ નાટકનું ભાષાંતર કર્યું છે.

**અન્ય ભાષાંતરો**

આ ઉપરાંત "પ્રબોધ ચંદ્રોદય" ના બે ભાષાંતરો છે. વેણીસંહાર, નાગાનંદ, રત્નાવલી, પ્રિયદર્શના (કે. હ. ધ્રુવ ૧૯૧૫) અને મૃચ્છકટિક એ સર્વ નાટકોનાં ભાષાંતરો થયાં છે.

**ઈંગ્રેજીમાંથી ભાષાંતરો**

સંસ્કૃત નાટકોનાં ભાષાંતર કરવા ગુજરાતી વિદ્વાનો જેટલા આકર્ષાયા છે તેટલા ઈંગ્રેજી નાટકો તરફ આકર્ષાયા નથી. તેમ છતાં પણ જેટલાં પણ થોડાં ભાષાંતરો થયાં છે તેમાં શેકસપીઅરનાં નાટકોની સંખ્યા વધારે આવે છે. અહીં પણ પહેલ તો રણછોડભાઈ ઉદયરામે જ કાઢી છે, અને શેકસપીઅરનાં નાટકોના સાર આપતા પુસ્તક રૂપે એ કવિનો પરિચય કરાવીને બીજાઓને માર્ગ દર્શાવ્યો છે. એ પુસ્તકનું નામ એમણે શેકસપીઅર કથાસમાજ આપ્યું હતું. "વેરોના શહેરના બે ગૃહસ્થો" અને "વેનીસનો વેપારી" એનાં છૂટાંછવાયાં ભાષાંતરો થયાં છે. ભાવનગરની સામળદાસ કોલેજના પ્રો. નરભેરામ પ્રાણજીવને કરેલા "કોમેડી ઓફ એરર્સ", 'મેઝર ફોર મેઝર" અને "ઓલ્ઝ વેલ ધેટ એન્ડઝ વેલ" ના જેવા અનુવાદો પણ થયા છે. એમણે જ્યુલીઅસ સીઝરનું અને ઓથેલોનું ભાષાંતર પણ કર્યું છે. ઈંગ્રેજી નાટકો શેરીડનનું "સ્કૂલ ઓફ સ્કેંડલ"[૧] જેવાનાં ભાષાંતરો અને અનુવાદો કરવાના છૂટાછવાયા પ્રયત્ન થયા છે; પરંતુ એકંદરે સંસ્કૃત અથવા હિંદની બીજી ભાષાઓને મુકાબલે આ પ્રયાસો નહિ જેવા છે.

**બંગાળીમાંથી ભાષાંતરો**

નારાયણ હેમચંદ્રે "અશ્રુમતિ" નું ભાષાંતર કર્યું તે સમયથી બંગાળી નાટકોનો ગુજરાતને પરિચય થયો. "અશ્રુમતિ" એક ઐતિહાસિક કરૂણરસથી ભરેલું નાટક છે, અને તેના મૂળ લેખક મહાન બંગાળી પંડિત જ્યોતિંદ્રનાથ ટાગોર છે. એના ભાષાંતરકાર તરીકે તો જોકે નારાયણે ઠીક કામ કર્યું છે પરંતુ એ

---

૧ નિંદાખાનું. કેખશરૂ. ન. કાબ્રાજીકૃત.

નાટકપર **નરસિંહરાવ** દીવેટીઆની વશવર્તિની અને સહાનુભૂતિદર્શક કલમ એવા કૌશલ્યથી ખાસ કરીને પદ્ય વિભાગ ઉપર ફરી ગઇ છે કે એ નાટકને ગુજરાતી શ્રેષ્ટ નાટકોની પંક્તિએ લાવવાનું માન એમને જ ઘટે છે. ફરીદ અને સલીમ એ ઇઆગો અને ઓથેલોનાં પ્રતિબિંબ હોય એમ દેખાય છે અને આ રીતે ત્રીજે હાથે ગુજરાત શેકસપીઅરની કલ્પનાશક્તિના ફળોનો આસ્વાદ લેવા શક્તિવાન થયું છે. બંગાળીમાંથી ભાષાંતર થયલું બીજું એક ઐતિહાસિક નાટક "પુરૂ વિક્રમ" છે.

**સતીનાટક**

નર્મદાશંકર દેવશંકર પંડયાએ ભાષાંતર કરેલું "સતીનાટક" ખરેખરૂં તો બંગાળીમાં લખાયલું; તેમાંથી હિંદીમાં ભાષાંતર થયું ને તેમાંથી ગુજરાતીમાં આવ્યું. શૈવમતાવલંબીઓને એ નાટક ખાસ કરીને પ્રશસ્ય લાગશે.

**દેવળદેવી**

ગુજરાતીમાં લખાયેલાં થોડાંક ઐતિહાસિક નાટકોમાં "દેવળદેવી" (૧૮૯૬) નું સ્થાન છે. એના લેખક **ભીમરાવ** ભોળાનાથ છે. અમદાવાદના જે બુદ્ધિશાળી ને સાહિત્યપ્રેમી કુટુંબે ગુજરાતને ભોળાનાથ અને નરસિંહરાવ અર્પણ કર્યા છે તે જ કુટુંબના એ પણ હતા.

**મરાઠી નાટકો**

મરાઠીમાંથી થયલાં ભાષાંતરો વિષે આગળ કહેવાઇ ગયું છે. તે સિવાય બીજાં કેટલાંક પણ છે, તેમાં "માધવરાવ પેશ્વા" નું નાટક પણ આવી જાય છે.

**જયા ને જયંત**

ગુજરાતી નાટયસાહિત્યના શુષ્ક રણમાં જે થોડાં લીલાં હરિયાળાં સ્થાન એ રણની શુષ્કતા કાંઇક કમી કરે છે તેમાં કવિ **નાનાલાલ**નું "જયા જયન્ત" અને સ્વર્ગસ્થ સર રમણભાઇનું "રાઇનો પર્વત"

છે. એમાંના પ્રથમે પોતાના વસ્તુથી તેમજ લેખનશૈલીથી કેળવાયલા અને સાહિત્યરસિક વર્ગમાં ખળભળાટ મચાવી મૂક્યો છે. નાટકનો વિષય પણ ચમકાવી મૂકે, એવો છે. લેખક સ્ત્રીવર્ગને આજીવન બ્રહ્મચારીણી રહેવાનો એમાં ઉપદેશ આપે છે. આ આદર્શ સંકુચિત વિચારના સનાતની હિંદુઓના હૃદયને આઘાત પહોંચાડે છે; કારણ સમાજસેવા, દુર્બળ, અશક્ત વર્ગની સુશ્રુષા કરવા જેવા પ્રશસ્ય કાર્યમાં પરાયણ થવા માટે પણ સમાજ અને ધર્મનાં બંધન તોડવાં એ એમને; જુના વિચારવાળાઓને, મન પાપ છે. રૂઢી પ્રમાણે સ્ત્રીને અવિવાહિતા રાખવી એ એક જાતનું પાપ છે એવી માન્યતાના વાતાવરણમાં એઓ ઉછરેલા હોવાથી આ આદર્શ એમને ગળે ઉતરતો નથી. ખરૂં જોતાં આ આદર્શ જો કે દરેક રીતે વિચારમાં અને વિધાનમાં સુંદર છે છતાં પણ દેશમાં જડ ઘાલી બેઠેલી રૂઢી સામે બળવા જેવો હોવાથી હિંદુસમાજમાં એથી ઘણો ખળભળાટ મચી રહ્યો છે. જે શૈલીના ધોરણપર આ નાટક લખાયલું છે તે એની બીજી નવીનતા છે. એ પ્રાસરહિત કાવ્ય છે, પદ્ય પેઠે લખાયલું ગદ્ય છે; અને કોઇ લાંબી તો કોઇ ટૂંકી એમ વિવિધ લંબાઇની પંક્તિઓ સાથે છપાયલું છે. આ નૂતનતા વળી આગળ જણાવેલી નવીનતા કરતાં વધારે તો નહિ પણ એના જેટલું જ કૌતુક—કુતૂહલ—ઉપજાવે છે. નવીન શૈલીના સંચાર સાથે ગુજરાતી સાહિત્યમાં પ્રાસરહિત કાવ્ય ક્રમશઃ ચાલુ થયું હતું. આ રૂઢી બંનેમાં, ગરબી અને લાવણીમાં, તેમજ છંદવૃત્તમાં પણ ચાલુ થઇ હતી. પણ આ જાતનું કાવ્ય જેમાં તે વાંચવાની અમુક રીતથી વાંચતી વખતના વિશિષ્ટ લયથી જ તે પદ્ય છે એમ પરખાય તેનાથી (જો કે તેમાં દર્શાવેલા સુંદર ભાવરૂપી જવાહીરો પદ્યમાં જ—ગદ્યમાં કદી પણ ન દર્શાવી શકાય તેવાં હોય તોપણ) જનસમૂહના ધૈર્યની હદ આવી ગઇ અને આ ધૃષ્ટ નૂતન માર્ગના પ્રવર્તક સામે સખત વિરોધ ઉઠાવવામાં આવ્યો છે અને એ વિરોધ પણ વજન પડે તેવો, અસરકારક ને તે પણ પ્રતિષ્ઠિત અને સંસ્કારી

સાક્ષરો તરફથી ઉઠાવવામાં આવ્યો છે.[1]

આદર્શ

આ સુંદર નાટકનું સ્થળ વારાણસી કલ્પ્યું છે, અને ત્યાં પાપ અને પુણ્યનો તાળો મેળવ્યો છે. આખું કાવ્ય સુંદર વિચારો, ટૂંકાં ટૂંકાં વાક્યો, ટૂંકી પણ ગર્ભિત શિખામણ, તાત્ત્વિક અને આધ્યાત્મિક સત્યો, પ્રણય વચનો, અને ધાર્મિક બોધવચનોથી છલકાય છે. આ નાટક યોગ્ય રીતે અને એનો આશય સમજી તે અભ્યાસપૂર્વક વંચાય તો સમાજસુધારા અને સમાજસેવાના કાર્યને એ જરૂર જ આગળ ધપાવે, અને નિઃસત્ત્વ ભાષણો યા મોંઢાના ઉપદેશો દ્વારા થાય તે

---

૧ નાનાલાલનાં પ્રચલિત પદ્ધતિએ લખાયલાં કાવ્યો, માધુર્ય, લાલિત્ય અને સંગીતમય હોવાથી નૂતન ગુજરાતી સાહિત્ય મંદિરમાં તેમણે પોતાનું યોગ્ય સ્થાન લીધું છે. બંગાળાની પ્રખ્યાત મીઠાઇ રસ ગોલાની માફક તેમાંનાં કેટલાંક તો મ્હોમાં મૂકતાંજ જાણે ઓગળી જાય છે, પરંતુ એમની કાવ્યશૈલીમાં થયલાં છેલ્લાં પરિવર્તન-પ્રાસ રહિત કાવ્યની રચનાથી એમણે પ્રારંભમાં લખેલાં કાવ્યોને પોતાની કૃતિઓમાંથી લગભગ તિલાંજલી આપી દીધી છે. મહાત્મા ગાંધીજીની પચાસમા વર્ષની જયંતિ ઉજવતી વખતે કેટલાંક પ્રસિદ્ધ ઇંગ્રેજી કાવ્યોની ઢબે, “ ગુજરાતનો તપસ્વી ” એ નામનું એમણે એક કાવ્ય લખ્યું છે, જો કે તે કાવ્ય ઇંગ્રેજી કરતાં આરબો અને ઇરાનીઓ ના “ કસીદેહ ”ને વધારે મળતું આવે છે. એ કાવ્યનું હાસ્યરૂપ અનુકરણ “ મોટાલાલ ” ના તખલ્લુસથી “ પ્રભાતનો તપસ્વી ” ( કૂકડો ) એ નામે થયું છે. ( મોટાલાલ શબ્દની પસંદગી કરી લેખકે નાનાલાલ શબ્દ પર કટાક્ષ કર્યો છે ). ભાષા ગૌરવ, ભાવોના સ્પષ્ટ કથન અને છંદશાસ્ત્રના આદર્શના સ્પષ્ટિકરણ તરીકે હાસ્ય અને મર્મના યોગ્ય અંશોવાળી એ એક સુંદર કૃતિ છે. હજી સુધી અણપરખાયો આ લેખક નાનાલાલને નૂતન અને અસંસ્કૃત માર્ગેથી વિમુખ થવા વિનવે છે અને ગદ્ય લખી તેને પદ્યનું નામ આપવાની ઝંખનાથી ઠગાઈ પોતાના ઝળકતા અને ઉજ્જવળ ભવિષ્યને હાનિ ન પહોંચાડવા એમને સ્પષ્ટ રીતે સૂચના કરે છે, બલ્કે માગે છે.

કરતાં એ પ્રગતિ સહસ્ત્રગણી વધારે થાય. યુગોથી અદશ્ય થયલી આર્ય સ્ત્રીઓની અલૌકિકતા અને તેમનું "પ્રભાચક" કે જે પશ્ચિમની પદ્ધતિએ શિક્ષણક્રમ દાખલ થવાથી જ ધીમે ધીમે તેનું સ્થાન પ્રાપ્ત કરતાં હતાં તેને કવિએ પુનઃ પ્રગટાવ્યાં છે. દેહલગ્ન માટે જ સ્ત્રીવર્ગ નથી. લેખક "સ્ત્રી" ને "પુણ્યાચાર" "સાધુતા" જેવા ઉચ્ચ આદર્શ તરફ દોરનાર ગણે છે. પુરૂપ અને સ્ત્રી વચ્ચે પ્રેમ અથવા સ્નેહ લગ્ન થઇ શકે અને આત્મલગ્ન પણ થઈ શકે. લેખક એથી પણ આગળ વધે છે અને બ્રહ્મચર્ય સેવતાં સ્ત્રી પુરૂપનું દશ્ય રજુ કરે છે. આ દંપતી લગ્ન કરે છે પરંતુ અખંડ બ્રહ્મચર્ય પાળે છે.

**વસ્તુ**

જયા અને જયન્ત, નાયક અને નાયિકાનો ઋણાનુબંધ તે એ નાટકની મુખ્ય વસ્તુ છે. બીજા ગૌણ વસ્તુમાં ગિરિદેશનાં રાજવી અને રાણીજી–વારાણસીનાં રાજવી અને રાણી અને કાશીનો જ ભ્રષ્ટ તીર્થગોર અને તેની અનીતિમાં ફસી પડેલા લોકો છે. તેમ છતાં ગૌણ વસ્તુની જાળમાં અમુક અમુક સ્થિતિએ જયા પકડાઈ જાય છે. જયા એ ગિરિદેશની રાજકુમારિકા છે. જયન્ત ગિરિદેશના સ્વર્ગસ્થ મંત્રીનો અનાથ પુત્ર છે; અને પોતાનાં પરાક્રમ અને સાહસ માટે પ્રસિદ્ધ છે. બાલ્યકાળથી બંને ભેગાં ઉછરેલાં હોવાથી સ્વાભાવિક રીતે જયન્ત જયા સાથે લગ્નગાંઠથી જોડાવા ઇચ્છા રાખે છે. પરંતુ સામાજિક રૂઢી પ્રમાણે ક્ષત્રિય કન્યા પોતાના ક્ષેત્ર બહાર અપાતી નથી અને રાણીને એ વાત પસંદ ન હોવાથી, રાજવીની તેમજ જયન્તની ઇચ્છા પૂર્ણ થઈ નહિ. "કાશી રાજવી" ને "જયાની લગ્ન માળા" ધરાવાઇ. ગિરિદેશ આવતાં આવતાં માર્ગમાં કાશીરાજે વ્યભિચાર અને મદિરાપાનમાં મોજ માણતા શાક્તમાર્ગી કાશીના તીર્થગોરની કન્યા સાથે પાપ સંબંધ બાંધ્યો. રાજાને ગિરિદેશ આવતાં જણાયું કે કન્યાની લગ્નમાં સંમતિ નથી. જયાને લાગ્યું કે જો ગિરિદેશમાં રહીશ તો જોરજુલમથી મારાં લગ્ન થઇ જશે; તેથી એ પણ

ત્યાંથી ગુપ્ત રીતે ચાલી નીકળી. એને "ભગાડવામાં" જયન્તનો હાથ હશે એમ મનાયું. કાશીરાજની ઇચ્છા પૂર્ણ થઇ નહિ તેથી એણે ગિરિદેશના રાજવી ઉપર વેર લેવાના શપથ લેતાં કહ્યું કેઃ—

"આજ નહીં, એક માસમાં,
"લઇશ હું ગિરિરાજ પાસેથી
"રાજકન્યા કે રાજપાટ.

વળી વધારામાં ઉમેર્યું કેઃ——

"બ્રહ્મચર્ય વ્રત ધારે તો ભલે,
"પણ વરવા નહીં દઉં અવરને
"એ ગિરિદેશની રાજકુમારિકા.

એક માસમાં જયા જડી નહિ એટલે કાશીરાજે પોતાના વચન પ્રમાણે ગિરિદેશનું રાજ લઇ લીધું. ગિરિદેશનાં રાજા રાણી "દુનિયાનાં દાઝયાં" ના "વિસામા" રૂપ કાશીમાં આવ્યાં. જયન્ત પણ જયાની શોધનાં લાંબા કાળ સુધી આખા મુલકમાં રખડયો પણ એ જડી નહિ એટલે એ પણ કાશીમાં આવ્યો અને ત્યાં પોતાના જેવાઓ માટે હરિકુંજ નામનો આશ્રમ સ્થાપ્યો. અટન કરતાં કરતાં જયાને માથે પણ ઘણાં વિઘ્ન આવ્યાં અને સાથે સાથે એ સર્વ વિઘ્ન પણ એના શીલની સખત કસોટીરૂપ નિવડયાં. એક સ્થળે એક નિર્જન વગડામાં એણે વામમાર્ગીઓને ઉત્સવ ઉજવતાં જોયાં. આ શાક્તોનો આચાર્ય જયાના દેશનો જ એક યોગી હતો અને એની દાસી તે એ વામમાર્ગીઓની દેવી બની બેઠી હતી. આચાર્ય જયાકુમારિને અડપલું કરવા જતો હતો તેવામાં જયાની પાછળ પડેલા એક પારધીના બાણથી વીંધાઇ ગયો. આ પછી જયાની દશા દમયંતી જેવી થઈ, કારણ દમયંતીને પણ તેને બચાવનાર પારધીએ પરણવાનો વિચાર કર્યો હતો. એ પારધી જયાને પોતાને ત્યાં લઈ ગયો. જયાએ

ત્યાં પોતાના જેવી એક બીજી સ્ત્રીને કેદીની દશામાં જોઇ. એ બીજી સ્ત્રી તે તેજબા–કાશીના ભ્રષ્ટ તીર્થગોરની બ્હેન. ઉપર જણાવ્યા પ્રમાણે જે તીર્થગોરની કન્યા સાથે કાશીરાજનો સંબંધ હતો તે એ તીર્થગોર–તેજબા અને જયાએ મળીને પારધીનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો અને જયાએ એક અર્ધચંદ્ર બાણથી પારધીના જમણા હાથ પગ કાપી નાંખ્યા. ત્યાંથી કફની ધરી પારધીનું કલ્યાણ વાંચ્છી બંને ચાલી નિકળ્યાં. પતિતપાવની ગંગાને તટે અટન કરતાં કરતાં એઓ અક્ષય તૃતિયાને દિવસે ભરાયલા મેળાને સ્થાને આવી પહોંચ્યાં. ગંગા કાંઠે તીર્થગોરનું પાપમંદિર હતું. જયા અને તેજબા એ વાતથી અજાણ હતાં. સ્નાન કરી એઓએ તીર્થગોર ( રશીઅન પાદરી રાસ્પુટીનના પ્રતિબિંબ ) સાથે મંદિરમાં પ્રવેશ કર્યો. એટલે તીર્થગોર જયાનું શીલ ભંગ કરવા ગયો. જયા ભાગીને મંદિરનો ઘુમટ ફોડી ગંગાજળમાં પડી. આ લંપટ ગોર પોતાની બ્હેન તેજબાને ઓળખી શક્યો નહોતો એટલે તેને પણ ભ્રષ્ટ કરવા ગયો પરંતુ તેજબાએ તો એને "જટા ઝાલી" બહાર ખેંચી કાઢયો. તીર્થગોરે પોતાની બ્હેનને ઓળખી ને એને પરિતાપ થયો અને તેજબાએ એને ઉપદેશ કર્યો કેઃ—

"સૃષ્ટિમાંની સર્વ સુંદરીઓને,
"બ્હેન પ્રમાણજે, ઓ પાપ ગુરૂ.
"સહુમાં તુજ બ્હેનની મૂર્તિ જોજે.
"રાક્ષસ જન્મ્યો તું બ્રહ્મકુળમાં.

આ સમયે કાશીરાજ પણ તીર્થગોરની કન્યા સાથે (તીર્થગોરથી ગુપ્ત રીતે કાશીરાજે એની સાથે લગ્નસંબંધ બાંધ્યો હતો ) સ્નાનાર્થે આવ્યો. એ સમયે "નદી તટમાં પોકાર" થયો કેઃ—

"ઓ તીર્થગોર ! ત્હમારી બ્રહ્મકન્યા
"હરી ગયા કો રાજવી.

આથી તીર્થગોર ને તેજબા ચમક્યાં. તેજબાએ તીર્થગોરને સંબોધી કહ્યું:—

" રાવણવંશી ઓ બ્રહ્મ રાક્ષસ !
" મા વિસર કે સર્વ સુંદરી
" કોઈક પિતાનું કન્યા રત્ન છે.
" ત્હારા કન્યા રત્નને પુણ્યોજ્જવળ વાંછે,
" તો કોકના કન્યા રત્નને મા અભડાવ.

ગંગામાં પડેલી જયાને જયન્તના કેટલાક શિષ્યોએ ઉગારીને એને આશ્રમે લાવ્યા. આશ્રમમાં એને સચેતન કરવા જયન્તની યોગ-ગુફામાં પ્રયાસો થયા. આ અણધાર્યા પ્રસંગથી જયન્ત વ્યાકૂલ થઇ ગયો, અને વિવિધ મનોભાવો અનુભવતો યોગગુફામાં ગયો. " સૃષ્ટિની સકલ સુંદરતાની સન્મુખ " હૃદયના ઉચ્ચ અને નીચ ભાવો વચ્ચે એના મનમાં ઉઠેલા યુદ્ધનું કવિએ આલેખેલું ચિત્ર ઉત્તમ છે. પાપ વાસનાઓ સામે યુદ્ધ કરી એ જય પામે છે ને "સ્વસ્થ ચિત્ત" કહે છે કે:—

" સિધાવો સિધાવો રતિનાથ !
" આ ગુફા તો યોગીઓની છે.

જયાને ચેતન આવતાં જયન્તને ઓળખી કાઢે છે. એ અણીને પ્રસંગે જ એમના વચ્ચે પ્રશ્ન ઉઠે છે કે:—

" લગ્ન કે ધર્મ ?
" કામ કે સ્નેહ ?
" સંસાર કે સેવા ?

જયા " આત્મ લગ્ન " સૂચવતાં કહે છે કેઃ—

" હવે દેહની કથા ન કરવી.

\+ + +

" આજ સુધી અંગને અડક્યો નથી તું,
" હવે એ અંગને અભડાવીશ ?

જયન્તે આ સૂચના સત્કારી ને એવી ગોઠવણ નક્કી થઇ કે જયન્તે "હરિકુંજ" માં બ્રહ્મચારી તરીકેનું પોતાનું કાર્ય ચાલુ રાખવું અને જયાએ "ગંગાને સ્હામે તીર" "સુન્દરીઓ" માટે મઠ સ્થાપવો અને જયાએ "પત્નીઓની" "વીણા" ઘડવી ને જયન્તે "પતિઓની કામઠી" ઘડવા મથવું. આ નિરાકરણથી દેવો પણ એટલા પ્રસન્ન થયા કે તેમણે આ ઉત્સવમાં અપ્સરાઓ મોકલી તેને વધાવી લીધું એટલું જ નહિ પણ જયાના આશ્રમના મુહૂર્ત સમયે દેવર્ષિએ જાતે પધારી સહાય કરી. નાટકનો અંત પણ આ ઉચ્ચ ભાવનાને શોભે તેવો જ છે "પૂર્ણિમાની રાત્રિએ ગંગાના મધ્ય વહેણમાં", સ્નેહલગ્ને સંકળાયલાં પણ દેહલગ્ને ભિન્ન, જયા અને જયન્તનાં જલ પર તરતાં જુદાં જુદાં હોડલાંનું દશ્ય એવું પ્રભાવશાળી છે કે અત્યાર સુધી નહિ જોએલાં કુદરતી અને સ્વર્ગીય તત્ત્વોના સંગમથી વાચક વાચા રહિત અને ચકિત થઇ જાય છે. ગિરિદેશનાં રાજા રાણી, કાશીરાજ, તીર્થગોર, નૃત્ય દાસી આદિ અન્ય પાત્રો લાંબું આયુષ્ય ભોગવે છે. જયા અને જયન્ત એ સર્વને ક્ષમા કરે છે.

વાચકે જોયું હશે કે **નાનાલાલનાં** આદર્શ આજીવન બ્રહ્મચારીઓ "હનુમાનજી" અથવા "**ભીષ્મ પિતામહ**" નથી, પરંતુ લગ્ન શૃંખલાએ બંધાયલાં છતાં, સ્ત્રી પુરૂષની ગ્રંથી છતાં, દ્વૈધીભાવ અંતે અદ્વૈતમાં પરિણમતો હોવાથી, "દેહવાસના નહિ, પણ ત્હેનાથી પર કોઇ નિર્મળી આત્મ ભાવના" થી જગતનાં "પ્રલોભનો" પર જય મેળવવો શકય છે એવું દર્શાવતો આદર્શ છે. જયન્તે ટૂંકમાં એ આદર્શને આ પ્રમાણે પ્રતિપાદન કર્યો છેઃ—

"એકલે હાથે? નહિ જ જયા!
"કોઇ જિત્યૂં નથી, કોઈ જિતશે નહિ.
"પુરૂષ ને પ્રકૃતિની બેલડી જ.
"નવ બ્રહ્માંડ સરજે છે.

**આત્મ લગ્ન**

આ દ્વંદ્વ લગ્નગ્રંથીએ તો જોડાયલું જ છે પરંતુ એ લગ્ન તે દેહલગ્ન નહિ પરંતુ આત્મલગ્ન. આ આત્મલગ્ન પ્રેમમાંથી પરિણમે છે, વાસના-માંથી એની ઉત્પત્તિ નથીઃ—

"પ્રેમ ત્યાં ન હોય કામવાસના;
"પ્રેમમાં નથી દેહની વાંછનાઃ

**આદર્શનો ગુણદોષ વિચાર**

દેહલગ્ન નહિ પણ આત્મલગ્ન—લગ્ન ખરૂં પણ ખરૂં અને લગ્ન નહિ પણ નહિ, સંગમ ખરોએ ખરો ને તો પણ સંગમ કહેવાય નહિં એવા એવા શાબ્દિક વિરોધવાળા આ નૂતન આદર્શ પર ધાર્યા પ્રમાણે ચારે બાજુએથી ઘણું વિવેચન થયું છે. વળી

"મોહ અને સ્નેહના ભેદ પાળે,
"કામ અને રસાનન્દને ભિન્ન પરમાણે.

એવાં લગ્ન સ્વીકારવાનું વિવેચકોને શક્ય લાગ્યું નથી એટલું જ નહિ પરંતુ દેહલગ્ન માત્ર વિષયસુખને માટે જ છે ને એથી ઉચ્ચ માર્ગે એ વહન ન જ કરી શકે એવું કાંઈ પણ અંગીકાર કરવા આ વિવેચકો તૈયાર નથી. એક વિવેચક દર્શાવે છે કે[1] કવિ

---

૧ રા. નરસિંહરાવ સં. ૧૯૭૧—૭૨ ના "વસંતમાં" બે નવાં ગુજરાતી નાટકો "ના વિપુલ પરંતુ અપૂર્ણ વિવેચનમાં રા. નાના-લાલની "નૈષ્ઠિક બ્રહ્મચર્ય" ની ભાવના વિષે જણાવે છે કે "બ્રહ્મ-ચર્યમાં બ્રહ્મ શબ્દનો અર્થ ધ્યાનમાં રાખીશું ને નૈષ્ઠિક વિશેષણ લગાડીશું તો અર્થ એ જ પ્રગટ થવાનો કે સ્ત્રીજાતિ માત્રથી નિરંતરને માટે અસંસર્ગ. જયા અને જયન્તની ભાવનામાં દેહનો અસંસર્ગ છતાં એક વ્યક્તિ જોડે પ્રેમનો સંસર્ગ—આત્મલગ્ન રૂપે છે જ. રેલ્વેના પાટા સમાન્તર રહી પરસ્પર જોડાયા વિનાના જ રહે છે છતાં દૂરથી જોનારને મળી જઈ એકઠા થયલાનો ભાસ આપનાર optical illusion (દૃષ્ટિભ્રમ)-થી કાંઈક વિપરીત પ્રકારનો આ પ્રેમીયુગલના અસંયુક્ત સંયોગમાં (psychological illusion) માનસશાસ્ત્રગત ભ્રમ પ્રગટ થાય છે."

પોતે પણ લગ્નની સામાન્ય ભાવનાનો ત્યાગ કરી શક્યા નથી અને તેથી વખતે અજાણ્યે આત્મલગ્ન જેવી ઉચ્ચ કલ્પના અર્પતાં કહે છે કેઃ—

"વિલાસ અનિષ્ટ નથી,
"વિલાસની તૃષ્ણા અનિષ્ટ છે.
"વિલાસ ભાવના સંયમ નિગ્રહ
"તે સંસારીઓનાં બ્રહ્મચર્ય જ.

જો કે પ્રારંભ કરતાં તો કહે છે કે લગ્ન સામાન્ય અર્થમાં તો પાપ જ છે. પછી નકાર રૂપે મૂકતાં કહે છે "પાપ તે પ્રેમ નથી." એટલે કે લગ્નગ્રંથી ઉપર રચાયલો દેહ દેહનો સંબંધ પાપ રૂપ જ છે.

**નાયક અને નાયિકા** આ નાટકનાં નાયક અને નાયિકા જો કે સામાન્ય કોટીનાં મનુષ્ય વર્ગનાં છે છતાં પણ સ્વર્ગીય-ઇતર દેહીઓથી ભિન્ન-હોય તેવાં લાગે છે. તેમના મુખમાં મૂકાયલાં વચનો, એમણે દર્શાવેલા ભાવો, સામાન્ય મનુષ્યથી પર-તેમની અક્કલમાં ન ઉતરે તેવા-ઘણી જ ઉચ્ચ કોટીએ પહોંચેલા છે. જાણે એ વચનો હવામાં ઉડતાં હોય, આપણાથી તેનો સ્પર્શ પણ ન થઇ શકે તેવાં લાગે છે.

દૃષ્ટાંતઃ—જયન્તને ઉત્તર આપતાં જયા કહે છે કેઃ—

"આશા ને કામ અનન્ત છે.
"કાળ ગંગાને કોઈ કાંઠડે,
"કોઇક ઋતુમાં સ્વીકારીશ, કુમાર,

× × × ×

"હજી આવે છે એ પ્રભાત;

× × × ×

"જીતીને આવજે એ (દિલમાંના દૈત્યો)
"આપીશ તું ઇચ્છે છે તે.
"નથી આજે એ અમૃતનો અવસર.

વળી પ્રકૃતિ અને પુરૂષની બેલડી રૂપે રહેવાની યાચના કરતા જયન્તના મુખમાં મૂકેલાં વચનો પણ એવાં જ છેઃ—

"મૈયાએ મ્હને પવિત્રતા પાઇ,
"એ પવિત્રતા પથરાવીશ પૃથ્વીમાં.
"સ્હામે તીરે છે જયન્તની રામવાડી,
"આ તીરે માંડશે જયા સીતાવાડી;
"ત્ય્હાં છે વીરરસનાં મહા કાવ્ય,
"અહિં જન્મશે શૃંગારના કાવ્ય શણગાર.

× × × ×

"પ્રભુની આજ્ઞા છે સુન્દરી સંઘને કે
"જગમાં જન્માવવું ને ધવરાવવું,
"આ મઠમાં કામધેનુઓ ઉછેરીશ,
"એ કામધેનુઓ નરલોકને ધવરાવશે,
"ને માનવીના દેવ ઉછેરશે.
"અવની ને અમૃત મેઘથી સીંચશે
"ને અમરો ઉતરશે વાડીએ વાડીએ.

**ઈન્દુકુમાર**

વિવેચકો અને ટીકાકારોએ આ નાટકના આદર્શ અને ભાવનાની વિવિધ રીતે કરેલી સમાલોચના વડે તેની કચુંબર કરી નાખેલી હોવા છતાં પણ ગુજરાતીમાં લખાયલાં આશરે સીતેર એંસી નાટકોમાં આ નાટક પ્રથમ પદ ભોગવે છે. એમનું આની પહેલાં લખાયલું અપૂર્ણ નાટક ઈન્દુકુમાર જયા જયન્તની લોકપ્રિયતા આગળ દબાઇ ગયું છે.

**રાઈનો પર્વત**

આથી પણ વધારે મહત્વનો એક સાંસારિક રિવાજ એ બીજા પ્રસંશાપાત્ર નાટકની વસ્તુ તરીકે લેવાયો છે. રા. બા. સર રમણભાઇના "રાઇનો પર્વત" (૧૯૧૪) ની વસ્તુ એક જુની ગુજરાતી

લોકકથા પરથી લેવામાં આવી છે. ગુજરાતના એક ખૂન થવાથી માર્યા ગયલા રજપુત રાજાનો કુંવર, તેના પિતાને મારીને તેની ગાદી છીનવી લેનાર ખૂની ન જાણે એવી રીતે માળીને વેશે કેટલાંક વર્ષ રાજધાની નજદિક ગુપ્ત રહ્યો. પરંતુ એની માતાના માતૃસ્નેહે પોતાના પુત્રને ગાદી ન મળે ત્યાં સુધી ઠરવા દીધી નહિ ને અંતે માતાની સહાયથી વડીલોનું રાજ્ય સંપાદન કરવાનો પ્રસંગ આવ્યો, પરંતુ ગાદી મેળવવા માટે માતાએ જે માર્ગ લીધો હતો તે યોગ્ય–શુદ્ધ નહોતો. ગાદી છીનવી લેનાર વૃદ્ધ રાજા એક યુવાન રાણી પરણ્યો હતો ને તેથી એવી વાત બહાર પાડવામાં આવી હતી કે રાજા યૌવન મેળવવા પ્રયાસ કરે છે ને તે કાર્યની સિદ્ધિ માટે રાજાએ છ માસ સુધી એકાંત ભોંયરામાં જ રહેવું એવી વૈદ્યે ભલામણ કરી હતી. આથી યૌવનપ્રાપ્તિ માટે છ માસ સુધી રાજાને ગુપ્ત રહેવાની જરૂર હતી. છ માસ પછી રાજા બહાર નિકળે ને રાજકારભાર હાથમાં લે. રાઇની માતા જાલકા વદ્ય બની હતી ને યૌવન પ્રાપ્ત થાય તો એના પુત્રને રાજ્યનો ચોથો ભાગ આપવા રાજાએ વચન આપ્યું હતું. નિશાચર પશુઓથી વાડીનું રક્ષણ કરતાં કરતાં રાઇએ

વસ્તુ

ભૂલમાં પશુ છે એમ સમજીને રાજાપર બાણ છોડયું ને રાજાનો પ્રાણ ગયો. આથી જાલકાએ અને રાજાના વિશ્વાસુ સામંત તેમજ સ.થી સિતલસિંહે રાજાના શબને દાટી દીધું ને રાજા યૌવન માટે છ માસ સુધી એકાંતવાસ સેવે છે એવી વાત બીજે દિવસે બહાર પાડી. ગોઠવણ એવી હતી કે છ માસ પછી રાઇને યૌવન પ્રાપ્ત કરેલા મહારાજ તરીકે રજુ કરવો. શરીરાદિમાં કાંઈ ફેરફાર દેખાય તો તે પુનઃ યૌવનપ્રાપ્તિને લીધે થયલું પરિવર્તન છે એમ સમજાવવાનું હતું. રાઇને સમજાવવામાં આવ્યું કે ગુજરાતના હિતને અર્થે આવો છલ કરવાની આવશ્યકતા હતી; નહિ તો ગત રાજાને સંતાન ન હોવાથી રાજ્યમાં કલહ ઉત્પન્ન થાય ને "રાજ્ય ઉંધું વળી જાય'."

આ નિમિત્તથી રાઈ જેવા ઉચ્ચ જીવનના અભિલાષી ને ન્યાયી યુવકના "ચિત્તનું સમાધાન" થયું નહિ, પરંતુ માતાના પ્રેમને લીધે એ તેની "ઇચ્છા" ને "આધીન" થયો છતાં પણ જ્યારે ગાદીપર બેસવાનો સમય આવ્યો ત્યારે રાઇએ ભર દરબારમાં માજી મહારાજ વિષેનો સર્વ વૃત્તાંત પ્રગટ કર્યો અને જાહેર કર્યું કે "મારા પિતાના વારસ તરીકે ગાદીનો હકદાર હોવાનો હું દાવો ધરાવું છું;" પરંતુ પ્રજાના અગ્રેસરોની ઇચ્છા જાણી લેવા હું પંદર દિવસ સુધી દૂર રહીશ. માજી મહારાજની યુવાન રાણી **લી**લાવતી જે પ્રતિ પળે યૌવન પ્રાપ્ત કરેલા પોતાના સ્વામીને મળવા અધીરી થઇ ગઈ હતી તેને પણ રાઇએ સત્ય વૃત્તાંત જણાવ્યો. **લી**લાવતીને એ જાણી આઘાત થયો ને એ મૂર્ચ્છાંગત થઇ. રાઇએ સર્વ વૃત્તાંત પ્રગટ કર્યો છે એ બીનાથી અજાણ જાલકા, એ દરમ્યાનમાં **લી**લાવતીને મળવા આવી. **લી**લાવતીએ એને શાપ આપ્યો કે "મારૂં હૈયું તેં ભાંગ્યું છે તેવું તારૂં હૈયું પણ ભાંગજો." હવે આણી તરફ પંદર દિવસના એકાંત વાસમાં રાઇને હાથે વળી બીજી ઘટના બની. માજી મહારાજને **વી**ણાવતી નામે પુત્રી હતી. એ પુત્રી બહુ જ નાની વયે વિધવા થઇ હતી. એ વૈધવ્ય સહન કરવામાં કઠિનતા ન લાગે એથી મહારાજે એને નગર બહાર એક એકાંત ભુવનમાં રાખી હતી ને લોકોનું કુતૂહલ અટકાવવા એના મરણની ખબર ફેલાવી હતી. એક વખતે નદીમાં તરતી હોડીમાં **વી**ણાવતી સ્હેલ કરવા નિકળી હતી. એવામાં હોડીમાં પાણી ભરાઈ જતાં એ નદીમાં પડી. ત્યાંથી એને રાઇએ બચાવી. આથી **રાઇ** અને **વી**ણાવતી વચ્ચે પ્રેમ ઉત્પન્ન થયો, જો કે **રાઈ**ને ખબર ન હતી કે એ બચાવેલી સ્ત્રી કોણ હતી. અસાધારણ અને પ્રજામાં અપ્રિય થઇ પડે એવું કાંઇપણ પગલું ભરવાથી રાજગાદી મેળવવાના કાર્યમાં વિઘ્ન આવશે એવા ભયને ન ગણકારતાં રાઇએ **વી**ણાવતી સાથે પુનર્લગ્ન કરવાનું સાહસ આદર્યું. પરંતુ છેવટે **લી**લાવતી સહિત સર્વે સુજ્ઞ મનુષ્યોએ આ લગ્નને સંમતિ આપી. આ નિર્દોષ રાજ-

કુંવરી કૃતાર્થ થઇ અને રાઈને રાજગાદીએ બેસાડવામાં આવ્યો.

હેતુ

સત્ય વચન અને પ્રમાણિકતા એ જ મનુષ્યને યોગ્ય માર્ગે દોરે છે એ શાશ્વત કહેતીનું ખરાપણું પ્રતિપાદન કરવાનો આ નાટકનો ઉદ્દેશ છે. સાવિત્રી અને કમલા જેવી સ્ત્રીઓને મુખે, સ્ત્રીસ્વાતંત્ર્યની લેખકે હિમાયત કરાવી છે; અને વીણાવતી અને રાઇનાં લગ્ન કરાવીને એ સ્વાતંત્ર્યના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે. વીણાવતી બાળવિધવા હતી. રજપૂતોના રિવાજ પ્રમાણે એનાં બાળપણમાં ખાંડા સાથે લગ્ન થયાં હતાં અને તેથી પતિ એ શું છે તથા કોણ છે તે પણ એ જાણતી નહોતી. એનાં લગ્ન તે નામનાં લગ્ન હતાં; છતાં હિંદુસંસારમાં રૂઢીનું બળ એટલું બધું છે કે એક નિર્દોષ બાલિકાને વિધવાપણાનાં સર્વ કષ્ટો આજીવન વેઠવાં પડે છે. આ હાનિકારક રૂઢીનું ઉચ્છેદન કરવા સુધારકો છેલ્લાં પચાશ વર્ષ થયાં મહેનત ઉઠાવી રહ્યા છે. વીણાવતીનું દૃષ્ટાંત મૂકીને કર્તાએ આ રૂઢીનાં અનૌચિત્ય અને મૂર્ખતા આબેહુબ દર્શાવ્યાં છે. પોતાનો જ અભિપ્રાય સત્ય છે એવો એમનો દૃઢ આગ્રહ વાચકપર પણ બેસાડયા સિવાય એઓ રહેતા નથી.

વિચારશીલતાના ધોરણ ઉપર જ આખું નાટક ઘડાયું છે. કોઇ પણ સ્થળે એમાં ધમધમાટ કે કંપ જોવામાં આવતાં નથી. એમાંનો હાસ્યરસ પણ શાંત છે. બહાર પડી આવે એવો નથી. (સર રમણભાઇ સ્વભાવે વિનોદી હતા એટલે વિનોદ દર્શાવ્યા સિવાય એમનાથી રહેવાયું નથી). ગ્રંથકર્તા કવિ તરીકે ઉતરતી કોટીના ન હોવા છતાં પણ ભાવ અથવા મનોવૃત્તિ દર્શાવવામાં કે સૃષ્ટિસૌંદર્યનું વર્ણન કરવામાં એમણે કલ્પનાના ઘોડા દોડાવ્યા નથી, પરંતુ તેમ કરવામાં સરળતા જ વાપરી છે. એ સરળતા કૌશલ્યયુક્ત હોવાથી પ્રશસ્ય થઇ પડી છે. સત્યને આડંબરની આવશ્યકતા ન હોવાથી

એમણે રજુ કરેલા સિદ્ધાંતો અને તેટલી સરળતાથી રજુ કર્યા છે.[૧]

**રાઇ અને જાલકા પરસ્પર વિરોધ સ્વ-ભાવવાળાં પાત્રો**

આ નાટ્ય ચિત્રમાં હિંમત સહિત અડગતા દર્શાવતાં બે પાત્રો રાઇ અને એની માતા જાલકા છે, અથવા તો એમનાં ખરાં નામ એમને આપીએ તો કુમાર જગદીપદેવ અને વિધવા રાજમાતા અમૃતદેવી ઉપર આપણી નજર પડે છે. ગમે તેવી લાલચ એને લોભાવી રહી હોય છતાં પછી તેમ કરવાથી ગાદી મળવાની હોય કે માતાનાં ગાઢ પ્રેમ અને વાત્સલ્યને માન અપાતું હોય તોપણ એ સત્ય માર્ગેથી ચળ્યો નહિ. રાજગાદી મળવાને સમયે કે વીણાવતીના પ્રેમનો ત્યાગ કરવો પડે એવે પ્રસંગે પણ એણે માર્ગ તો સત્યનો જ પકડ્યો. આજ પ્રમાણે જાલકા જો કે છે તો અબળા પણ એક રાજકારભારી જેવી "તીક્ષ્ણ બુદ્ધિ" શાળી છે. ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં–એની સર્વ યોજના ઉંધી વળી ગઇ હોય તેવે પ્રસંગે પણ એનું ધૈર્ય અડગ રહેતું. એની પાસે નવી નવી યુક્તિ પ્રયુક્તિ–નવી નવી યોજના–તૈયાર જ હોય–પરંતુ અંતકાળે એનું સ્ત્રી-હૃદય પોતાનું સ્વાભાવિકપણું–સ્ત્રીત્વ–દર્શાવે છે અને પ્રાણાંતે એ સ્વીકારે છે કે "ઇશ્વરનું નીતિવિધાન એવું છે કે મનુષ્યે છલ ન કરવું × × × અનીતિની શિક્ષાને પાત્ર થવાનું કબુલ કરી અનીતિ કરવી એ નીતિવ્યવસ્થા નથી. એ મનુષ્ય ધર્મ નથી." કલ્યાણરાય અને સાવિત્રી એટલે પ્રધાન અને પ્રધાન પત્ની અને એમના જ પ્રયાસથી દંપતી બનેલાં દુર્ગેશ અને કમલા (દંપતીસ્નેહના નમુના) એ ગૌણ પાત્રો છે. પરંતુ નાટકનો પુરૂષ વર્ગ સ્વામીનિષ્ઠત્વના

---

૧ (ક) " એક અસત્યથી જન્મે અસત્યો બહુ જૂજવાં;
" રોપે અસત્ય જે તેને પડે એ ઝુંડ વેઠવાં. પૃ. ૩૮
(ખ) " જગત્ આખા તણું રાજ્ય ચલાવે પ્રભુ સત્યથી. પૃ. ૩૮
(ગ) " વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે,
" જ્યાં સત્ય ત્યાં જ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાં જ સત્ય છે. પૃ. ૩૮

ગુણના આદર્શરૂપ છે અને સ્ત્રીવર્ગ ઉદાત્તપણું અને સમાજસેવાની ઉચ્ચ ભાવના પ્રદર્શિત કરે છે. રાજાના મૃત્યુથી વસ્તુસ્થિતિમાં ફેરફાર થવાને અંગે લીલાવતીમાં પણ અકલ્પનીય પરિવર્ત્તન થયું, પરંતુ એ પરિવર્ત્તન ઉદાત્તહૃદયની આર્ય મહિલાઓમાં થતા પરિવર્ત્તન જેવું જ અકૃત્રિમ અને કરૂણાર્દ્ર હતું.

**રાઈનો પર્વત અને જયા જયન્તની તુલના**

"જયા જયન્ત" અને "રાઈનો પર્વત" બંને ઇ. સ. ૧૯૧૪માં એટલે મહાયુદ્ધના વર્ષમાં જ પ્રકટ થયાં છે. સંક્ષેપે કહેતાં એક ગંભીર છે અને શાંત સાગરની સપાટી પર તરે છે; જ્યારે બીજું વિદ્યુત્મય છે ને તોફાની અને પ્રચંડ સાગરપર ઉછાળા મારે છે.

**પારસી નાટકો**

પારસી ભાઈઓને હાથે લખાયલું નાટયસાહિત્ય પણ હિંદુ ભાઇઓની રીતને જ અનુસરે છે. આરંભમાં એમના પુરાતન ઇતિહાસ અને ઐતિહાસિક ગાથા સાથે સંબંધ રાખતા વિષયો પર જ નાટકો લખવાના એમનામાં પ્રયત્ન થયલા. બેજન મનીજેહ, જાલ રૂદાબેહ, રૂસ્તમ સોહરાબ, ગુલ રૂખસાર જમશેદ અને ઝોહાક એ સર્વ ફિરદુસી અથવા બીજા ઇરાની લેખકોએ લખેલી ઇરાનની તવારિખ પરથી રચાયલાં હતાં, ને એ કોમની કેળવણી શરૂ થઇ તે વખતમાં જે ભાષા અને શૈલી પ્રચલિત હતી તેવી જ આ નાટકોની ભાષા અને શૈલી છે. પદ્ય ફારસી કવિતા અને પિંગળને આધારે લખાયલું અને ગદ્ય પણ ફારસી ભાષાના અત્યંત કૃત્રિમતાભરેલા ગદ્ય જેવું જ, પ્રાસથી ભારોભાર લાધેલાં વાકયોવાળું હતું. આ અનુકરણ પરિપૂર્ણ રીતે સફળ તો ન જ કહેવાય અને ઉચ્ચ ફારસી ગદ્યની શૈલીનો આભાસ આવે તેથી પ્રાસ મેળવવા અને ઝમઝમાટ આણવા જે શબ્દોનાં જોડકાં જોઈએ તેનો ગુજરાતી ભાષાના સંકુચિત કોષમાં અભાવ હોવાને લીધે યોગ્ય શબ્દો શોધવા ફારસી ભાષાનો આ લેખકોને આશ્રય લેવો પડતો. આથી આરંભના પ્રયાસો અસાધારણ સંખ્યામાં

ફારસી શબ્દોથી લાધેલા છે.[૧] આ શૈલીનો એમને એવો તો મોહ લાગી ગયલો કે ત્યારપછી એમને હાથે ઈંગ્રેજીમાંથી ભાષાંતરો[૨] અને અનુવાદ થયાં તેમાં પણ આ શૈલીનો ચેપ તેઓ છોડી શક્યા નહિ. પાત્રોની આસપાસનું વાતાવરણ ફારસી–ઈરાની–જ રહ્યું.

**અનિષ્ટ રૂઢિઓ ઉઘાડી પાડવાનો ઉદ્દેશ**

આમ છતાં પણ ઈંગ્રેજી કેળવણી જેમ જેમ વધારે લેવાતી ગઇ તેમ તેમ એમની કૃતિઓના ભાવમાં પણ પરિવર્તન થવા માંડ્યું. સંસારિક વિષયોમાંજ એઓએ પોતાનું બધું ધ્યાન રોક્યું, અને ભાષાંતરો કે સ્વતંત્ર કૃતિઓ જે જે એમને હાથે લખાયું તે તે મોટે ભાગે રંગભૂમિપર ભજવવા માટે જ લખાયું. પારસી કોમમાં લગ્ન થતાં પહેલાં વર તરફથી કન્યાવાળા પાસે માંગવામાં આવતી મોટી રકમ (રીતની ભીખ), યુરોપિયન ફેશનના અનુકરણ રૂપે, પોતાનાં માબાપની અશક્તિ કે ગરીબાઈ હોવા છતાં પારસી યુવતિનો અનહદ શોખ અને તેને લીધે ગાળવામાં આવતું અનીતિમય જીવન, એવા એવા અનેક વિષયોએ એમના નાટ્યસાહિત્યના ઉદ્દ્ભવને ઘણે અંશે પોષ્યો છે. સાંસારિક અનિષ્ટો ઉઘાડાં પાડવામાં એમના નૈસર્ગિક ટીખળી અને હસમુખા સ્વભાવની એમને ઘણી સહાય મળી છે, અને શું વાંચતાં કે શું રંગભૂમિપર જોતાં એ નાટકોને અટ્ટહાસ્યથી વધાવી લેવામાં આવ્યાં છે. મર્હૂમ કેખશરો નવરોજજી કાબ્રાજીએ આ વિષય પરત્વે સારી ખ્યાતિ મેળવી છે. ઈંગ્રેજી નવલકથાઓ તથા નાટકોને પારસી જીવનમાં ઉતારવામાં એઓ એક્કા હતા અને મીસીસ હેન્રીવૂડની કેટલીક નવલકથાઓના અનુવાદ, મુખ્યત્વે કરીને ઈસ્ટ લીન (ગુન્હી ગરીબ) અને મીસીસ હેલીબર્ટનસ ટ્રબલ્સ (દુઃખિયારી બચુના દુઃખના પહાડ),

---

૧ સ્વર્ગસ્થ મનઃસુખરામ ત્રિપાઠીએ શુદ્ધ સંસ્કૃત શબ્દોથી લાધી દઈને ગુજરાતીને જેવી શૈલીએ પહોંચાડવા માગી હતી તેને જ મોટે ભાગે મળતી આવતી આ શૈલી છે.

૨ દાખલા તરીકે ઓથેલો પરથી અનુવાદ “કસરેવજનાં દાસ્તાન.”

પારસી વાચકોના એમને વખાણનાર વર્ગમાં ઘણું ઉંચું સ્થાન ભોગવે છે એટલુંજ નહિ પણ જે હિંદુભાઇઓનું વલણ સુગમ પરંતુ સંગીન અને નિર્દોષ વાચન તરફ ઢળેલું છે તેઓ પણ એમને વખાણે છે. આ અનુવાદ થયલી કથાઓ નાટકરૂપે ભજવાઇ ગઇ છે ને તે નાટકો પ્રેક્ષકવર્ગનું સારૂં ખેંચાણ કરી શકયાં છે. પારસીભાઇઓ સહજ જ આનંદ મેળવવા તરફ ઢળેલા હોવા માટે પ્રખ્યાત છે તે વાત ખરી છે પરંતુ ખાવાપીવામાં અને શહેરોમાં વસવાટ પરત્વે પશ્ચિમની ફેશનોનું જે અનુકરણ એઓમાં થવા લાગ્યું છે તેથી એમનામાં સમજુ અને વિચારશીલ પ્રકૃતિવાળા વર્ગને ધાસ્તી લાગી અને તેમને એમ જણાયું કે પોતાની કોમને નિર્દોપ, સરળ અને વિશુદ્ધ ગ્રામ્યજીવન તરફ વાળવાથી જ આ અનિષ્ટ અનુકરણ થતું અટકે એમ છે. તેથી જે નાટકો–જે સંખ્યાબંધ નાટકો–પછીથી લખાવાં માંડયાં તે આ વિવેક વિચાર વગરના અંધ અનુકરણની હાંસીરૂપે અને શહેરી જીવનની મલીન અસરથી રહિત, ગામડામાં વસનાર પારસી યુવક યુવતિના સરળ, પ્રમાણિક તેમજ નીતિમય જીવન સાથે તેની આબેહૂબ સરખામણી કરવાના હેતુસરજ[૧] લખાયાં. દારૂ, જુગાર, દુરાચરણી અને કલબમાં ગાળવામાં આવતાં જીવનાદિ કેટલાંક અનિષ્ટોપર તેમણે નાટકો લખ્યાં હતાં. કેખશરૂના ભાઈ બમનજી નવરોજજી કાબ્રાજી, જેમણે સંખ્યાબંધ નાટકો લખ્યાં છે તેઓએ ઉપર જણાવેલા સાંસારિક પ્રદેશમાં મોટે ભાગે પોતાની કલમ ઘુમાવી છે અને એમનાં નાટકો, ફારસો (પ્રહસન), રંગભૂમિ માટેજ લખાયલાં હોવાથી અને રંગભૂમિપર સફળ નિવડેલાં હોવાથી જો કે એ સર્વમાં કાંઈ ખાસ સાહિત્ય વિષયક વિશિષ્ટતા ન હોવા છતાં

૧ કેખશરૂ નવરોજજી કાબ્રાજી કૃત " ભોલીજાન ", " વિનાશકાલે વિપરિત બુદ્ધિ ", પારસી સાહિત્યમાં આદરણીય ગણાતા લેખક અરદેશર બમનજી પટેલ કૃત " અસલાજી ", "તકદીરની તાસીર", સ્વર્ગસ્થ સમૃદ્ધ લેખક ખરશેદજી બી. ફરામરોઝ કૃત "નવલી ભીલડણ", અને " જોડયા ભાગના જૂદા ફેજ. "

**કાબ્રાજી ભાઇઓ**

પણ એમને સારી આવક થઈ હતી.[1] નાટકો જોનારા, પારસી તેમજ અન્ય કોમના, એમના નાટકોનાં નામથી પરિચિત છે. એમનું દૃષ્ટિબિંદુ સામાજિક વિશુદ્ધિનું હતું અને એમની કલમે લખાયલાં નાટકોમાં ખૂબી એ છે કે સ્હેજ પણ બાધ સિવાય સ્ત્રી પુરૂષ બંનેના મિશ્ર પ્રેક્ષકવર્ગ સમક્ષ એ ભજવી શકાય અને વાંચી બતાવાય એવાં છે. મલીન ચારિત્ર્યના સૂચનનો સુદ્ધાં પણ એમણે ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો છે; અને હાલના પ્રેક્ષકવર્ગમાં પ્રિય થઈ પડેલાં વાંધાપડતાં લક્ષણો એમણે આ રીતે દૂર કર્યાં છે.

**કેટલાક હિંદુ લેખકો**

રંગભૂમિ માટે નાટકો લખવામાં કાબ્રાજી ભાઇઓના જેવા જ પરંતુ નાટકો ભજવતી મંડળીઓવાળા અમદાવાદના ડાહ્યાભાઈ ધોળશાજીએ (અવસાન ઈ. સ. ૧૯૦૬) તથા કાઠીઆવાડના મોરબીના વાઘજી આશારામે (ઈ. સ. ૧૮૫૦–૧૮૯૭) ભજવાતાં નાટકોની સંખ્યામાં ઠીક વૃદ્ધિ કરી છે. એમણે મોટે ભાગે ઐતિહાસિક તેમજ પૌરાણિક વિષયોપર નાટકો લખ્યાં છે અને ગુજરાતી પ્રેક્ષકવર્ગને પુરાણમાં રસ લેતો કર્યો છે. આ ઝરણાને ગોપાળજી ક. દેલવાડાકર, રાજકવિ નથુરામ અને કાઠીઆવાડી નાટકમંડળીવાળા વિશ્વનાથ જેવા ગૌણ લેખકોએ પુષ્ટિ આપી છે. આમાંના ઘણાંખરાંમાં સાહિત્ય પ્રચૂર ચમકારાનાં પ્રસંગોપાત્ દર્શન થાય છે.

---

૧ એમના લખેલા ફારસોનાં નામ, "અંધારી રાત્રે મગ કાળા," "બ્હેરા બ્હેલા કાકા," "ભલો પડેલો ભીમભાઇ," "સુખલાજીનાં સંકટો," "જુગારી," "ગામરેની ગોરી," "ભોલી ગુલ," "કલયુગ," "દોરંગી દુન્યા," "બાગે બેહેસ્ત," અને "બાપના શાપ,"

સારાંશમાં ગુજરાતી નાટયસાહિત્ય પ્રમાણમાં તેમજ પ્રભાવમાં-ઉત્કૃષ્ટતામાં-નહિ જેવું છે. સંખ્યામાં આંકડો સોની ઉપર ભાગ્યેજ જઇ શકે; તેમાં પણ આદરને પાત્ર તો આંગળીને વેઢે ગણાય તેટલાં જ. એક તો સારૂં નાટક લખાવું જ મુશ્કેલ; તો પછી બેન જોન્સન, શેકસપીઅર કે છેવટ બર્નાડ શૉની માફક એકસરખી રીતિએ નાટકો લખાયા કરે એ કેટલું બધું મુશ્કેલ છે. રણછોડભાઇએ ગણેશ માંડયા તો ખરા પરંતુ વચ્ચે વચ્ચે કોઇ કોઇ સમયે થયલા પ્રયત્નો સિવાય એ પ્રયાણની પ્રગતિ દૃશ્યમાન થતી નથી. રંગભૂમિ માટે લખાતાં નાટકો હલકાવર્ગની અભિરૂચિ સંતોષવા લખાય છે અને તેમાં કાવ્ય જેવું કશું હોતું નથી. બીજાં નાટકોમાં ઉદ્દેશનો ક્રમ જળવાયલો હોતો નથી અને સ્વતંત્ર ભાવના અને કાર્યની ખામી હોય છે. સાહિત્યની આ શાખાની દશા હીન છે; એમાં ચૈતન્ય લાવવાની જરૂર છે.

**નાટકનું સાહિત્ય એકંદરે નિઃસત્ત્વ**



# પ્રકરણ ૫ મું.

## ✓ વાર્ત્તાનું સાહિત્ય

આ મથાળા નીચે નવલકથા-વાર્ત્તા અને હાસ્યરસના ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

પ્રાચીન ગુજરાતીમાં પ્રથમ વાર્ત્તાઓ કંઠસ્થ સાહિત્યરૂપે હસ્તીમાં આવી. વાર્ત્તાઓ લખાવી તો ત્યાર પછી માંડી.

**વાર્ત્તાલેખન અગાઉ કંઠસ્થ વાર્ત્તાઓ** વાર્ત્તાલેખનમાં પ્રેમાનંદનાં કાવ્યો જેવા પૌરાણિક વિષયો, દેવકથાનાં આખ્યાનો અને સામળનાં કાવ્યો જેવા સાંસારિક વિષયોનો સમાવેશ કરવામાં આવતો. પરંતુ પ્રાચીન ગુજરાતી ભાષામાં લખાયલી કેટલીક વાર્ત્તાઓ જે હમણાં હમણાં જૈન ભંડારોમાંથી અથવા એવાં જ બીજાં અલભ્ય સ્થાનોમાંથી શોધી કાઢી પ્રસિદ્ધ કરવામાં આવે છે અને જેમાંથી પ્રાચીન કાળમાં ગદ્ય કેવું લખાતું તે દર્શાવવા અવારનવાર ઉતારા પ્રકટ થાય છે તે સિવાય ગદ્ય લખાણની ભાગ્યે એકાદ આખી પ્રતિ પણ હોય.[1] પરંતુ તે સમયમાં એવી માન્યતા હતી કે વાર્ત્તાઓ તો પદ્યમાં જ કહી શકાય. આ કાર્યને માટે ગદ્યનો ઉપયોગ પણ થઈ શકે એ સમજ પાશ્ચાત્ય રીતે કેળવણીનો આરંભ થયા પછી જ આપણામાં આવી અને નવી પદ્ધતિપર અપાતી કેળવણીનાં મૂળ ઝામ્યાં અને ઈંગ્રેજી નવલકથાસાહિત્યથી લોકો પરિચિત

---

૧ નર્મકોષ ( ઇ. સ. ૧૮૭૩ )ના ઉપોદ્‌ઘાતમાં આપેલો "પાડલીપુત્ર નામે નગર હતું"થી શરૂ થતો ફકરો જુઓ. પરંતુ આ વાર્ત્તાઓ પણ હિતોપદેશ અને પંચતંત્ર જેવા સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર હતી.

થયા પછી જ, શું ટૂંકી કે શું લાંબી–વાર્તા–નવલકથા કે રમુજી ટૂચકા લખવાનો આરંભ થયો એમ વાસ્તવિક રીતે કહી શકાય. ને એ રીતે વાર્તાસાહિત્યના સર્વ લેખકો–હિંદુ કે અન્ય વર્ણી–ઇંગ્રેજી શિક્ષણમાંથી નિપજેલાં ફળ કહેવાય. મહીપતરામ અને નંદશંકર, કેખશરૂ કાબ્રાજી અને એમના ભાઇ બમનજી કાબ્રાજી, એ સર્વેએ ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ લીધું હતું અને એ સર્વનો અભિપ્રાય ઇંગ્રેજી સાહિત્યની એ આકર્ષક શાખાથી પોતાના ઓછા કેળવાયલા બંધુઓને પરિચિત કરવાનો થતો હતો. આથી ઇંગ્રેજી કૃતિઓનાં ભાષાંતર અને અનુવાદ તરફ કે પછી એ પદ્ધતિએ સ્વતંત્ર કથાઓ લખવા તરફ એમનું મન વળ્યું.

**ઇંગ્રેજી શિક્ષણને લીધે નવલકથાનું લેખન**

કલ્પિત અદ્‌ભુત કથા (રોમેન્સ) કરતાં નવલકથા (નૉવેલ)ના સાહિત્યે[1] એમના પર સ્વાભાવિક રીતે જ વધારે અસર કરી, પરંતુ આ બંને વચ્ચે ઇંગ્રેજીમાં જે ભેદ છે તે ગુજરાતીમાં સૂક્ષ્મપણે પળાતો નથી. કલ્પિત અદ્‌ભુત રચનાત્મક કથા હોય કે નવીન કથા હોય તોપણ એ બંનેને ગુજરાતીમાં નવલકથાનું નામ જ અપાય છે. "નવલ" એટલે નવીન–(નવી) લખાયલી વાર્તા. ઇંગ્રેજી નૉવેલ શબ્દનું અક્ષરશઃ ભાષાંતર.

**કલ્પિત કથા કરતાં નવલકથા વધુ હૃદય-સ્પર્શી**

---

૧ " યુરોપની કથાઓમાં " રોમેન્સ " " અને નોવેલ " એવા જે બે પ્રકાર છે તે વચ્ચેનો ભેદ આ " આખ્યાન " ( પ્રેમાનંદનાં ) અને " વાર્તા " ( સામળની ) વચ્ચે છે. " રોમેન્સ " માં પાત્ર અમાનુષ કે ઐતિહાસિક હોય છે અને અલૌકિક ચમત્કારવાળો અદ્દભુત વૃત્તાંત હોય છે. " નોવેલ "માં વર્ત્તમાન સમયના સાંસારિક મનુષ્યોની લૌકિક જીવનકથા હોય છે. " કવિતા અને સાહિત્ય. વોલ્યુમ ૩ જું; પૃ. ૨૫૭.

## પ્રકરણ ૫ મું.

## ✓ વાર્ત્તાનું સાહિત્ય

આ મથાળા નીચે નવલકથા-વાર્ત્તા અને હાસ્યરસના ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

પ્રાચીન ગુજરાતીમાં પ્રથમ વાર્ત્તાઓ કંઠસ્થ સાહિત્યરૂપે હસ્તીમાં આવી. વાર્ત્તાઓ લખાવી તો ત્યાર પછી માંડી.

**વાર્ત્તાલેખન કંઠસ્થ વાર્ત્તાઓ**

અગાઉ વાર્ત્તાલેખનમાં પ્રેમાનંદનાં કાવ્યો જેવા પૌરાણિક વિષયો, દેવકથાનાં આખ્યાનો અને સામળનાં કાવ્યો જેવા સાંસારિક વિષયોનો સમાવેશ કરવામાં આવતો. પરંતુ પ્રાચીન ગુજરાતી ભાષામાં લખાયલી કેટલીક વાર્ત્તાઓ જે હમણાં હમણાં જૈન ભંડારોમાંથી અથવા એવાં જ બીજાં અલભ્ય સ્થાનોમાંથી શોધી કાઢી પ્રસિદ્ધ કરવામાં આવે છે અને જેમાંથી પ્રાચીન કાળમાં ગદ્ય કેવું લખાતું તે દર્શાવવા અવારનવાર ઉતારા પ્રકટ થાય છે તે સિવાય ગદ્ય લખાણની ભાગ્યે એકાદ આખી પ્રતિ પણ હોય.[૧] પરંતુ તે સમયમાં એવી માન્યતા હતી કે વાર્ત્તાઓ તો પદ્યમાં જ કહી શકાય. આ કાર્યને માટે ગદ્યનો ઉપયોગ પણ થઈ શકે એ સમજ પાશ્ચાત્ય રીતે કેળવણીનો આરંભ થયા પછી જ આપણામાં આવી અને નવી પદ્ધતિપર અપાતી કેળવણીનાં મૂળ ઝામ્યાં અને ઈંગ્રેજી નવલકથાસાહિત્યથી લોકો પરિચિત

---

૧ નર્મકોષ ( ઇ. સ. ૧૮૭૩ )ના ઉપોદ્ઘાતમાં આપેલો "પાડલીપુત્ર નામે નગર હતું"થી શરૂ થતો ફકરો જુઓ. પરંતુ આ વાર્ત્તાઓ પણ હિતોપદેશ અને પંચતંત્ર જેવા સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર હતી.

થયા પછી જ, શું ટૂંકી કે શું લાંબી-વાર્ત્તા-નવલકથા કે રમુજી ટૂચકા લખવાનો આરંભ થયો એમ વાસ્તવિક રીતે કહી શકાય. ને એ રીતે વાર્ત્તાસાહિત્યના સર્વ લેખકો-હિંદુ કે અન્ય વર્ણી-ઇંગ્રેજી શિક્ષણમાંથી નિપજેલાં ફળ કહેવાય. મહીપતરામ અને નંદશંકર,

**ઇંગ્રેજી શિક્ષણને લીધે નવલકથાનું લેખન**

કેખશરૂ કાબ્રાજી અને એમના ભાઇ બમનજી કાબ્રાજી, એ સર્વેએ ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ લીધું હતું અને એ સર્વનો અભિપ્રાય ઇંગ્રેજી સાહિત્યની એ આકર્ષક શાખાથી પોતાના ઓછા કેળવાયલા બંધુઓને પરિચિત કરવાનો થતો હતો. આથી ઇંગ્રેજી કૃતિઓનાં ભાષાંતર અને અનુવાદ તરફ કે પછી એ પદ્ધતિએ સ્વતંત્ર કથાઓ લખવા તરફ એમનું મન વળ્યું.

**કલ્પિત કથા કરતાં નવલકથા વધુ હૃદય-સ્પર્શી**

કલ્પિત અદ્દ્ભુત કથા (રોમેન્સ) કરતાં નવલકથા (નૉવેલ)ના સાહિત્યે[1] એમના પર સ્વાભાવિક રીતે જ વધારે અસર કરી, પરંતુ આ બંને વચ્ચે ઇંગ્રેજીમાં જે ભેદ છે તે ગુજરાતીમાં સૂક્ષ્મપણે પળાતો નથી. કલ્પિત અદ્દ્ભુત રચનાત્મક કથા હોય કે નવીન કથા હોય તોપણ એ બંનેને ગુજરાતીમાં નવલકથાનું નામ જ અપાય છે. "નવલ" એટલે નવીન-(નવી) લખાયલી વાર્તા. ઈંગ્રેજી નૉવેલ શબ્દનું અક્ષરશઃ ભાષાંતર.

---

૧ "યુરોપની કથાઓમાં "રોમેન્સ" "અને નોવેલ" એવા જે બે પ્રકાર છે તે વચ્ચેનો ભેદ આ "આખ્યાન" (પ્રેમાનંદનાં) અને "વાર્ત્તા" (સામળની) વચ્ચે છે. "રોમેન્સ" માં પાત્ર અમાનુષ કે ઐતિહાસિક હોય છે અને અલૌકિક ચમત્કારવાળો અદ્દભુત વૃત્તાંત હોય છે. "નોવેલ"માં વર્ત્તમાન સમયના સાંસારિક મનુષ્યોની લૌકિક જીવનકથા હોય છે." કવિતા અને સાહિત્ય, વોલ્યુમ ૩ જું; પૃ. ૨૫૭.

**નવલકથા લેખક તરીકે નંદશંકર અચ્ચણી**

જો કે "કરણઘેલો" (ઈ સ. ૧૮૬૮)માં લખાયો તે પહેલાં પણ નવલકથારૂપે થયલા પ્રયાસો લોકપ્રિય થયા હતા, તોપણ સામાન્યતઃ રા. બા. નંદશંકર તૂળજાશંકરને નવલકથાસાહિત્યના પિતા તરીકે લેખવામાં આવે છે. ક્રમશઃ ગણતાં તો "**સાસુ વહુની લડાઇ**" પ્રથમ લખાયલી. એ એક સાંસારિક વૃત્તાંતની નવલકથા છે અને એમાં સામાન્ય સ્થિતિના એક ગુજરાતી હિંદુકુટુંબના ગૃહસંસારનો હાસ્યરસભરેલો ચિતાર આપ્યો છે. કુટુંબના વડીલ તરીકે સ્વચ્છંદી સત્તા વાપરવાનાં વલણવાળી સાસુ, મેણાંટોણાં, ગદ્ધાવૈતરું, આખો દિવસ તેમજ મોડી રાત સુધી, વહુના પતિ મિલાપના પ્રસંગોનાં અપહરણાદિથી પોતે પણ એક વખત એવાં જ વહુ હતી અને પોતાની સાસુ તરફથી મળતું આવું વર્તન પોતાને કેટલું સાલતું તે ભૂલી જઈ, વહુનું જીવન કેવું કંટાળા ભરેલું ને દુઃખમય કરી મૂકે છે તે આ વાર્તામાં ખાસ કરીને દર્શાવવામાં આવ્યું છે. એની પ્રથમ આવૃત્તિ બધી ખપી ગઈ છે. માત્ર સુધારેલી આવૃત્તિ જ હમણાં મળી શકે છે. એની ભાષા સાદી છે અને વસ્તુ પરિચિત હોવાથી એ વાર્તાને પોતાનું યોગ્ય સ્થાન વગર મુશ્કેલીએ મળી ગયું. ગુજરાતી હિંદુઓના સાંસારિક જીવનમાં સુધારા કરાવવાની ઇચ્છામાં જ **મહીપતરામનું** આખું જીવન સમર્પાયલું હતું અને શરૂઆતથી એ દિશામાં જ એમણે પોતાના પ્રયાસો આરંભ્યા હતા; એ અભિલાષનો પ્રથમ આવિર્ભાવ તે આ વાર્તા.

**કરણઘેલો**

"કરણઘેલો" પ્રકટ થયો ત્યારનાં કેળવણી અને સાહિત્યની દશા તરફ દૃષ્ટિપાત કરતાં એક વિવેચક જેનાં વિવેચક તરીકેનાં ધોરણની કસોટીમાંથી સંતોષકારક રીતે નિકળવું બહુ મુશ્કેલ છે, તે એને વિષે નીચે મુજબ કહે છે—"કરણઘેલો એ એકલ પુસ્તક હોઈ એની વાર્તાસાહિત્યમાં પ્હેલ તથા નવીનતાને લીધે એ જમાનામાં પંચ-

મહાલના વિશાલ મેદાનમાં એકલા ઉભેલા પાવાગઢ જેવી સ્થિતિ ભોગવે છે."[1] નંદશંકરે આ સિવાય બીજું એકકે પુસ્તક લખ્યું નથી અને આ પુસ્તકથી જે ખ્યાતિ એમને મળી તેના પર જ એઓ સંતોષ માની બેઠા. એ સમયના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબે એમને એમ "[2]મરજી જણાવી કે અંગ્રેજી ગાથા તથા વાર્તાનાં જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર થાય તો ઠીક, અને એવી એક વાર્તા બનાવવાને તે સાહેબે મને કહ્યું તે ઉપરથી આ પુસ્તક મેં રચ્યું." ઐતિહાસિક વાર્તાનું ગુજરાતીમાં એ પ્રથમ જ પુસ્તક છે અને વાઘેલા વંશનો ગુજરાતનો છેલ્લો હિંદુ રાજા કરણ જેને અલાઉદ્દીન ખીલજીએ ઇ. સ.ના તેરમા સૈકામાં ચઢાઇ કરી હરાવ્યો હતો તેના ચિત્રવિચિત્ર જીવન પ્રસંગો અને કરૂણ અંતનો એમાં ચિતાર આપવામાં આવ્યો છે. એ વાર્તામાંનો વિષય સરળ છે. પોતાના પ્રધાન માધવની સૌંદર્યવતી પત્નીને માતાના મંદિરમાં પૂજા કરતી જોઇને કરણને તેના પર મોહ થયો ને તેને મેળવવા પોતે ઇચ્છા કરી. માધવની ગેરહાજરીમાં એને પોતાને મહેલે જોર-જુલમથી પકડી મંગાવી. આ વાતની પોતાને જાણ થતાં માધવ પાધરો દિલ્લી ગયો ને રાજા પર વેર લેવા માટે સુલતાનને ગુજરાત પર ચઢાઇ કરવા સમજાવ્યો અને તેને અંગે જોઇતી સર્વ બાતમી પૂરી પાડવાનું પોતે માથે લીધું. એ ચઢાઇ સફળ થઇ અને કરણ જો કે રાજપુતોના વંશપરંપરાગત શૌર્યથી લડ્યો તોપણ પોતાની પુત્રી દેવળદેવી, જેની માતા કેદ પકડાઈ હતી અને જેને બાદશાહી જનાનામાં મોકલવામાં આવી હતી તેને બચાવવા એને નાશી છૂટવું પડ્યું. એ દેવળદેવી સાથે દક્ષિણનાં જંગલોમાં કરણે આશ્રય લીધો. દેવળદેવીની માતા જે સુલતાનની માનીતી બેગમ થઇ હતી તેની આજ્ઞાનુસાર દિલ્લીથી એને

---

૧ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ (૧૯૧૫) ના પ્રમુખ તરીકે રા. નરસિંહરાવ દીવેટિયાનું ભાષણ–પૃ. ૩૨

૨ કરણઘેલાની પ્રસ્તાવના.

લઇ જવાને આવેલા મુસલમાન લશ્કરના પંઝામાંથી એને બચાવવા, પોતાની ખુશી ઉપરાંત, એનાથી હલકા કૂળના દેવગીરીના રાજાને દેવળદેવી પરણાવવાને કરણને નક્કી કરવું પડેલું. દક્ષિણના એક કિલ્લામાંથી બીજા કિલ્લામાં જતાં દેવળદેવી અચાનક, એની શોધમાં નીકળેલી એક ટૂકડીના હાથમાં પડી અને એને દિલ્લી લઇ જવામાં આવી. કરણના હૃદય પર આથી ઘણો સખત આઘાત થયો અને "જેવું વાવે તેવું લણે" એ કહેવતવડે પ્રદર્શિત થતા ન્યાયે એનો કરૂણ રીતે અંત આવ્યો. પોતાની પ્રજાના ગૃહસંસારની પવિત્રતાનું રક્ષણ કરવાને બદલે જે રાજાએ તે પવિત્રતાનો અનાદર અને ભંગ કર્યો તે રાજાની રાણી એક મ્લેચ્છ સુલતાનની શય્યાભોગી થઇ અને તેની કુંવરીને એક મ્લેચ્છ શાહઝાદા સાથે પરણવું પડયું એવો યથોચિત ન્યાય એને મળ્યો.

આ માત્ર એક રેખાચિત્ર જ હોવાથી એમાં વાર્તાલેખકની કલમે ચિતરેલા કેટલાક પ્રસંગો આવી શકયા વાર્તાના વિશિષ્ટ ગુણ નથી. એમાં તે સમયના કેટલાક સાંસારિક રીત-રિવાજો અને લૌકિક રૂઢિઓનું ચિત્ર આપવા એ પ્રસંગો યોજાયા છે અને એમાંનાં શબ્દચિત્રો આબેહુબ છે. વાર્તાના શરૂઆતના ભાગમાં એક હિંદુ રાજાની રાજધાનીમાં ઉજવાતા દશેરાના તહેવારનું તથા સ્વારીનું સુંદર વર્ણન, માધવની હવેલીનું વર્ણન, રાજા તરફથી માધવની સ્ત્રી રૂપસુંદરીનું હરણ કરવા આવેલા સીપાઇઓ સામે એના નાના ભાઇ કેશવે કરેલો શૌર્યભર્યો બચાવ, કેશવનું મૃત્યુ અને તેની સ્ત્રી ગુણસુંદરીનું ચિતાપર સ્વામીના શબ સાથે સતી થવું, આરાવલીના પહાડના સૌંદર્યનું વર્ણન, ઘરડાં ને જુવાન બંનેના ભેગા જાત્રાએ જતા સંઘ અને તેમાં વૃદ્ધ અને અરક્ષિત સ્ત્રીઓને રહેતું જોખમ, મુસલમાન કાઝીઓની ઇન્સાફ આપવાની રીત અને તેને અંગે પડતું હિંદુઓપર દુઃખ, વેરૂલની ગુફાઓનું વર્ણનાદિ ઉત્તમ છે. આ ચિત્રો સંપૂર્ણ છે એમ કહેવાનો ભાવાર્થ નથી. વિવેચકની

એક નહિ તો બીજી કસોટી સામે કેટલાંય ટકી શકે એમ નથી: પરંતુ એ ચિત્રોથી સામાન્યતઃ મનપર પડતી છાપ એટલી આહ્લાદજનક છે અને તેનાથી ઉત્પન્ન થતો રસ સ્હેજ પણ મંદતા પામતો ન હોવાથી, એ પુસ્તક યોગ્ય રીતે જ લોકપ્રિય થઈ પડયું અને તેની એ લોકપ્રિયતા હજી પણ ઓછી થઇ નથી. એની આવૃત્તિપર આવૃત્તિ નિકળ્યે જ જાય છે અને નામદાર સરકારે અને મુંબાઇની વિદ્યાપીઠે, વણમાગે કેળવણી ખાતામાં પાઠય પુસ્તક તરીકે એને મંજુર કરી પોતાના ઉચ્ચ અભિપ્રાયનું પ્રમાણપત્ર આપ્યું છે. એની ઐતિહાસિક બાજુ જોતાં એ ગ્રંથ—નથલકથા (નોવેલ) અને અદ્‌ભુત ઘટનાવાળી કથા (રોમેન્સ-romance) એ બંનેના અંશનું મિશ્રણ છે અને સર વૉલ્ટર સ્કોટની ઐતિહાસિક વાર્તાઓની સ્પષ્ટ છાયા એમાં તરી આવે છે. એમાં મનુષ્યોના સ્વભાવનું ચિત્ર દુર્બળ છે, વાર્તાના અસ્ખલિત રસની કોઇ કોઇ સ્થળે ત્રૂટી થાય છે, એવા એવા કેટલાક આગળ પડતા દોષો છે એમ વિવેચકો જણાવે છે; તે છતાં પણ પ્રસંગો વર્ણવવામાં અથવા ભાવો દર્શાવવામાં પ્રૌઢ, ગંભીર અથવા સુગમ, જ્યાં જેવી ઘટે તેવી સુશ્લાઘ્ય સરળ ભાષાને લીધે, જનસમૂહે એ કથાના દોષો ન જોતાં એક એવું ઉચ્ચ સ્થાન એને આપ્યું છે કે જયાંથી એ અદ્યાપિ પણ ચલાયમાન થઇ શકી નથી.

**વીરરસ કથાઓ**

ટૉડના રાજસ્થાન અને ફૅારબસની રાસમાળાના પૃષ્ઠોમાં અમર થયલાં શૌર્ય અને અદ્‌ભુત ઘટનાઓ જેવાં કૃત્યોનાં કાઠીઆવાડ અને પ્રાચીન ગુજરાત નિવાસસ્થાન થઈ ગયાં છે. રાજકીય અને પ્રણયવિષયી ખટપટોનાં પણ એ ધામ ગણાય છે. પ્રણય-સંબંધી રાજકીય પ્રતિસ્પર્ધાને અમર કરતું તથા પૂર્વકાળના ઉચ્ચ અને નીચ જનસમૂહના જીવનપર અપરોક્ષ રીતે પ્રકાશ નાંખતું કંઠસ્થ સાહિત્ય રાજગોર—ભાટ અને ચારણના કુટુંબોમાં હસ્તી ધરાવતુ જણાયું હતું. આ કથાઓ પિતા તરફથી પુત્રને વારસામાં મળતી અથવા તો પ્રસંગ પ્રાપ્ત થતાં તાત્કાલિક રચાતી. સમય બદલાવવાની

સાથે અને કેળવણીના પ્રચારને લીધે, શ્રોતાઓ તરફથી મળતું ઉત્તેજન ઓછું થઇ જવાને લીધે, આ સાહિત્ય પ્રાંતમાંથી ગુમ થવાની દહેશત હતી. આથી એક પારસી ગૃહસ્થે ભાટ ચારણો પાસેથી એ કથાઓનો સંગ્રહ કરીને તેને પુસ્તકરૂપે જાળવી રાખવાનું કામ ઉપાડી લીધું. આ અમૂલ્ય કાર્ય સાધવામાં ફરામજી બમનજીએ મહેનત અથવા ખર્ચનો હિસાબ ગણ્યો નહિ અને "ગુજરાત અને કાઠીઆવાડ દેશની વાર્તાઓ" (ઇ.સ.૧૮૭૫) નામે પુસ્તક ગુજરાતને ચરણે ધરવા માટે ગુજરાતી સાહિત્ય એમનું જેવું તેવું ઋણી નથી. આ વાર્તાઓ ગુજરાતીઓને પેઢીધર પેઢી રીઝવી રહી છે.

**ગુજરાત અને કાઠીઆવાડ દેશની વાર્તાઓ**

જે શૈલી અને જે ભાષામાં એ વાર્તાઓ રજુ કરવામાં આવી છે તે ઘણી સરળ છે એટલું જ નહિ પણ એ ગુજરાતી એવું તો શુદ્ધ છે કે કોઇ પણ અજાણ્યો માણસ એમ ધારી શકે નહિ કે એનો લખનાર પારસી હશે. એવી ભાષા લખનાર પારસી લેખકની શક્તિનાં દરેક દરેક વાચકે વખાણ કર્યાં છે. નવલરામે તો એવી ટીકા સુદ્ધાં કરી છે કે "આવું શુદ્ધ ગુજરાતી લખતો આજપર્યંત કોઇપણ પારસીને અમે જોયો નથી."[1] એની પ્રસ્તાવના પણ એવી જ દોષ રહિત શૈલીએ લખાઇ છે. પરંતુ હવે એમ કહેવામાં આવે છે કે "એક રાજા–બે રાણી–એક માનિતી –બીજી અણમાનિતી–કુંવર નહિ–દુઃખી–કુંવર અવતર્યો–રાજાને માહિતી નહિ–કુંવરનું શીકારે જવું-અચાનક મેળાપ," એવી એવી ટૂંકી નોંધનું ટાંચણ ફરામજી વાર્તા કહેનાર પાસેથી આખી વાર્તા સાંભળી કરી લેતા. આ ટૂંકી નોંધપરથી પછી કેટલાક હિંદુ કારકુનો અને અને મદદનીશો લંબાવીને વાર્તા લખતા. આથી એ વાર્તાઓની ભાષાએ હિંદુ ગુજરાતીની ભાષાનું રૂપ લીધું. "સાઠીના સાહિત્ય"ના લેખક આ વાતની સચ્ચાઇની જવાબદારી ઉઠાવે છે.[2] પરંતુ આ

---

૧ નવલગ્રંથાવલી–ભાગ–૨; પૃ. ૭૮

૨ જુઓ, પૃ. ૧૭૫. એઓ કહે છે કે "એમણે પોતે એક વાત લખી અને એમના મિત્ર કેશવલાલ પરીખે બીજી કેટલીક વાતો" લખી આપેલી.

પુસ્તકની પ્રસ્તાવના અને એજ લેખકે લખેલું "કુમાર દર્પણ' નામે બીજું પુસ્તક જોતાં એમ લાગે છે કે જે લેખક આવું સારું ગુજરાતી લખી શકે તેઓ ઉપર લખ્યા પ્રમાણેની યુક્તિ શા માટે વાપરે, તેની કલ્પના થઇ શકતી નથી. સત્ય ગમે તે હોય પણ તેથી એ પુસ્તકના ગુણમાં તેમજ સાહિત્ય પરત્વે એના મૂલ્યમાં કાંઇપણ ફેર પડતો નથી. આના જેવું જ એક બીજું પુસ્તક મણિલાલ છબારામ ભટ્ટકૃત "ગુજરાતની જૂની વાર્તાઓ" છે. એ સંગ્રહ આનંદજનક છે અને વાર્તાઓમાં જો કે વૃત્તાંત-દોષ તથા કાળગણના દોષ છે છતાં પણ તે બહુ વંચાય છે. કાળગણના દોષના દૃષ્ટાંત તરીકે વલ્લભી રાજાઓના સમયની ગુજરાતની સ્થિતિ, રાજયોગીની વાર્તામાંના વૃત્તાંત સાથે સરખાવી શકાય.[1] મણીલાલનું વલણજ આ દિશાએ હોય એમ લાગે છે; કારણ એમણે તે પછી "પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી" તથા "ઝાંસીની રાણી" નામે લોકપ્રિય થયેલાં પુસ્તકો લખ્યાં છે. " ભાટચારણનાં કવિતો અને દેશી ભાષામાં રચાયલાં અને રચાતાં મહાકાવ્યોના આજે પણ વિષયરૂપ બની રહેલા ઉત્તર

**ગુજરાતની જૂની વાર્તાઓ**

---

૧ ગુજરાતીના તંત્રી સ્વ. ઇ. સુ. દેસાઈએ પોતાને પત્રકાર તરીકે મળતા પ્રસંગોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે; અને જ્યારે જ્યારે એઓ કોઈ ભાટ ચારણ કે કથિકના સંસર્ગમાં આવતા ત્યારે તેમની પાસેથી કથા ઉતારી લેતા. એમણે આ સંગ્રહને "ભાટ ચારણની વાતો'ના નામથી પ્રસિદ્ધ કર્યો છે.

૨ મહમદ ગોરીની સામે યુદ્ધ કરનાર પૃથુરાજ ચૌહાણનાં શૌર્ય અને સાહસ પ્રત્યે હિંદની ઘણી ભાષાઓના લેખકો આકર્ષાયા છે. ગુજરાતમાંજ મણિલાલની આ વાર્તા ઉપરાંત બખરો અને બીજી ઐતિહાસિક વસ્તુઓને આધારે " પૃથુરાજ " નામે બીજું પુસ્તક આત્મારામ દ્વિવેદીએ ઈ.સ. ૧૮૮૩માં પ્રસિદ્ધ કર્યું હતું. ભીમરાવના "પૃથુરાજ રાસા" વિશે અગાઉ કહેવાઇ ગયું છે.

હિંદના સર્વોત્તમ લોકપ્રિય નાયક"[1] પૃથુરાજના શૌર્યાંકિત પરાક્રમો ઘણી જ હૃદય ડોલાવતી ભાષામાં વર્ણવવામાં આવ્યાં છે. ઇ. સ. ૧૮૫૭ના બળવા સમયની પ્રસિદ્ધ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ, સર હ્યુ રે'ઝના શબ્દોમાં કહીએ તો "બળવાખોર સરદારોમાં સર્વોત્કૃષ્ટ અને સૌથી પરાક્રમી", અને જેનાં સાહસ તાતીઆ ટોપી જેવા સહ-નાયકો કરતાં પણ વધી જાય તે,[2] આ બીજી કથાની નાયિકા છે.

**વનરાજ ચાવડો**

રા. સા. મહીપતરામની પ્રવૃત્તિ ઘણી દિશાઓમાં ફરી વળતી અને ઇ. સ. અરાડશેં એંશીના દશકામાં વનરાજ ચાવડો (૧૮૮૧) અને સિદ્ધરાજ જયસિંહ નામે બે ઐતિહાસિક વાર્ત્તાઓ એમણે લખી. પુષ્કળ તડકો છાંયડો વેઠી વનરાજ અંતે ગુજરાતની ગાદીએ બેઠો. ગુજરાતના રાજા જયશિખરને હરાવીને તેના મરણથી ગાદીપતિ થઇ બેઠેલા શત્રુઓ (જે દક્ષિણમાંથી આવ્યા હતા તે) ને લંધે વનમાં ઉછરેલા રાજાના જીવનના ઘણાં પ્રસંગોથી અને એને તથા એની વિધવા માતાને જૈન સાધુઓએ સહાય કરેલી તે વૃત્તાંતથી ગુજરાતનાં શાળાએ જતાં બાળકો પરિચિત છે. વાર્ત્તા રચવા માટે એ પ્રસંગો જોઇએ તેવા અદ્‌ભુત છે અને મહીપતરામે સ્વાભાવિક રીતે પોતાની કૃતિના મૂળ તરીકે એ સર્વ ઉપયોગમાં લીધાં છે. તેમ છતાં પણ વસ્તુનો ઐતિહાસિક ભાગ તો જાણે કોઇ રાજાનું જીવનવૃત્તાંત લખાયું હોય તેવો લાગે છે અને બાકીનો ભાગ અનિષ્ટ સાંસારિક રિવાજો, બાળલગ્ન અને એવી એવી સાંસારિક બદીઓ દૂર કરવા સંબંધે કર્ત્તાના વિચાર-પ્રદર્શનની હારની હાર જેવો લાગે છે. આથી એના મૂલ્યને હાનિ પહોંચે છે. ભાષા પણ ઉચ્ચ પ્રકારની નથી; કારણ કે બાળકો માટે

---

૧ વિન્સેંટ સ્મીથ કૃત (૧૯૧૧)—(ધી ઑક્સફર્ડ) હિંદુસ્તાનનો ઇતિહાસ, પૃ. ૧૯૫.

૨ એજન, પૃ. ૭૨૧

એ પુસ્તક લખાયલું હોવાથી તે જ ધોરણે, તેમને સમજ પડે તેવી, રાખી છે. ગ્રામ્ય અને કિલષ્ટ વાકયોથી પણ એની કિંમત ઘટે છે; તેમજ હાલરડાં અને લગ્નનાં ગીત પણ એક નવલકથાના પુસ્તકમાં અસ્થાને છે.

ઐતિહાસિક નવલકથાને બંધ બેસે એવો બીજો ચિત્રપટ કર્ત્તાએ સિદ્ધરાજ જયસિંહનો પસંદ કર્યો છે.

**સિદ્ધરાજ જયસિંહ** સિદ્ધરાજનું રાજ્ય ગુજરાતના હિંદુ રાજ્યની તવારીખમાં એક અતિશય ઝગકતો યુગ છે. શાળાએ જતું બાળક જે પહેલવહેલું ઇતિહાસના પાઠનો આરંભ કરે છે અને જેની છાપ પાછલી અવસ્થામાં પણ ભુસાતી નથી એવા બાળકના મગજપર સિદ્ધરાજના સમયમાં સાહિત્યને અપાયલા ઉત્તેજનથી, જેના બળને લીધે આગળના વખતમાં ઘટી ગયલી બ્રાહ્મણોની લાગવગને ફરી પાછા અપાયલા આશ્રયથી, શિલ્પશાસ્ત્ર પ્રત્યેના રાજાના પ્રેમથી ને પડોશી રાજ્યો ઉપરના એના વિજયથી એની મહત્તાની ઉંડી છાપ બેસી જાય છે; છતાં પણ જુનાગઢના રા’ખેંગારને પ્રપંચથી હાર આપી તેની વીર રાણી રાણકદેવીનું શીલ લૂંટવાના પ્રયાસ, જાતે ઓડ જેવી મજૂર અને હલકી જાતની હોવા છતાં પણ સીતા જેવી પવિત્ર અને સતી, સુંદરી જસમા પ્રત્યેનું એનું અયોગ્ય વર્ત્તન એવા એના પ્રસંગો એની ઝળકતી કીર્ત્તિને કાંઇક ઝાંખી પાડે છે. આ સર્વ વસ્તુઓ ઐતિહાસિક વાર્ત્તાને તદ્દન યોગ્ય ને બંધબેસતાં સાધન પૂરાં પાડતી હોવા છતાં આ વાર્ત્તામાં પણ વનરાજની વાર્ત્તા જેવા જ દોષો આગળ પડી આવતા દેખાય છે અને તેથી આ વાર્ત્તાનો રસ છિન્નભિન્ન થઇ ગયો છે. તેમ છતાં પણ ઐતિહાસિક વાર્ત્તાઓનું મૂળ પકડી ત્યાંથી જે નદ.નો સરખો ઝરો વહેવડાવવાનો પ્રારંભ નંદશંકરે કર્યો હતો તે ઝરાને, હિંદુ સંસાર-સુધારા પરત્વે સંગીન સલાહ આપવાના રંગથી રંગ્યા છતાં પણ વાંચવા-

લાયક ઇતિહાસથી પૂર્ણ એવી વાર્ત્તાઓ લખી, પોષણ આપવાનો યશ એમને ઘટે છે.

**રાણકદેવી**

મહીપતરામે લખેલી પાછલી વાર્ત્તા સાથે સંબંધ રાખતી, વસ્તુતઃ સિદ્ધરાજ જયસિંહના જીવનપ્રસંગોમાંના સૌથી વધુમાં વધુ લજ્જાસ્પદ પ્રસંગને વસ્તુ તરીકે લઇને રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવે રાણકદેવીની વાર્ત્તા (૧૮૮૪માં) લખી છે. પોતે કાઠિયાવાડના રહીશ હોઇ રાણકદેવીનાં યશસ્વી વર્ત્તન તથા કરૂણ અંતને યોગ્ય ન્યાય આપી શકે એમ હતું. પોતાનું અને પોતાના પુત્રોનું જીવન બચાવવાને પોતાના સ્વામીના વિજેતાને વશ થવા કરતાં એણે પોતાના પુત્રનો વધ પોતાની સમક્ષ થતો જોવો પસંદ કર્યો અને પોતાના ગૃહસંસાર અને સુખમય જીવનનો નાશ કરનારને શાપ[1] દેતાં દેતાં વઢવાણ આગળ બળતી ચીતાપર પોતાના પ્રાણ અર્પણ કરી સતીત્વ જાળવવાનું પસંદ કર્યું. કુશળ કારીગરને હાથે યોગ્ય ટચકા મરાતાં તથા રંગ પૂરાતાં આ પ્રસંગો શ્લાઘ્ય બને છે અને "કરણઘેલા"ની જે બે ત્રણ નકલો થઇ છે (તેમાં) અમે આ રાણકદેવીને સર્વોપરી ગણીએ છીએ'.[2] કરણઘેલાની લોકપ્રિયતાથી આકર્ષાઇ આ નવલકથા પોતે લખી છે, એમ લેખક સ્વીકારે છે.

**કાંટાવાળાનો ગર્ધવસેન**

રા. બા. હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળાની "અંધેરી નગરીનો ગર્ધવસેન, એક ઉટંગ વાર્તા" (૧૮૮૧) વિવેકને ખાતર જ વાર્ત્તા વધારે વિવેક વાપરીએ તો જ—ઐતિહાસિક વાર્ત્તા કહી શકાય. દેશી રાજ્યોનો અંધેર કારભાર અને એ રાજ્યોના અધિકારીઓમાં ચાલતું પોકળ જનસમાજ સમક્ષ ઉઘાડું પાડવાના હેતુથી આ વાર્ત્તા લખાઈ છે. એ પુસ્તકમાં વર્ણવવામાં

૧ "ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો"માં એ શાપના દોહરા જુઓ. પૃ. ૨૧૮.

૨ નવલગ્રંથાવલી ભા. ૨ જો, પૃ. ૨૭૮.

આવેલા જૂદા જૂદા પ્રસંગોના ભાગલા પાડી દઈને લેખકે જૂદી જૂદી વાર્તાઓ લખી હોત તો એ હેતુ વધારે સારી રીતે સચવાત; પરંતુ એમણે તો ગર્ધવસેનના જીવન સાથે એ સર્વને ગમે તેમ સાંકળી લીધાથી વાર્તા કૃત્રિમ થઈ ગઈ છે, એવું સહજ દેખાય છે. ટૂંકમાં આ વાર્તાનું વસ્તુ એ છે કે ગર્ધવ (ગધેડો) સેન તેના પિતાનો એકનો એક છરાયો ને લાડઘેલો પુત્ર હતો. તેથી એ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે સંસાર વ્યવહારથી અજાણ હતો અને તેથી લુચ્ચા અને આવડતવગરના કારભારીઓની એક ટોળીએ ચારે તરફથી એને વીંટી લીધો એની રાજધાનીનું નામ અંધેરી નગરી હતું. એના પ્રધાનનું નામ ગંડુપુરી, સેનાપતિનું દુર્બળસિંહ, ખજાનચીનું બોઘડપંત, મુખ્ય ન્યાયાધિશનું અજ્ઞાનભટ્ટ, જકાતી અધિકારીનું જુલ્મેશ્વર, વસુલાતી અધિકારીનું કપટચંદ અને હજુરીઆનું અણુસ હતું. હરામખોરોના આ મંડળનો હેતુ રાજાની સર્વ સત્તા

દેશીરાજ્યના પ્રપંચોનું ચિત્ર

છીનવી લેવાનો હતો પણ એ હેતુ બર આવવામાં કાંટારૂપ રાજાની ડાહી અને ભલી રાણી સગુણસુંદરી હતી. તેના પર રાજાને ઝેર આપવાનું તહોમત એ મંડળ તરફથી મૂકાયું ને રાજાએ તે વાત માનીને રાણીને કેદ કરી. ત્યારપછી એ કૌભાંડ-મતિ નામની એક કુપાત્ર સ્ત્રીને પરણ્યો. રાજ્યમાં પોતાનું ચલણ કરવા માટે કૌભાંડમતિએ એને દારૂ પર ચઢાવી દીધો. પ્રધાન ને રાણી વચ્ચે હરીફાઈ થતાં પ્રધાને એક ગુણકાના ફંદમાં રાજાને ફસાવ્યો અને તેની મારફત સત્તા પાછી મેળવવા પ્રયત્ન આદર્યો. પરંતુ પરિ-ણામે તો વેશ્યાના હાથમાં કુલ સત્તા આવી ગઈ અને એનું કાટલું કાઢવા નવી રાણીને ને પ્રધાનને મળી જવું પડયું. તેમણે વેશ્યાને એક-દમ કેદ કરાવી અને એ બંને જણાએ પોતપોતાની ગુમાવેલી સત્તા પાછી મેળવી. નવી રાણીને પુત્ર થયો નહોતો એટલે પ્રધાન અને એ રાણીએ મળીને બીજા કોઈના છોકરાને લાવીને તેને કુંવરની જગાએ બેસાડી દેવા પ્રયત્ન કરવા માંડયો. ગાદી વારસ તો જુની રાણીનો પુત્ર હતો.

તે પોતાના મામાને ત્યાં રહેતો હતો. આ લોકોએ તેને મારી નંખાવવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યાં નહિ. તેમ છતાં પણ તેમણે પોતાનાં કાવતરાં તો ચાલુ જ રાખ્યાં અને એક દિવસ એવી વાત ચલાવી કે રાણીને પુત્રનો પ્રસવ થયો. ખરૂં જોતાં તો એ ઢેડનો પુત્ર હતો. તે મરી જતાં એક ભરવાડના છોકરાને તેની જગાએ બેસવી દીધો. આટલેથી પણ નવી રાણીને કળ વળી નહિ, કારણ જુનીનો કુંવર હજી માર્ગમાં નડતર-રૂપ હતો. આથી તેણે એક દિવસ રાજાને ખૂબ દારૂ પાયો ને પ્રધાનની મદદથી તેની પાસે લખાવી લીધું કે જુની રાણીનો કુવર મારા (રાજાના) પેટનો નથી. ત્યારપછી રાજાને દારૂના પ્યાલામાં ઝેર આપીને મારી નાખવા એણે પ્રયત્ન કર્યો, પરંતુ એ પ્યાલો રાજા મોઢે માંડે તે પહેલાં એક અણધાર્યો બનાવ બન્યો. જુની રાણીનો કુંવર જયસિંહ એકાએક ત્યાં આવી ચઢયો ને તેણે ઝેરવાળો પ્યાલો રાજાના હાથમાંથી છીનવી લીધો અને ગુન્હેગારોને કેદ કર્યા. આ પ્રપંચની એ કુંવર તથા એના મામાને ખબર પડવાથી એઓ મારતે ઘોડે ત્યાં આવવા નીકળ્યા હતા. આ કાવતરાં ચાલતાં હતાં તે દરમિયાન રાજાને જુની રાણી સાથે સલાહ થઇ ગઈ હતી. જયસિંહે રાજ્યની લગામ હાથમાં લીધી અને અત્યાર સુધીમાં અંધારૂં હતું ત્યાં અજવાળું થઇ ગયું. ગાદીએ પ્રથમ પગ ધરતા કોઇપણ રાજપુત્રને એની રાજપદ્ધતિનો અભ્યાસ કરવાથી પુરતો બદલો મળી રહે એવો એનો કારભાર હતો, પુસ્તકનો તે ભાગ એમાં સર્વોત્તમ ને ઝળકતો કહી શકાય. આ પુસ્તકની નિષ્ફળતા

**નિષ્ફળ**

દરેક સ્થળેથી સ્વીકારવામાં આવી છે, અને વધારે ખેદ તો એટલા માટે લાગે છે કે આ જ સમયે આ જ લેખકે લખેલાં બીજાં પુસ્તકો પરથી પ્રજાએ આવી અયોગ્ય વસ્તુવાળી, ખરાબ રીતે લખાયલી, સંકલના વગરની અને લેખકના પોતાના શબ્દોમાં કહીએ તો " ઉટંગ વાર્તા " ને બદલે કાંઇક વધારે સારી કૃતિની આશા રાખી હતી. વળી "આપણી ગુર્જરી માતાને ભીખ માગતી ગણી તેનો શબ્દભંડોળ :વધારવા ગામડીઆ ને

પ્રાંતભેદના બોલ વાપરવાનો પ્રસ્તાવનામાં એમણે લાંબો બોધ કર્યો છે." આ સિદ્ધાંત અમલમાં મૂકતાં એઓ પોતાની સારી સરળ શૈલીને બદલે તદ્દન ઉલટી જ શૈલી પર ઉતરી પડયા છે. પ્રાંતભેદના શબ્દનું મોટું "દુ:ખ એ છે કે તે પોતાના પ્રાંતમાં ગમે તેટલા રૂઢ ને શુદ્ધ હોય પણ બીજા પ્રાંતમાં તે સમજાતા જ નથી"[1]: દૃષ્ટાંતે પાલણપુરની સરહદ પર બોલાતી ભાષા કાઠીઆવાડનો રહીશ ભાગ્યે જ સમજી શકે.[2] આ ઉપરાંત વાર્તાનો ચિત્રપટ અનિષ્ટ ચિત્રોથી જ લાદી દીધો છે.[3] ભલી રાણી સગુણસુંદરી, જયસિંહ અથવા રાણીના ભાઇ કેસરીસિંહના ચારિત્ર્યમાં જનસ્વભાવનું જે ઉજ્જવળ ચિત્ર અથવા સદ્‌ગુણ દર્શાવવામાં આવ્યા છે તે એવા તો ગૌણ સ્થાને મૂકવામાં આવ્યા છે કે તે નજર બહાર જ રહે છે. પુસ્તકની મુખ્ય ખામી તો એ છે કે એમાં ચિતરેલાં પાત્રો આ ધરતી પર તો જડે એમ નથી. ગંધર્વસેનને છેક ગધેડો–શૂન્યવત્ કાયર –ન બનાવતાં સહજ વધારે માણસાઇભરેલો રાખ્યો હોત તો વાંચનારને રસ પડત અને તેનાપર સારી અસર થાત. વાર્તાના પ્રસંગનો કોઈ અમુક કાળ જણાવ્યો નથી એટલે એ ચિત્ર સર્વ સમયને લાગુ પડતું માની લેવાનું છે. દેશી રાજ્યમાં પ્રવર્તતાં અંધાધુની અને અરાજકતાનું આ

---

૧ નવલગ્રંથાવલી, ભાગ–૨ જો. પૃ. ૨૧૦

૨ નીચે આપેલું મારવાડી ને મુસલમાનીનું મિશ્રણ સાધારણ ગુજરાતીમાં સમજાવ્યા સિવાય કોઈથી એકદમ સમજાશે નહિ.

શેઠ—ચાકરાન એ ચાકરાન ?
 કયા કહેતા હે બે નફ્‌રાન ?
નોકર—કાલીમેં ધીંગા મસ્તાન ?
શેઠ—ક્રૂચ રહેતાન ?
નોકર—રહેતાન ને કેતાન
 ગલેમેં કફ્‌ની ઓર ફૂલે મેદાન.

૩ નવલગ્રંથાવલી, ભાગ–૨. પૃ. ૨૦૭. "ભૂલ એટલી જ છે કે દુનિઆનું સઘળું નઠારૂં એક ઠેકાણે બતાવ્યું છે."

અતિશયોકિતભરેલું અને અનિષ્ટો દર્શાવતું ચિત્ર છે; તોપણ જેઓ દેશી રાજ્યોની વસ્તુસ્થિતિથી બીલકુલ અજ્ઞાન છે તેમને એ રાજાઓ પોતાની પ્રજાના કલ્યાણ તરફ કેટલું લક્ષ આપે છે તેનો કાંઇક ખ્યાલ આપવાનું બહુધા એ ખરૂં સાધન થઇ પડયું છે.

**તાલેયારખાંની બે નવલકથાઓ**

આ સમયે લખાયલી બીજી બે **નવલકથાઓ** આપણું ખાસ લક્ષ ખેંચે છે, તેનું એક કારણ એ છે કે એ બે નવલકથા એક **પારસી** લેખકે શુદ્ધ ગુજરાતીમાં લખી છે અને એક બીન હિંદુની કલમે ચિતરાયલું હિંદુસમાજના ચોક્કસ વર્ગોનું આબેહુબ ચિત્ર એમાં મળી આવે છે. **જહાંગીર અરદેશર તાલેયારખાં**કૃત "રત્નલક્ષ્મી" અને "મુદ્રાકુલીન" પહેલાં પ્રસિદ્ધ થયાં ત્યારે એટલાં તો લોકપ્રિય થઇ પડયાં હતાં કે હમને યાદ છે કે લોકો આતુરતાથી એ પુસ્તકો ખરીદતા અથવા બીજા પાસે વાંચવા માગી લેતા (મોટે ભાગે માગી લેતા), અને વાંચવાનુ શરૂ કર્યા પછી પૂરૂં કર્યા સિવાય એકે પુસ્તક હેઠું મૂકતા નહિ. ઐતિહાસિક વૃત્તાંત સાથેનો એ વાર્તાઓનો સંબંધ નહિં જેવો છેઃ દૃષ્ટાંત તરીકે, **માઇસુરના** પુરાતન હિંદુ વડીયાર રાજાનું રાજ્ય; તેમના રાજ્યના નાશ પછી હૈદરઅલીનો ઉદય, તેનો અને તેના પુત્ર **ટીપુ**નો ધાતકી રાજ્ય અમલ અને આખરે એ સત્તાનો બ્રિટિશોને હાથે થયલો નાશ, એની સાથે બહુ જ પરોક્ષ રીતે બીજી વાર્તાને સંબંધ છે. એ વાર્તાનાં નાયક અને નાયિકા [ કુલીનસિંહ અને મુદ્રા ] આ સમયે થઇ ગયાં તેથી લેખકને એ સમય ચિતરવાનું બહાનું મળી આવ્યું. લેખકે કરેલું પાત્રોનું આલેખન જોરદાર અને સચોટ છે ને વાચકની કલ્પનાશક્તિને એકદમ મ્હાત કરી લે છે. આ દંપતીપર પડતાં દુઃખ આબેહૂબ ચિતરાયાં છે; બ્રિટિશ રાજ્યની છાયા નીચે અંતે એમને જે સુખ મળે છે તે જ આગળ પડતી રીતે દર્શાવી બ્રિટિશ સરકારને યોગ્ય યશ અપાવવાનો પણ આ પુસ્તકનો હેતુ છે. કુલીનઃ

સિંહનું વ્યક્તિત્ત્વ ગૌરવભર્યું છે ને કોઇપણ સમયે આપણને વિચારમાં નાંખી શ્લાઘા ઉત્પન્ન કરાવે એવું છે. મુદ્રાને તો જાણે જીવતી જાગતી જ પાડી છે અને તેથી આ ચિત્રની રેખાઓ લાલિત્યપૂર્ણ દેખાય છે. જનસ્વભાવનો ઘણો સારો અભ્યાસ કરીને પછી તેને ચિતર્યો છે ને ભાષા પારસીપણાના સ્હેજ પણ અંશ વિનાની, સંસ્કારી છે. ગુજરાતી સાહિત્યમાં નવલકથાના વિકાસમાં આ બે પુસ્તકો અનેરૂં વ્યક્તિત્ત્વ ધારણ કરે છે.

**ઇચ્છારામ દેસાઇ કૃત નવલકથા**

કર્નલ મેડોઝ ટેલરની વાર્ત્તાઓ જેમણે વાંચી હોય તેમને તો ઉપલી બે નવલકથાઓ તેમજ સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇની "ગંગા એક ગૂર્જર વાર્તા" (૧૮૧૯) એ વાર્ત્તાઓના અનુકરણ જેવી લાગશે. હિંદુ સમાજમાં સ્ત્રીઓને સહેવાં પડતાં સાંસારિક અને કૌટુંબિક કષ્ટો વાચકના મગજપર ઠસાવવા માટે તેમજ સ્ત્રીઓની એ દુર્દશા દૂર કરવાની દિશામાં સુધારો કરવાની આવશ્યકતા ઉપર લક્ષ ખેંચવા તથા જનસમાજની સંકુચિત સંરક્ષક ભાવનાના દ્વાર પર પ્રહાર કરી તેને તોડવાના મૂળ હેતુથી મહીપતરામની વાર્ત્તાઓની માફક લખાયલી આ વાર્ત્તા પણ ઐતિહાસિક નવલકથાનો હેતુ ગૌણપણે પાર પાડે છે. જંગલમાં પણ જેની હુંડી વટાવી શકાય એવી આંટવાળા આત્મારામ ભૂખણ અને બીજા શરાફોના શ્રીમંત કુટુંબો વડે ધનસંપત્તિ ને આબાદીમાં ઓતપ્રોત થઇ ગયલા સુરત શહેરના મુસલમાન નવાબોના સમયનો અમલ ને શિવાજીની સુરતની લૂંટના સમયની સ્થિતિનો ચિતાર ઇચ્છારામ આપે છે. એમાં ઐતિહાસિક વૃત્તાંતોને સાંસારિક પ્રસંગો સાથે જોડતી સાંકળનો આંકડો ઘણો જ સૂક્ષ્મ છે બલ્કે નજરે પણ પડતો નથી અને એમ લાગે છે કે જો કથાનો ઐતિહાસિક પ્રસંગ અદ્ધર ઉઠાવી લઇ આઘે મૂકી દીધો હોય તોપણ મુખ્ય વાર્ત્તાના વસ્તુના પરિણામમાં

કાંઇ પણ ફેર પડતો નથી. "શિવાજીની સુરતની લુંટ" એ માત્ર એક આડ કથા છે.

**એક ઐતિહાસિક નવલકથા**

ચુનીલાલ વર્ધમાન શાહકૃત "સોમનાથનું શિવલીંગ" નું નામ સૂચક અને આકર્ષક છે. સોમનાથપર જ્યારે મહમદ ગઝનવીએ આક્રમણ કર્યું ત્યારે એ દેવળના અધિકારી બ્રાહ્મણ વર્ગમાં ઉત્પન્ન થયલો ગભરાટ, હુમલો કરતા પરદેશી મ્લેચ્છોનું ધર્માંધપણું અને ક્રૂરતા, તે વખતે પથરાઈ રહેલી સંપૂર્ણ અરાજકતા અને તે સમયના ગુજરાતના રાજા ભોળા ભીમમાં જોવામાં આવતો સાધન સંપન્નતાનો બીલકુલ અભાવ એ સર્વનું વર્ણન લેખકની કલમને ઝેબ આપે છે. અતિશયોક્તિને લીધે આવી ગયલી કાંઇક ક્ષતિવાળા ઐતિહાસિક વૃત્તાંતોનાં વર્ણન સિવાય બીજા કોઇપણ અપ્રસ્તુત વિષયને આ વાર્તામાં સ્થાન મળ્યું નથી; કારણ આ લેખકનો ઉદ્દેશ બીજા લેખકો માફક સંસારસુધારાનો શંખ ફૂંકવાનો નહોતો.

**ઐતિહાસિક નવલકથાના લેખકોને ઇચ્છારામ તરફથી મળેલું ઉત્તેજન**

મુંબાઇના "ગુજરાતી" છાપખાના તરફથી નવલકથાના સાહિત્યને સારૂં ઉત્તેજન મળ્યું હતું. એ છાપખાનાના દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારૂ બુદ્ધિવાળા વ્યવસ્થાપક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ જેઓ પોતે ગાઢ સાહિત્યપ્રેમી અને સાહિત્ય ઉત્તેજક હતા તેમણે ઇ. સ. ૧૮૯૧ની સાલથી પોતાના દિન પ્રતિદિન વધતાં જતાં ઘરાકોને નવાં વર્ષની ભેટ તરીકે એક નવલકથા આપવાની પદ્ધતિ ચાલુ કરી. એ પદ્ધતિ હજી પણ ચાલુ છે. એ નવલકથાઓ બધી સ્વતંત્ર કૃતિ નહોતી; મોટે ભાગે તો ઇંગ્રેજી, બંગાળી, મરાઠી ને હિંદીનાં ભાષાંતર હતી. આ નીચે ટાંકેલી યાદીપરથી જણાશે કે એ કથાઓનું ક્ષેત્ર એકલું ગુજરાત નહોતું, તેના કરતાં પણ વધારે વિસ્તૃત હતું. સામાન્યતઃ ભાષાંતરોની

ઉચ્ચ શૈલી આદિ બીજાં વિશિષ્ટ લક્ષણોથી એ સર્વ અંકિત છે ને તેથી વાંચવાનું મન થાય એવી છે. ભાષાંતરમાં તો મૂળ લેખકના ગુણદોષ ઉતરેલા જ હોય. ભાષાંતરકર્ત્તાઓએ તેમાં ફેરફાર કર્યો નથી.[1]

---

1 જે પુસ્તકોને ઐતિહાસિક વિષય સાથે સંબંધ નથી તે આ યાદીમાં જણાવ્યાં નથી.

૧ હિન્દ અને બ્રિટાનિયા. ( ૧૮૮૫ )
૨ ગંગા ગોવિંદસિંહ. ( ૧૮૮૮ )
૩ ટીપુ સુલતાન.
૪ દિલ્હી પર હલ્લો. ( ૧૮૯૫ )
૬ અરાઢમી સદીનું હિંદુસ્તાન. ( ૧૮૯૬ )
૭ ઔરંગઝેબ અને રાજપૂતો. ( ૧૮૯૭ )
૭ હેસ્ટીંગ્સની સોટી. ( ૧૮૯૯ )
૮ પાણીપતનું યુદ્ધ. ( ૧૯૦૦ )
૯ બેગમ સાહબ. ( ૧૯૦૧ )
૧૦ નૂરજહાન. ( ૧૯૦૨ )
૧૧ બાજીરાવ બલ્લાલ. ( ૧૯૦૩ )
૧૨ રૂપનગરની રાજકુંવરી. ( ૧૯૦૪ )
૧૩ પ્લાસીનું યુદ્ધ. ( ૧૯૦૫ )
૧૪ શિવાજીનો વાઘનખ. ( ૧૯૦૬ )
૧૫ હલદીઘાટનું યુદ્ધ. ( ૧૯૦૬ )
૧૬ પેશવાઇની પડતીનો પ્રસ્તાવ. ( ૧૯૦૮ )
૧૭ ઔરંગઝેબનો ઉદય. ( ૧૯૦૯ )
૧૮ પદ્મિની. ( ૧૯૧૦ )
૧૯ કતલે આમ. ( ૧૯૧૧ )
૨૦ હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો. ( ૧૯૧૪ )
૨૧ પાટણની પ્રભુતા. ( ૧૯૧૬ )
૨૨ ચાણક્ય નન્દિની અથવા ચચ અને સુહેંધી. ( ૧૯૧૭ )
૨૩ અનંગભદ્રા અથવા વલ્લભીપૂરનો નાશ. ( ૧૯૧૮ )
૨૪ રૌનક મહેલની રાજ ખટપટ. (૧૯૧૯)
૨૫ ચક્રવર્ત્તી હમ્મીર અથવા ચીતોડનો પુનરુદ્ધાર. નંબર ( ૧૮ )નું અનુસંધાન. ( ૧૯૨૧ )

**અમદાવાદખાતે આ પ્રથાને ઉત્તેજન**

કદાચિત્ આ પ્રથાની ઉપયોગિતાના અંશને લઈને અમદાવાદનાં બે અઠવાડિક પત્રોએ પણ એનું અનુકરણ કર્યું. પ્રજાબંધુ અને ગુજરાતી પંચ તરફથી પણ છેલ્લાં દશ વર્ષ થયાં પોતાના ગ્રાહકોને સારી ઐતિહાસિક નવલકથાઓ ભેટ આપવામાં આવે છે, જો કે તેના ઐતિહાસિક કાળ ભિન્ન ભિન્ન છે; પ્રદેશ અને સ્થળ પણ ભિન્ન ભિન્ન છે, છતાં પણ નામાભિધાનમાં અને કથા પ્રબંધમાં તો એ સર્વ એક પ્રકારનું કૌટુંબિક સાદૃશ્ય ધારણ કરે છે. એ પુસ્તકોની સંપૂર્ણ યાદી અહિં આપી નથી, પણ જીજ્ઞાસુ વાચકને તે તે અઠવાડિક તરફથી ભેટ અપાયલી છેલ્લામાં છેલ્લી નવલકથાને અંતે તે જડી આવશે.

**કેટલાક લેખક**

અમદાવાદ અને મુંબાઇમાંથી બહાર પડેલી આ શ્રેણીઓના મોટા ભાગની વાર્ત્તાઓ ચુનીલાલ વર્ધમાન શાહ અને નારાયણ વિસનજી ઠક્કુર જેવા લેખકોની કલમે લખાયલી છે. બીજા કેટલાકોએ પણ લખી છે પણ તે એક બે. ચુનીલાલે પસંદ કરેલું ક્ષેત્ર સરખામણીમાં સંકુચિત છે અને એ મોટે ભાગે ઐતિહાસિક અંશોથી દૂર જતા નથી, પણ નારાયણ ઠક્કુરનું એમ નથી. એઓ વધારે વ્યાપકતાથી લખે છે અને જો કે એઓ પણ ઐતિહાસિક અંશોને વળગી રહેવા પ્રયત્ન કરે છે તોપણ સામાજીક અને સાંસારિક વિષય પર એઓ વધારે ઉતરી પડે છે, અને સ્ત્રીપુરુષના શારીરિક સંબંધ વ્યક્ત કરતાં આબેહૂબ ચિત્રો દોરવા તરફ એમનું વલણ એટલું બધું છે કે કોઇક વખત કાયદાની ચુંગાલમાંથી બચવું એમને ભારે થઇ પડશે. ઉર્દુ અને ફારસી પુસ્તકોનો એમને ગાઢ અભ્યાસ હોવાથી એ ભાષાઓના પ્રસિદ્ધ તેમ જ અપ્રસિદ્ધ લેખકોમાંથી ઉતારા પોતાનાં પુસ્તકોમાં સ્થાને અસ્થાને વેરી મૂકવા તરફ

પણ એમનું વલણ વધારે છે અને ઉત્તર હિંદ અને સિંધના વતનીઓના વિલાસી અને અયાશી જીવનનો એમને ગાઢ પરિચય હોવાથી Tribute of Modern Babylon સ્વ. મી. સ્ટેડે પ્રસિદ્ધ કરેલાં સામાજિક અશ્લીલતા જેવાં જ કમકમાટ અને અનુકંપા ઉપજાવતાં ચિત્રો દોરવાને એઓ પ્રેરાયા છે.[૧]

નવલકથાકારના વર્ગમાં પ્રથમ પદને યોગ્ય એક નૂતન પુષ્પનો હમણાં હમણાં અચાનક ઉદ્‌ભવ થયો છે. પોતાના લેખને આવકાર મળશે કે નહિ તેનો સંશય હોવાથી "ઘનશ્યામ"ની[૨] અર્થસૂચક સંજ્ઞા આપી, પોતાનું ખરૂં નામ ગુપ્ત રાખી એમણે ૧૯૧૧માં કેટલીક નાની વાર્તાઓ લખી પ્રકટ કરી ત્યાંસુધી ઉત્તમ નવલકથાકારની પ્રતિભા એમનામાં ભરાઇ રહી હશે એમ કોઇએ કલ્પના પણ કરી નહોતી. એ નાની વાર્તાઓ[૩] હાસ્યરસથી ને નર્મ વચનોથી છલકાય છે અને શાંત પણ સચોટ રીતે આપણા ઘણાખરા સાંસારિક બલ્કે કૌટુંબિક દોષો—નાના તેમજ મોટા ઉઘાડા પાડે છે. એમની વાર્તાઓમાં દેખા દેતાં પાત્રોના દોષ અને તેમની નબળાઇઓ દર્શાવવાના એમણે લીધેલા નૈસર્ગિક માર્ગથી જ મનુષ્યનાં મનોભાવ અને ચારિત્ર્ય વર્ણવવાની અને આલેખન કરવાની એમનામાં મહત્તર શક્તિ છે એમ આશા બંધાતી. "ગુજરાતી"ની વાર્ષિક ભેટ[૪] તરીકે (૧૯૧૬)માં કાંઇ પણ હોહા સિવાય એમની પ્રથમ ઐતિહાસિક નવલકથા પ્રકટ થઈ ત્યારે જ કનૈયાલાલ મુનશી[૫] કેવા પ્રતિભાશાળી લેખક છે તે જનતાએ

---

૧ સ્વ. મી. સ્ટેડે એ પુસ્તકમાં લન્ડન જેવા મોટા શહેરમાં ચાલતી અનીતિનાં ભયંકર દૃષ્ટાંતો આપ્યાં છે.

૨ કનૈયા ( એમનું ખરૂં નામ )નું બીજું નામ.

૩ " મ્હારી કમળા અને બીજી વાતો " એ નામે સંગ્રહીત થઈ પ્રકટ થયલી ( ૧૯૧૭–૧૮ ).

૪ પાટણની પ્રભૂતા.

૫ બી. એ., એલ એલ. બી, એડવોકેટ, હાઇકોર્ટ—મુંબાઇ.

જાણ્યું. સાહિત્યક્ષેત્રમાં આગળ પડવાને કેળવણી લેવા માટે જે કાળ લેખકને નિર્ગમન કરવો પડે છે તેવા કાળ નિર્ગમન સિવાય શારદાના સર્વ અલંકારોથી ભૂષિત થઇને આજના જમાનામાં પણ લેખકો આગળ પડી શકે છે એ વાત ગળે ઉતરવાને

**કનૈયાલાલ મુનશીનું આગમન**

સૌને કનૈયાલાલની કૃતિ જોઈ જરા આંખ ચોળીને જોવું પડ્યું છે. એમના આ પુસ્તકનો એવો સત્કાર થયો કે એમને પોતાનું વ્યક્તિત્વ ગુપ્ત રાખવા સંજ્ઞા ધારણ કરવાની જરૂર રહી નહિ અને એમનું આ પછીનું પુસ્તક[૧] જે એક લેખે તો આ વાર્તાનો ઉત્તર ખંડ કહી શકાય–પરંતુ જે આના કરતાં ઉચ્ચતર કોટિનું છે તે એમણે પોતાને નામે જ પ્રસિદ્ધ કર્યું. ધંધાની બહોળી રોકાણને સબબે નવલકથા લખવા માટે એમને ઘણો જ થોડો વખત ફાજલ પડતો છતાં પણ એમના મિત્રો એમની પાસેથી વધારે પ્રસાદી કઢાવ્યા સિવાય જંપ્યા નહિ ને સમયના સખત અભાવ છતાં પણ "પૃથિવી વલ્લભ" (૧૯૨૦–૨૧) લખવામાં આવી. "પૃથિવી વલ્લભ"માં એ સંક્ષુબ્ધતા અને અસંબદ્ધતાની છાયા આ જ કારણને લીધે જણાય છે. સાહિત્યની દૃષ્ટિમર્યાદા પર એમની ઝાંખી થઈ તે અગાઉ ગુજરાતીમાં શ્રેષ્ઠ નવલકથાકાર તરીકેનો મુકુટ સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીને શિરે એમના "સરસ્વતીચંદ્ર"ને લીધે બીરાજતો, પરંતુ "સરસ્વતીચંદ્ર" તો નવલકથાને બદલે જ્ઞાનનો કોષ છે. આથી કરીને કેટલાક વિવેચકોના અભિપ્રાયે તો નવલકથા લેખનના નિયમોને વળગી રહેલા હોવાને લીધે અને પ્રભાવશાળી પાત્રાલેખનને લઇને કનૈયાલાલે ગોવર્ધનરામને એ સ્થાનેથી ખસેડી પોતે એ પદ લીધું છે.[૨]

મહમદ ગઝનવીની સોમનાથની લૂંટ પછી ગુજરાતના સોલંકી

---

૧ ગુજરાતનો નાથ. (૧૯૧૮–૧૯)

૨ "ગુજરાતનો નાથ" માં નરસિંહરાવ દીવેટિયાનો ઉપોદ્ઘાત.

**એમની કૃતિની ઉચ્ચતા**

રાજપૂત રાજાઓએ યવનદળના અવશેષને હાંકી કાઢ્યા બાદ દશમા અને અગીઆરમા સૈકામાં એમને દમ ખાઈ પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવાનો જે કાળ મળ્યો તે સમયના ગુજરાતના પ્રાચીન ઇતિહાસને આલેખતી એમની પહેલી બે નવલકથાઓ છે, પરંતુ એ વિજયનાં ફળ તેઓ માંડમાંડ ટકાવી શક્યા. બ્રાહ્મણો તરફ તિરસ્કારની નજરે જોતા, અથગ સંપત્તિના બળે (તેમ જ શૂરવીરતાને લીધે, કારણ અહિંસાના ધર્મને માનતા હોવા છતાં તે વખતના જૈનો પોતાના ધર્મને ખાતર શસ્ત્રો વાપરી જાણતા) પુષ્કળ લાગવગ ધરાવતા તેમજ પોતાનો ધર્મ માનનારને જ ગાદીપતિ થયલો જોવાની ધર્માધતાવાળા જૈનો આ સમયે બ્રાહ્મણવર્ગના વગવસીલાને ઉતારી પાડવા આકાશ પાતાળ એક કરતા હતા. આ સમયનો ગુજરાતનો ઇતિહાસ એટલે રાજ દરબારમાં પગદંડો જમાવવા ઇચ્છતા બ્રાહ્મણો અને જૈનો વચ્ચે પરસ્પરનો સંહાર કરાવનારા કલહ અને કાવાદાવાથી ઉકળતો જંગી ટોપ. જળ શોષી લેતી વાદળી જેવા સ્વાભાવિક ભાવથી કનૈયાલાલે તે સમયના વ્યાપક ભાવને પોતાની કથામાં પચાવી લીધો છે. વર્ત્તમાન સમયના રાજદરબારનું ચિત્ર નૈસર્ગિક રંગોએ આલેખવામાં જો ગોવર્ધનરામને સફળ થયલા ગણીએ તો ગુજરાતની રાજધાનીને તે હતી તેનાથી ઉચ્ચપદે લઇ જવાના અભિલાષવાળા પુરાતન, પરંતુ વિશેષ ચળવળવાળા આ કાળનું ચિત્ર આલેખવામાં કનૈયાલાલ પણ એટલા જ સફળ થયા છે. માળવાની રાજધાની અવંતિ (ઉજ્જન) તે કાળે સર્વની દૃષ્ટિનું લક્ષ્યસ્થાન ગણાતી. એ મહાન રાજ્ય ગુજરાતના અંગમાં ભોંકાતા કંટકસમાન લેખાતું અને પાટણના દરેક રાજકર્ત્તાનું પૌરૂષ માળવાનો પરાભવ કરવા પ્રતિ વળતું. એ પરાભવ તે પછી, ન્યાયમાર્ગે થાઓ કે કપટમાર્ગે થાઓ, તેની તેમને પરવા નહોતી. પહેલી બે નવલકથામાં એમણે આ વૃત્તાંત આપ્યો છે અને ઘટનાઓની પરંપરા તેમાં એવી સુસંગતિથી દર્શાવવામાં આવી છે કે આપણે જાણે તે સમયના વાતાવરણમાં જ ન ફરતા હોઈએ એમ લાગે છે. ત્રીજી નવલકથામાં માળવાના રાજા ધારાનગરના વિખ્યાત મુંજ અને તૈલંગણના તૈલપ-

વચ્ચે નવમા સૈકામાં ચાલેલો કલહ વર્ણવ્યો છે. નવલકથામાં જ વર્ણવેલો સમય જોઇએ તો તે તો મુંજનો કારાવાસ અને તૈલપની આજ્ઞાથી એનો હાથીના પગે ચગદાવી કરાવેલા વધનો જ છે. તૈલપનો સોળ વખત મુંજે પરાજય કર્યો હતો અને પોતાનું રાજ્ય પાછું પ્રાપ્ત કરવાને વિજેતાના પાદ પ્રક્ષાલન કરવા સુધીનું તૈલપનું માનભંગ થયું હતું; પરંતુ સત્તરમા આક્રમણ વખતે નસીબ ફેરવાયું અને તૈલપના એક બંદીઆના બાહુબળથી એને વિજય મળ્યો. મુંજને બંદીવાન કરવામાં આવ્યો અને એનો વધ કરાવતાં અગાઉ કોઈ એક મદારીના પશુની માફક પાંજરામાં પૂરીને વિજેતાની રાજધાનીની શેરીએ શેરીએ એને લોકો સમક્ષ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

આ ત્રણે કૃતિઓના મુખ્ય ઐતિહાસિક બનાવો જાણીતા હોવાથી અત્ર વિસ્તારપૂર્વક આપ્યા નથી.

**પાત્રાલેખન ઉદ્યમ** પ્રથમની બે કૃતિઓમાં કર્ણદેવની દ્રવિડ દેશની જૈન પટરાણી અને જયદેવ અથવા તો પ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહની માતાની રાજ્યની લગામ પોતાના જ હાથમાં રાખવાની ઉત્કટ ઈચ્છા ભૂમિકારૂપે લેવાઇ છે, અને ત્રીજીમાં તૈલપની બહેન મૃણાલ, જેના હાથમાં રાજપદની લગામ હતી તેની એવી જ ઈચ્છા મૂળ રૂપ છે. સત્તા પ્રાપ્ત કરવાની તીવ્ર આકાંક્ષામાં ખેંચાઈ જવામાં આ બે રાજલલનાઓને પોતાનાં સ્ત્રીત્વની મર્યાદાનું વિસ્મરણ થઇ જાય છે. મીનળ અને અમાત્ય મુંજાલ, સાધ્વી મૃણાલ અને એનો કટ્ટો શત્રુ વિષયી મુંજ—એ સૌ એક બીજા પર સરસાઈ ભોગવવા દ્વંદ્વ ખેલતાં જણાય છે. મુંજાલ સિવાય મારો છૂટકો નથી એમ મીનળ જોઈ લે છે. યુવાવસ્થાનું આગણું વટાવી ગયલી અને સાધારણ રીતે સૌંદર્યવાન, સોળ વર્ષની વયે વૈધવ્ય પ્રાપ્ત થયું તે સમયથી જ હૃદયના ભાવ અને વિકારોને યથા ક્રમ રૂંધી રાખેલા, ભાવ ઉત્પન્ન થતાં જ વિચારપૂર્વક તેનું છેદન કરેલું અને સંસારનાં સર્વ સુખ અને ભોગ તરફ પોતાનું હૃદય પાષાણવત્

કરી નાંખનાર મૃણાલ આવી છતાં, સ્ત્રીના કવચમાંના ભેદ્ય સ્થળોપર શરાનુસંધાન કરવામાં પારંગત મુંજની ચતુર લીલાને વશ થઈ જાય છે. પ્રેમમાં અથવા યુદ્ધમાં કોઇ મને ઠેકી જાય નહિ એવું મુંજનું અભિમાન, એ એનો ખાસ ગુણ હતો. બંદીખાનામાં, ચાર દિવાલોની વચમાં હોય કે લોહ પિંજરમાં હોય, રાજ્યાસને વિરાજમાન હોય કે ખૂબસુરત યા બદસુરત સ્ત્રી સાથે સંભાષણ કરતો હોય, એ જ્યાં હોય ત્યાં મુંજનો સ્વભાવ ઉગતા સૂર્યના તેજ જેવો આનંદ રેલાવતો. આ વિષયને વિકસાવવામાં ક્રમે ક્રમે પુરૂષને વશ વર્ત્તતી-તાબે થતી-સ્ત્રીના આલેખનમાં કર્ત્તાની કલમ પરાકાષ્ઠાએ પહોંચે છે. મુંજનો ઉગ્ર-સાહસિક-મનોવેગ અને એ વેગ આગળ ગર્વિષ્ટ મૃણાલના ડગમગતાં પગલાં અથવા તો સ્ત્રીનાં સ્વભાવજન્ય દૌર્બલ્યને વિચારમાં લીધા સિવાયની મિથ્યા ગર્વિતા મીનળની ખોટી ગણત્રીઓ; સોલંકી વંશના વિશ્વાસુ અને કાર્યદક્ષ સેવકને ખસેડવાના એના નિષ્ફળ પ્રયત્નો; મુંજાલનો શાંત સ્વભાવ, કાર્ડિનલ રીશલ્યુની માફક મહેલમાં, શહેરમાં કે શહેર બહાર બનતા દરેકે દરેક બનાવનું એનું ગૂઢ જ્ઞાન, દીર્ઘદૃષ્ટિ, રાજ્યદ્વારીડહાપણ, અને આ બધામાં એની પ્રચંડ દેશ-ભક્તિ, રાજ્યદ્વારી દૃષ્ટિએ-પાટણને ભારતવર્ષમાં પ્રથમ પંક્તિએ આવેલું જોવાની તીવ્ર આકાંક્ષા-એ સર્વ ટૂંકાં, વેગભર્યાં વાક્યોમાં, અસરકારક રૂપકોમાં-તે પણ રૂપક ઉપર રૂપક અથવા ઉપમા પર ઉપમા[1] સીંચીને નહિ-પરંતુ ક્યાં અટકવું તેનો સંપૂર્ણ વિચાર કરીને કર્ત્તા વર્ણવે છે. મુખ્ય નાયક-નાયિકાઓનાં યુગલો ઉપરાંત કાકભટ્ટ અને મંજરી, રસનીધિ (ઉજ્જનના કવિ વર્ગનો આશ્રયદાતા) અને વિલાસવતી જેવાં સાથ દેનારાં યુગલો પણ કર્ત્તાએ આલેખ્યાં છે. કાકભટ્ટ મંજરી જેવી સ્વચ્છંદી યુવતિને ક્રમે ક્રમે વશ કરીને તેને પોતાની સાથે લગ્નગ્રંથીમાં જોડાવા પ્રેરે છે. જે ગુણોની પોતે આકાંક્ષા રાખતી તે જ ગુણોનો ભંડાર કાકમાં ભરેલો જોતાં, જેની

૧ સ્વ. ત્રિપાઠીનાં વર્ણનોમાં વારંવાર આવે છે તેમ નહિ.

પોતે એક શ્વાનવત્ :અવગણના કરેલી તેને કેવી દઢ ભક્તિથી ચાહે છે એ સર્વ તથા યૌવનને આંગણે આવેલી વિલાસવતીના હૃદયના જે ભાવોનો એની યોગાભિલાષી અને આનંદઘાતક ઉપદેષ્ટ્રી–મૃણાલ દેવી–એ નાશ કરવા મિથ્યા પ્રયાસ કર્યો હતો તે જ ભાવોને રસનીધિ કેવી સુંદર રીતે પ્રદીપ્ત કરે છે, એ સર્વના આલેખનમાં કર્ત્તાનું મનુષ્ય-સ્વભાવનું ઉત્તમ જ્ઞાન પ્રદર્શિત થાય છે. આ પાત્રો તો શું પરંતુ મનુષ્ય સ્વભાવમાંના મૃદુ ભાવો સાથે સંબંધ ન રાખતાં પાત્રોના આલેખનમાં પણ કર્ત્તાએ અપ્રતિમ કૌશલ્ય દાખવ્યું છે. આનંદસુરી જતિ અને ઉદો મારવાડી એનાં દૃષ્ટાંત છે. કાકભટ્ટનો ને મુંજાલ મહેતાનો નિગ્રહ તો એવો હતો કે એઓ પ્રેમ અથવા વાત્સલ્યના બંધનને એમના રાજકીય લક્ષ્યની આડે આવવા દેતા નહિ. ખરેખરા બારીક પ્રસંગોમાં પણ–જ્યાં પ્રેમ અથવા કુટુંબવાત્સલ્ય જેવા ભાવોનું પોતાના નિયત કર્ત્તવ્ય સાથે અથડામણ થતું ત્યાં પણ પ્રેમ અને વાત્સલ્યનો એઓ ભોગ આપતા. નિશ્ચય અને દઢતા, અડગ સાહસ અને સ્વભાવજન્ય સાધન સંપત્તિથી વિઘ્ન અને ભયની સામે થઈને એઓ પોતાનો હેતુ પાર પાડવામાં મચ્યા રહેતા. આનંદસુરીનો કુટિલ સ્વભાવ, એનું ધર્માંધપણું જે ગુજરાતના રાજ્ય અને રાજાને જૈન-ધર્મી બનાવાય તો ગમે તે માર્ગ લેવા અટકે એમ નહોતું તે અને આ કાર્ય માટે મીનળ જેવી નિર્બળ મનની વિધવા મહારાણીનો હથીઆરરૂપે એણે કરેલા ઉપયોગઃ એ સર્વ એવાં સુસંબદ્ધ ગંઠાયલાં છે, કે આ પુસ્તક પ્રકટ થતાં જ ગુજરાતના જૈન ભાઈઓએ "કર્ત્તાએ કોમ કોમને [ જૈન અને બ્રાહ્મણને ] લઢાવી મારવાનો પ્રયત્ન કર્યો છે," એવા દોષ મૂકી કોલાહલ કરી મૂકયો હતો. એમને એમ પણ યાદ ન રહ્યું કે આનંદસુરીનો પ્રતિસ્પર્ધી મુંજાલ શેઠ જ જાતે જૈન હતો. કર્ત્તાએ જે જે લખ્યું છે તેને ઇતિહાસનો આધાર છે એ વાત પણ એમના સ્મૃતિપટ પરથી ખસી ગઇ. પુસ્તક પ્રકટ કરતા અગાઉ એનાં

પ્રુફ એક જૈન સાક્ષરની[1] દૃષ્ટિ નીચે પસાર કરવામાં આવ્યાં હતાં, એ વાત જ્યારે કર્ત્તાએ જાહેરમાં મૂકી ત્યારે જ આ તોફાન શમ્યું.

**પ્રસંગને અનુસરતી શૈલી**

કનૈયાલાલની શૈલી હમેશાં પ્રસંગને અનુકૂળજ હોય છે. મુંજ, સંકટ સમયે ધૈર્યની પ્રતિમા અને મર્મ પ્રહાર કરવામાં એક્કો હતો અને એનું ચિત્ર દૃઢ હાથે આલેખાયું છે. એના મુખમાં મૂકવામાં આવેલી ભાષા પણ તેવી જ દૃઢ છે. એ હમેશાં સીધી વાત કરે છે અને મુદ્દા પરથી ચલિત થતો નથી. મુંજથી ઉલટી રીતે મુંજાલ મિતભાષી, મીંઢો અને ગૂઢ હતો; પરંતુ મુંજાલ જે થોડું પણ મ્હોં બ્હાર કાઢતો તે એવું તો બંધબેસતું અને અર્થવાહી બોલતો કે એનાં વેણ પરથી લેખકના વિશાળ શબ્દભંડારનું આપણને દર્શન થાય છે. એમનાં લખાણમાં અક્ષરની જોડણી પ્રત્યે દુર્લક્ષ હશે, ગુજરાતીમાં ઉતારેલાં ઈંગ્રેજી વાક્યોનો અજાણતાં થતો પ્રતિધ્વનિ હશે; પરંતુ એકંદરે શૈલી જોરદાર, વેગભરી, સંસ્કારી અને શુદ્ધ છે.

**વેરની વસૂલાત. (૧૯૧૯)**

ગોવર્ધનરામની કૃતિ, જે વિષે હવે પછી તરત કહેવામાં આવશે, તેની અજાણ્યે આવી ગયલી છાયાવાળી એમની પહેલી કૃતિ અને કનૈયાલાલની પહેલી મોટી નવલકથા, વેરની વસૂલાત[2], ગુજરાતીઓની કૌટુંબિક બાજુ અને રાજ્યખટપટનો ચિતાર આપે છે. 'ગુજરાતી''પત્રમાં કટકે કટકે એ વાર્તા આવી ગયલી; એનો નાયક જગત કિશોર, સરસ્વતીચંદ્રની માફક ઉંચી કેળવણી પામેલો યુવક છે અને સાંસારિક કારણોને લઇને ઘરનો ત્યાગ કરે છે અને એક ઉચ્ચચરિત સાધુ, કે જેનામાં જર્મન પ્રોફેસરની વિદ્વત્તા, અંગ્રેજી મુત્સદ્દીની કાર્યદક્ષતા, કવિરાજનું આર્દ્રહૃદય અને ઈટા-

---

૧ પ્રો. ખુશાલ તલકશી શાહ; બી. એ. બી. એસસી.

૨. આ પુસ્તકનું "કલકત્તા રીવ્યુ" (૧૯૨૨)માં ઇંગ્રેજીમાં ભાષાંતર આવે છે.

લીના મહા કલાકારની સૂક્ષ્મ, સૌન્દર્યસેવી દૃષ્ટિ છે અને " આ બધામાં આર્ય ઋષિઓનો વૈરાગ્ય છે " તેની સંગતિમાં સાધુ થઈ જાય છે અને "આખા હિન્દનું વાતાવરણ પવિત્ર, જીવન્ત કરવા, ખરા જીવનની ઉચ્ચ ભાવના પ્રસારવા"ના મહદ્ અભિલાષ એના હૃદયમાં પ્રેરાય છે. એણે પસંદ કરેલી કન્યાનાં લગ્ન જ્ઞાતિબંધનને લીધે મુંબઈના એક " છેલ બટાઉ " સાથે થાય છે અને એ કન્યા ટૂંક દુઃખી જીવન ગાળી મૃત્યુને શરણ થાય છે. એક આ પ્રસંગ અને બીજો પ્રસંગ, જે મનુષ્યના ઘરમાં એણે અને એની માતાએ આશ્રય લીધો હતો તે મનુષ્યે એની માતા પર અત્યાચાર કરવા પ્રયત્ન કર્યો અને તેને અંગે તેનું મૃત્યુ થયું તે,–આ બે પ્રસંગોએ એને આ મનુષ્ય પર અને પોતાની પ્રિયતમાના ભાડુતી લગ્નમાં સંબંધ રાખનારાઓ પર વેર લેવાને પ્રેર્યો. કોર્ટમાં લાંબો સમય તપાસ ચાલ્યા પછી કે જે તપાસમાં એ રાજ્યદ્વારી કાવાદાવામાં અને એક છૂપી પોલીસનાં પરાક્રમોમાં ગુંચવાઈ પડે છે તે પછી–એના ગુરૂ પોતાના સાધુવૃંદના મુખી તરીકે એને સંયોજી આ જગતનો ત્યાગ કરે છે. પરંતુ ગુરૂએ એને લગ્ન કરવાનો સખત આદેશ આપેલો, કારણ એમની માન્યતા એવી હતી કે ભારતવર્ષનો ઉત્કર્ષ પરિણિત જીવન ગાળવાથી જ થશે. એની માતાને સતાવનારની પુત્રી સાથે જ લગ્ન કરી, એ પોતાના વેરની વસૂલાત કરે છે. જો એના મનની ધારણા પ્રમાણે વેર લેવાયું હોત તો તો વેરની વસૂલાત વધારે કુટિલ રીતે લેવાત. એમની બીજી વાર્તાઓની માફક આ વાર્તામાં રસ અવિછિન્ન વહે છે અને એક ગૌણ પ્રસંગમાં ભવિષ્યના પારસી સંસારી જીવનના એક અંગ જેમાં પારસી યુવતિઓ હિંદુ યુવકોને લગ્ન માટે પસંદ કરે છે તેની છાયારેખા આપી છે. આ નવલકથાના પ્રસંગમાં તો કીશોરને માટેનાં પારસી યુવતિનાં પ્રેમ અને શ્લાઘા લગ્નગ્રંથીમાં પરિણમતાં નથી, કારણ કીશોરે એ વાત સ્વીકારી નહિ અને એ પ્રેમ " પ્લેટોનિક " જ, આત્મલગ્ન જેવોજ, રહ્યો.

**ખોજાઓનો ફાળો**

મુસલમાનો, મુખ્યત્વે કરીને ખોજાઓ, જેમના રીતરિવાજ આદિ બીજા મુસલમાનોને મુકાબલે હિંદુઓને વધારે મળતા આવે છે તેમણે સાહિત્યના આ અંગને પોતાનો ફાળો આપ્યો છે; જો કે તે વેદાંત જેવા ધાર્મિક સાહિત્યમાં આપેલા ફાળા જેટલો મોટો ન કહેવાય. કરીમઅલી રહીમઅલી નાનજીઆણી એમાંના એક[1] છે. અલાદીન શિવજી સાલે મહમદે એક ઐતિહાસિક નવલકથા લખી છે, તેમાં બાર હઝાર વર્ષ અગાઉના હિંદની સ્થિતિનો ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે.

**સરસ્વતીચંદ્ર**

ધીકતી વકીલાતના ધંધામાં રોકાયલા હોવા છતાં અથાગ ખંતથી મંડી રહી, નાયકના નામપરથી તેને " સરસ્વતીચંદ્ર "નું નામ આપી, એક " પુરાણ " ગોવર્ધનરામ ત્રિપાઠીએ ચાર ભાગમાં બહાર પાડ્યું છે. એ પુસ્તક ચૌદે વર્ષે ( ૧૮૮૭–૧૯૦૧ ) સંપૂર્ણ થયું. કોઈ એક અમૂલ્ય નંગને જેમ જુદી જુદી બાજુએથી ફેરવીને જોતાં તેમાં જુદો જુદો ઝગઝગાટ દેખાય તેમજ આ ગ્રંથને પણ વિવિધ દૃષ્ટિબિંદુએ જોતાં એમાં જુદો જ પ્રકાશ માલમ પડે છે. એક નવલકથા–રાજ્યકૌશલ્યપરનો તેમજ રાજકીય, ધાર્મિક, સાંસારિક અને કૌટુંબિક જ્ઞાનનો ગ્રંથ–બ્રિટીશ હિન્દ અને દેશી રાજ્યોની આધુનિક રાજકીય પરિસ્થિતિપરનો નિબંધ–બ્રિટિશ અને દેશી રાજ્યોના સંબંધનું ચિત્ર–ખટપટ અને કાવાદાવાનાં ઉત્પત્તિસ્થાનરૂપ દેશી રાજ્યોનો ચિતાર અને તે પણ તાદૃશ્ય ચિતાર–આ સર્વ તે " સરસ્વતીચંદ્ર ". નાયક " સરસ્વતીચંદ્ર " એટલે પાશ્ચાત્ય પદ્ધતિપર કેળવાયલો અને સંકુચિત દૃષ્ટિના અને જુના વિચારના હિંદુ સમાજ જોડે અથડામણમાં

---

૧ એમણે " દુનિયા દર્પણ " નામે એક સાદી વાર્તા લખી છે.

૨ એનું નામ " વિશ્વભેદ " ( ૧૮૯૭ ) છે. " વકીલોની ફતેહના છૂપા ભેદ" (૧૮૯૩)નામે એક પુસ્તકનું ઇંગ્રેજીમાંથી એમણે ભાષાંતર કર્યું છે.

આવતી આકાંક્ષાઓવાળો યુવક. નાયિકા કુમુદસુંદરી એટલે આદર્શ હિંદુ યુવતિ-સંસ્કારી અને હિંદુ સ્ત્રીત્વની સુંદરમાં સુંદર અને શુદ્ધમાં શુદ્ધ ભાવનાઓ મૂર્ત્તિમાન કરતી યુવતિ. સ્વચ્છંદી વર સાથે લગ્નગ્રંથીથી જોડાયલી, એક સમયના ગાઢપ્રેમી સરસ્વતીચંદ્ર (જેના ગૂઢ રીતે અદૃશ્ય થઇ જવાને લીધે તે) ને બદલે લંપટ પ્રમાદધનને અપાયલી, અને સરસ્વતીચંદ્ર સાથે એક જ ઘરમાં રહેવાને નિર્માણ થયલી છતાં પણ કુમુદસુંદરી પોતાનું શીલ-શુદ્ધત્વ આકરા સંજોગોમાં પણ સાચવે છે અને અંતે જ્યારે પ્રમાદધનનું મૃત્યુ થાય છે ત્યારે પુનર્લગ્ન કરી શકત એમ છતાં પણ અવશેષ જીવન વૈધવ્ય દશામાં ગાળવાના પુરાતન હિંદુ આદર્શને એ સ્વીકારે છે. પુરાતન અને સનાતનને વળગી રહેવાની જ નહિ પરંતુ એ રિવાજોમાં પણ કાંઇક હિતાવહ જ છે એવું શોધી કાઢવાની ભાવના એ ગોવર્ધનરામના તરંગ અથવા કેટલાકને મતે એમનો વિશિષ્ટ ગુણ કહેવાય છે.

**વિશિષ્ટ લક્ષણો.**

એ પુસ્તકના ચાર જુદા જુદા ભાગનાં નામ જ એમાં આવતી વસ્તુના સારરૂપ છે. પહેલા ભાગમાં (૧૮૮૭) કુમુદસુંદરીના સસરા બુદ્ધિધન-કારભારી-જેને ઘેર એકાકી સરસ્વતીચંદ્રને ભાગ્ય દોરી ગયું હતું તેનો કારભાર વર્ણવાય છે. "ગુણસુંદરીનું કુટુંબજાળ" (૧૮૯૨) નામે બીજા ભાગમાં પુરાતન પદ્ધતિએ રહેતા હિંદુ ગૃહસ્થના કુટુંબ જીવનમાંનાં સારાં અને માઠાં તત્ત્વો-સાસુ અને વહુ તરફથી ભજવાતા પાઠ, કુટુંબના વડીલો પ્રતિ દર્શાવાતો પૂજ્ય ભાવ, તેમને અપાતું માન, દેશસેવા, ટૂંકમાં સ્ત્રીવર્ગ સ્વતંત્ર નહિ એવી જુની પદ્ધતિએ ચાલતા હિંદુ જીવનની શૃંખલામાં પણ ગુણસુંદરી જેવી ભલી, બુદ્ધિશાળી અને સદ્‌ગુણી સ્ત્રી કેવી હિતકારક અસર નીપજાવી શકે છે તેનું દર્શન છે. જુનું એટલું ત્યાજ્ય ગણનારા, કૌટુંબિક જીવનથી અસંતુષ્ટ થયલા અને તેથી પશ્ચિમના રીતરિવાજોની સંપૂર્ણ નકલ કરનારા તથા એવા એવા મત ધરાવનારા-

અને ગુણસુંદરી જેવી " દિલાસો આપવાને જ જન્મ લીધેલી " એવી સ્ત્રીની દૃષ્ટિ નીચે ચાલતું તંત્ર આજ કૌટુંબિક જીવનને કેવું સફળ—આદર્શરૂપ—બનાવે છે તે આ ભાગમાં દર્શાવવામાં આવ્યું છે. આપણાં પુરાતન પદ્ધતિએ ચાલતાં તંત્રોમાંનું બધું જ ઉકરડામાં નાંખવા જેવું નથી એ બતાવવાનો ગોવર્ધનરામનો ઉદ્દેશ હતો. એ તંત્રોમાં પણ સ્થળે સ્થળે ચાલુ વ્યવસ્થામાં થોડું આઘુંપાછું કરવાથી સંતોષ—સુખનાં ઘણાં ગૂઢ રહેલાં તત્ત્વો મળી આવે છે તે એમને દેખાડવું હતું.

**નવલકથા સાથે સંકળાયલા પ્રસંગો**

ત્રીજા ભાગનું નામ "રત્નનગરીનું રાજ્યતંત્ર" (૧૮૯૮) રાખવામાં આવ્યું છે. દેશી રાજ્યો બ્રિટિશ અમલ નીચે ક્રમશઃ શી રીતે અને કયા સંજોગોમાં આવ્યાં તે અને બ્રિટિશ સત્તા નીચે રહીને પણ પોતાનો લાભ જાળવવા અને આગળ વધારવા એ રાજ્યોએ કઈ નીતિ અખત્યાર કરવી જોઇએ તેનો ચિતાર આ ભાગમાં આપવામાં આવ્યો છે. આ ભાગ પ્રકટ થયો તેને અંગે બે પ્રસંગો, એક શોકમય અને બીજો હસવા જેવો, અહિં નોંધવાયોગ્ય છે. ગોવર્ધનરામનાં બુદ્ધિસંપન્ન બ્હેન સમર્થલક્ષ્મીનું અવસાન એ શોકમય પ્રસંગ. એમના પર ગ્રંથકર્ત્તાનો ગાઢ પ્રેમ બંધુ તરીકેનો હતો એટલું જ નહિ પરન્તુ એમના આ મહાન્ ગ્રંથની પ્રોત્સાહિની તરીકે પણ એઓજ હતાં. વર્ડ્ઝવર્થનો જેવો ડોરોથી પર પ્રેમ હતો તેવોજ કાંઇક આ ભાઇ-બ્હેનનો પ્રેમ કહેવાય. એમનું અવસાન સને ૧૮૯૪માં થયું. આ ત્રીજો ભાગ સમર્થલક્ષ્મીને અર્પણ કરવામાં આવ્યો છે અને એ અર્પણ કરતાં લખાયલી "નીવાપાંજલી" ગુજરાતીમાં એક અત્યંત શોકમય અને હૃદય ક્ષુબ્ધ કરનારાં ગીત તરીકે અમર રહેશે. આ પુસ્તક પ્રકટ થવા માટે છાપખાનામાં મોકલવામાં આવ્યું તે સમયના અશાંત રાજકીય વાતા-વરણમાં બીજા પ્રસંગનો ઉદ્ભવ થયો અને તેથી એ પુસ્તક સંપૂર્ણ લખાઈ રહ્યા બાદ કેટલેક સમયે પ્રકટ થયું. મુંબઈ ઇલાકામાં તે સમયે પ્લેગ (ગાંઠી-

આ તાન્નો ઉપદ્રવ તરતનો જ શરૂ થયો હતો અને સરકારે તેને વધારે ફેલાતો અટકાવવા માટે લીધેલાં પગલાં લોકોના આચારની વિરૂદ્ધનાં હોવાથી લોકલાગણી ઉશ્કેરાઇ હતી. તે જ સમયે લો. ટીળક શિવાજી મહારાજની સંવત્સરી ઉજવીને મરાઠી મહારાજ્યનો ઇતિહાસ લોકોના મનમાં તાજો કરી રહ્યા હતા. કોઇને બદલે કોઇ સમજીને તેજ સમયે પુનાના કલેકટર અને લે. રૅંડનાં સરકારી મહેલમાંથી ખાણું ખાઇને પાછા ફરતાં ખૂન થયાં હતાં. આ સઘળા અણધાર્યા પ્રસંગોને લઇને સરકારે લો. ટીળકપર કામ ચલાવ્યું એટલુંજ નહિ પરન્તુ છાપાં અને છાપાખાનાંપરત્વે સખ્તાઇભરેલી નીતિ અખત્યાર કરી હતી. ગોવર્ધનરામે ત્રીજા ભાગમાં નિર્ભયપણે સરકારની ચક્રવર્તી તરફની નીતિની સમાલોચના કરી તેનાપર કડક ટીકા કરી હતી. ઉપમાઓનો આખો ભંડારને ભંડાર એમની પાસે તૈયાર રહેતો એટલે એમણે બ્રિટિશ સરકારને "સુગ્રીવના સૈન્ય"[1]ની ઉપમા આપી. જો કે રાજદ્રોહી નહિ તોપણ આટલું સ્પષ્ટ કટુ—સરકારને અપમાનકારક કથન છાપીને પ્રકટ કરવા કોઇપણ છાપખાનું તૈયાર નહોતું. એક પછી એક એમ ઘણા છાપખાનાવાળાને પૂછ્યું, પરંતુ આ જવાબદારી ઉપાડવા કોઇપણ છાપખાનાવાળાએ હામ ભીડી નહિ. આ બાજુ ગોવર્ધનરામનો અભિપ્રાય પણ દૃઢ હતો કે આ કથન રાજવિરૂદ્ધનું અથવા બીજા દોષભરેલું ન હોવાથી એ કહાડી નાખવાનું નથી. તે સમયના આવા ચમકી ગયલા વાતાવરણમાં કોઇએ એમના વતનમાં ગપ ફેલાવી કે ટીળકની જેમ ગોવર્ધનરામને પણ સરકારે પકડયા છે. તપાસ કરતાં એ ગપ જ ઠરી. આ મુશ્કેલીઓને લીધે ચોપડીને પ્રકટ થતાં લગભગ ત્રણ વર્ષ વહી ગયાં.

**એમની કૃતિ વિવિધ રત્નોજડિત**

"સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય" (૧૯૦૧) નામે ચોથા ભાગમાં એમના આખા જીવનના શ્રમરૂપ આ ગ્રંથ પૂર્ણ થાય છે. એમને જે કાંઇ કહેવાનું હતું તે સર્વ એઓ આ ગ્રંથમાં કહી નાખે છે. એમની કૃતિ

---

૧ સુગ્રીવનું સૈન્ય એટલે વાનરસૈન્ય એ વાત રામાયણના જાણકારને નવી નથી.

વિવિધ રંગના પત્થરથી બાંધેલી ફરસબંધી જેવી છે,[1] એ વાતથી એઓ અજ્ઞાત નહોતા અને વ્યવહાર, ધાર્મિક અને રાજકીય ફીલસૂફીપર, પૌરાણિક દંતકથાઓ અને આખ્યાયિકાઓપર અને રામાયણ અને મહાભારત જેવા અર્ધ ઐતિહાસિક ગ્રંથોપર રચાયલા ધર્મ અને એવાં એવાં દરેક ઉપલબ્ધ મૂળમાંથી ખેંચી કાઢેલા ઉપદેશો અને રૂપકોરૂપી પટપર એમાંની વિવિધ પ્રતિકૃતિઓને શક્ય હોય ત્યાં વધારે વૈવિધ્યમય બનાવવામાં આવી હતી. એ ભાગમાં ભારતવર્ષનું અધ્યાત્મજ્ઞાન સમજાવવાને તથા મહાભારતના વસ્તુના ભીતરમાં ચાલ્યાં આવતાં રૂપકોમાં ગૂઢ રહેલા એક અમુક તત્ત્વને બહાર લાવવા માટે તેનું શાસ્ત્રીય વિવરણ કરવામાં પ્રકરણનાં પ્રકરણ યોજવામાં આવ્યાં છે. પોતાના દેશ બંધુઓના હૃદયને પરિચિત એવી આખ્યાયિકાઓ, કથાઓ, [ વહેમો ], પુરાણમાંની વાર્તાઓની ભાષામાં[2] ખસુસ કરીને લખવાનું એમણે પસંદ કર્યું હતું; કારણ એમનું ધારવું એવું હતું કે આમ કરવાથી જ પશ્ચિમના વિચારો અને આદર્શો કાંઈક અંશે સામાન્ય હિંદી હૃદયમાં ઉતરશે અને તેઓ તેના ગુણ ગ્રાહ્ય થઈ શકશે.[2]

એક પૂજારીની ભાંગીતૂટી ઝૂંપડીથી તે રાજા રજવાડા અને શ્રીમંતો-
નાં કલાની દૃષ્ટિએ શણગારાયલાં દિવાનખાનાઓ,
**નજરે પડે છે તેવું તેમજ** આધુનિક કેળવણી પામેલા યુવાનના આદર્શથી
**આદર્શ જીવનનું ચિત્ર** તે જુના સમયના મહેતા ગુમાસ્તાનું વ્યવહારૂ
**આપવું એ હેતુ** ધંધાદારીપણું, કુમુદસુંદરી જેવી આધુનિક
પ્રતિકૃતિરૂપ યુવતિના આદર્શથી તે ખલકનંદા
જેવી સંસારના પતિત માર્ગે ઉતરેલી સ્ત્રી–આટલા મોટા વિસ્તારમાં ને ઝીણી ઝીણી વિગતોના ભંડારમાં ઉતરવા છતાં પણ ગ્રંથકર્ત્તા પોતાના દૃષ્ટિબિંદુથી રહેજ પણ દૂર ખસતા નથી. " આપણા સમયના જીવનના

---

૧ ત્રીજા ભાગની ઇંગ્રેજી પ્રસ્તાવના.

૨ ચોથા ભાગની ઇંગ્રેજી પ્રસ્તાવના.

નજરે પડતા પ્રસંગો અને આદર્શો પહોંચવાની દિશા" નું ચિત્ર આપવાની એમની આકાંક્ષા હતી.[૧] આપણા જમાનાના પ્રશ્નોને વિસ્તારપૂર્વક ચર્ચવાની એમની ઈચ્છા હતી. એમની ભારે અને સહજ ગુંચવાએલી શૈલીવાળી ભાષામાં એ વાત એઓ આમ દર્શાવે છે. "આ પ્રશ્નો કયા છે તે તો મૂળ પુસ્તકમાંથી જ સમજી લેવા યોગ્ય છે. પ્રસ્તાવનામાં તો પરિચય આપવાનો જ પ્રયત્ન થઇ શકે. કૌટુંબિક, સાંસારિક, ધાર્મિક, રાજકીય અને એ આદિ અનેક પ્રશ્નો પરત્વે આપણે હમણાં (૧૮૯૮) અદ્‌ભુત સંક્રાંતિકાળમાંથી પસાર થઇએ છીએ. શું આપણા કૌટુંબિક વિઘ્નોથી લધાયલાં વાતાવરણ કે શું આપણા સાંસારિક આદર્શો અને વેગોનો પ્રવાહ કે શું આપણા ધર્મોના અનેક જીવ્હાવાળા ધ્વનિઓ કે જે ધ્વનિઓ એક ચિત્ર વિચિત્ર અને પક્ષાપક્ષીના રંગવાળી પ્રજા આપણા કર્ણોમાં રેડી રહી છે તે, કે શું આપણી નજર આગળ રાજકીય કિંચિત્‌કર અને અકિંચિત્‌કર વ્યક્તિઓના વિવાદ કરતી અને નૂતન સૃષ્ટિઓના સતત ઉછાળા—આપણે દેશી રાજ્યમાં રહેતા હોઇએ કે બ્રિટિશ હિંદમાં પણ આ સર્વ ખળભળાટની વચ્ચે તો આપણને કાઉપર કવિના જેવીજ ભાવના થાય કે "કોઇક નિર્જન સ્થાનમાં આપણો નિવાસ થાઓ."[૨]........"આ વિશ્વવ્યાપી કંપ અને ધ્વનિ અનેક ઉત્સાહભર્યા ચક્ષુને નિરાશા ભરી છાયાથી આવર્ત્તે છે"[૩]. "આ કથાના કેટલાક ભાગોમાં આપણા વિશ્રામસ્થાનના માર્ગનું ચિત્ર આપવામાં આવ્યું છે..........કુટુંબમાં, સમાજમાં, ધર્મમાં, બ્રિટિશ હિંદ તેમજ તેની બહાર, સરકાર સાથે રહી ઉન્નતિ અને ઐક્ય, ગભરાવી નાંખે એવી અસ્તવ્યસ્તતા છતાં પણ દીર્ઘ કાળે પણ કેવી રીતે સધાય તે ભાવના પરજ અગ્ર દૃષ્ટિ રાખી છે. કાંઇ નહિ તો આપણા દૃષ્ટિબિંદુનું પ્રધાન તત્ત્વ આ જ છે. સૌન્દર્ય અને આશાના આ બે દીવ્ય ફિરસ્તાઓ જેવી રીતે આપણા તરફ દૃષ્ટિપાત

---

૧ ત્રીજા ભાગની પ્રસ્તાવના.

૨–૩ ત્રીજા ભાગની ઇંગ્રેજી પ્રસ્તાવના.

કરે છે તેવી જ રીતે તેમના તરફ લક્ષ રાખવું એ સુખ અને મહત્તા-ગૌરવનું સ્વપ્નદર્શન છે; ને જે આજે સ્વપ્નદર્શન છે તે આવતી કાલે યથાર્થ દર્શન થઈ પડે.”..........“શું ભારતવર્ષનો સમાજ કે ધર્મ, શું સનાતન ધર્મવૃત્તિ કે શું ધર્મસંશોધન, શું સ્વપ્નસૃષ્ટિમાં રમનાર વર્ગ કે શું વ્યવહારૂ માર્ગ ધારણ કરનાર વર્ગ, શું હિંદીઓ કે શું ઇંગ્રેજો, બલ્કે સરકાર, દેશી રાજ્યો અને રૈયત, હિન્દભૂમિ પર વસનાર સર્વને વહેલે મોડે, આ પરસ્પર ઐક્ય સાધનાર અનિવાર્ય ક્રમને ખાસ કરીને બહુ ગવાતાં વિશ્વ ઐક્ય સાધવામાં સહાય કરવાના આવશ્યક ધર્મ તરીકે તો શરણે થયા સિવાય છૂટકો જ નથી.”[1]

**હિંદનો ઉત્કર્ષ એ જ આદર્શ**

સરસ્વતીચંદ્રની આ સ્વપ્નસૃષ્ટિનો હેતુ દેશહિત, લોકહિત અને આત્મહિત સાધવાનો હતો. પોતાના દેશ અને દેશીઓને અજ્ઞાનમાં ગોથાં ખાતા અને તેથી દુઃખી થતા એણે જોયા. પશ્ચિમની પદ્ધતિએ મળેલી કેળવણીના પ્રકાશની અસરથી આ અંધકારનો થોડેઘણે દરજ્જે નાશ થઇ તેઓ સંક્રાંતિકાળમાં પ્રવેશ કરતા હતા. સંક્રાંતિકાળ હમેશાં ક્ષોભકૃત અને અનિશ્ચિત હોય છે, તે શી રીતે વટાવવો અને ઓછામાં ઓછે શ્રમે સામે કિનારે શી રીતે પહોંચવું તે કર્તાએ આ કૃતિ પરત્વે ચૌદ વર્ષ સુધી લીધેલા પરિશ્રમનું દષ્ટિબિંદુ હતું. પશ્ચિમનાં જીવન અને સાહિત્યના ગાઢ સંસર્ગને લીધે કૃત્રિમ સ્ફૂરણા અને ખોટી ધામધૂમ તેમજ અકૃત્રિમ પ્રકાશ અને સ્વાતંત્ર્ય આવ્યાં હતાં એ વાતથી એઓ અજ્ઞાત નહોતા; પરન્તુ સાથે સાથે એમની એ પણ પ્રતીતિ હતી કે પૂર્વનું જે કાંઇ છે તે સર્વ જ આપણને શરમ ઉપજાવે એવું નથી. આપણી સંસ્થાઓને પણ સારી અને નબળી બે બાજુ છે, અને પૂર્વ અને પશ્ચિમ એ બંનેના જીવનમાં જે જે હિતકર અંશો હોય તેનું મિશ્રણ કરવું એવા મતના એઓ હતા.

---

૧ ત્રીજા ભાગની ઈંગ્રેજી પ્રસ્તાવના.

ભારતના સાહિત્યમાં એમણે યોજેલાં પાત્રોનું સ્થાન નિશ્ચલ, નિત્ય છે, કારણ રવિન્દ્રનાથ ટાગોર અને બંકીમ ચંદ્ર ચેટરજી જેવા વિખ્યાત બંગાળી લેખકોના ગ્રંથોની માફક આ વાર્તાનું પણ દેશની બીજી ભાષાઓમાં ભાષાંતર થયું છે.[1] વાર્તાની

**વાર્તાનાં પાત્રોનું સ્થાન—નિશ્ચલ**

નાયિકા કુસુદસુંદરી એક "નાજુક અને ચારૂ કુસુમ એનેમોની[2] "ની જેમ ખરેખર "વાંકી વળી જાય છે ને પછી ચુપચુપ કરમાઇ જાય છે." જેનું હૃદય સરસ્વતીચંદ્રને અર્પાયલું અને દેહ પ્રમાદધનને અર્પાયલો એવી કુમુદ યુવાન વયે આવેલા વૈધવ્યની અસ્પૃહણીય દશામાંથી પોતાની જાતને, મૃત પતિને અને સમાજને ઝેબ આપે એવો માર્ગ લઇ છૂટી થાય છે, કારણ હિંદુ સમાજમાં આજે પણ એવી માન્યતા છે કે ઉચ્ચ વર્ણની હિન્દુ વિધવાએ પોતાનું જીવન પુનર્લગ્ન કરીને નહિ, પરંતુ મૃત પતિના નામસ્મરણમાં અને ભક્તિ અને દીન વાત્સલ્યમાં પસાર કરવું જોઇએ. એનું વિશુદ્ધ જીવન, ઉદાર હૃદય, એની સાલસાઈ એ હિંદુ કન્યાઓ અને ગૃહિણીઓને હમેશને માટે આદર્શરૂપ થઇ પડયાં છે. કુમુદ અને કુસુમની માફક પોતે શાળામાં કેળવણી નહિ

**કુમુદસુંદરી અને સ્રીવર્ગ**

લીધેલી હોવા છતાં પણ એમની માતા ગુણસુંદરી, વિદ્યાચતુરની ખરેખરી ગૃહિણી અને મિત્ર થઇ પડી હતી, કારણ વિદ્યાચતુરે એને કેળવણીનાં ફળની અભિરૂચિ કરાવીને પોતે જીવનમાં જે મહાસ્થાન પ્રાપ્ત કર્યું હતું તેમાં એક યોગ્ય મિત્ર તરીકે સહાય આપી શકે એવી સ્થિતિને લાયક બનાવી હતી; કુમુદસુંદરીની નણંદ, જાજવલ્યમાન, રમતિયાળ, જીભની છૂટી ને ઉતાવળા સ્વભાવની, અંકૂશને આઘે ફેંકી દેતી અલકકીશોરી—અલકની માતુશ્રી આચારવિચારે નમ્ર, પતિ, પુત્ર

1 મરાઠી-હિંદી-બંગાળી.

2 ઇંગ્રેજ કવિ શેલીના Prometheus Unbound નામના પ્રખ્યાત કાવ્યમાંથી આ રૂપક લીધું છે. (એનેમોની: ભાતભાતના રંગોના ફૂલવાળો એક નાજુક છોડ).

અથવા આગળ પડતી પુત્રીથી દબાતી રહેતી, હિન્દુ કુટુંબમાં અનેક સ્થળે દેખા દેતી સ્ત્રીના નમૂના રૂપ, સૌભાગ્યસુંદરી, ખલકનંદા, રૂપાળી અને તેમના જેવા જ સ્વભાવનાં સ્વચ્છંદી અને સુખસાધ્ય અન્ય સ્ત્રી પાત્રો, સુંદરગીરીના મઠની પવિત્ર સાધ્વી અને વૈરાગ્યવૃત્તિની છતાં પણ કુમુદસુંદરીને સંસારને માર્ગે દોરવાની શક્તિવાળી ચંદ્રાવલી વગેરે, આ વાર્તાનાં અન્ય સ્ત્રી પાત્રો છે. પુરૂષ પાત્રો પણ એવીજ નિશ્ચલતાથી દોરાયાં છે.

**સરસ્વતીચંદ્ર**

હમણાંની પદ્ધતિએ કેળવાયલો, મુંબઈના શ્રીમંત શેઠીઆનો પુત્ર સરસ્વતીચંદ્ર, જે દેશ અને દેશબાંધવોનું હિત સાધવાનાં સ્વપ્નો જોતો, જે વિદ્યાર્થીમાંથી અનુભવાર્થી થયલો હોવાનું ગુમાન રાખતો ને કહેતો કે “ હું બોલ્યા વગર જોઈ શકું છું, કાને સાંભળેલું મનમાં રાખી શકું છું, જાતે રંગાયા વિના સૌ રંગ જોઇ શકું છું,” તેને ને કુમુદસુંદરીને પરસ્પર પ્રેમ હતો; પરન્તુ સાવકી માતાના કભાવથી એને ઘર છોડવું પડયું અને “રખડતા રામ” ની વૃત્તિ હોવાથી ગુપ્ત વેશે એણે રખડવા માંડયું. વિધિએ એને અને એની પ્રિયતમાને એકજ ઘરમાં લાવી મૂકયાં. ત્યાં એ મહેમાન તરીકે ને કુમુદ નવપરિણિત પુત્રવધુ તરીકે, અનેક પરિવર્ત્તનોવાળી વિસ્તૃત કસોટીઓ પસાર કર્યા પછી પણ ઉભય પોતાની વિશુદ્ધિ જાળવી રાખે છે અને ત્યાર પછી જ્યારે સુંદરગીરીના સાધુઓ સરસ્વતીચંદ્રને બ્હારવટીઆઓના હાથમાંથી અને એ જ મઠની સાધ્વીઓ કુમુદને નદીમાંથી બચાવી લાવી ઇરાદાપૂર્વક બંનેને પાંચ રાત્રી સૂધી એકજ ગુફામાં એકાંત અને એકઠાં રહેવા દે છે ત્યારે પણ તે અગ્નિમાંથી પણ પોતે ગુફામાં પ્રવેશ કર્યો તે સમયે હતાં તેથી પણ વધારે વિશુદ્ધ, વધારે નિર્મળ અને વધારે દીવ્યતાવાળાં થઇને બ્હાર આવે છે. સ્ત્રીના પુરૂષ પ્રત્યેના નિઃસ્વાર્થ અને વાસના રહિત સ્નેહમાં કેવી દીવ્યતા રહેલી છે તેનો

સંપૂર્ણ ચિતાર આ ઉભયના સંવાદપરથી મળી આવે છે. અહિં સરસ્વતીચંદ્ર પોતાના અંતરના આદર્શ કુમુદ સમક્ષ રજુ કરે છે અને એ આદર્શો કેમ અમલમાં મૂકવા તે બાબતમાં એ ઉભયનું સંપૂર્ણ ઐક્ય સધાય છે. સરસ્વતીચંદ્રની અને એની જરૂરિયાતોની સંભાળ લેવા અને એના કાર્યમાં જે કાંઇ ક્ષતિ હોય તે પૂર્ણ કરવા જો પોતે એની પડખે ન હોય તો એ કાર્ય કરવા, એ મહાન્ આદર્શો વ્યવહારમાં મૂકવા, એ એકલો અસમર્થ છે એ વાત કુમુદ સ્વીકારે છે અને એક યુવાન વિધવાને એક અપરિણિત યુવકની પડખે ઉભા રહેવામાં સમાજ અને કુટુંબનો જે તિરસ્કાર સહન કરવો પડે તે વેઠી લેવા તૈયાર થાય છે. કેટલીક ઉદારચિત્ત યોજનાઓની સિદ્ધિ અર્થે સરસ્વતીચંદ્ર પોતાનું અખૂટ ધન વાપરવા ઇચ્છા રાખે છે. હિન્દનો ઉદ્ધાર કરવા માટે એવી યોજના ઘડવાનો એ વિચાર કરે છે કે જે વિદ્વાનો અને ગરીબ વિદ્યાર્થિઓને તેમના અભ્યાસમાં સહાયરૂપ થઇ પડે અને તેટલા માટે આશ્રમો સ્થાપવા, આર્થિક મદદ આપવી, સારાં હવાવાળાં સ્થળોએ આરોગ્યગૃહ ખોલવાં ને મફત શિક્ષણ મળે એવી ગોઠવણ કરવી એમ એ ઇચ્છે છે. વળી વ્યાપાર, હુન્નર અને વિજ્ઞાનના અભ્યાસ માટે તેમજ તેને અંગે સંશોધન વગેરે કરવા માટે અને આગળ કેળવણી લેવા માટે પરદેશ જવું પડે તો ત્યાંના ખર્ચને કેમ પહોંચી વળવું તેની ચિંતાથી તેમને મુક્ત રાખવા માટે સાધનો યોજવાં, તેવો પણ એનો વિચાર હતો. એ યોજના ઘણી મહાન્ હતી અને એને સમાન તુલાપર રાખવાનું બળ જો સમાજના બીજા અંગ એટલે સ્ત્રીવર્ગ તરફથી ન મળે તો એ ગજા ઉપરાંતની થઇ જાય એમ હતું. આ કાર્ય માટે એક સમભાવી, ધૈર્યવાન, સંસ્કારી અને સ્નેહશીલ તેમજ એના જેટલી જ ઉત્કંઠાની ધગશવાળી સ્ત્રી-સખીની આવશ્યકતા હતી. મધુરી કુમુદે આ કાર્ય માટે પોતાની જાત અર્પણ કરી અને આ એકાંત ગુફામાંની એમની પરીક્ષાનો અંત આવ્યો. કાર્ય સાધવામાં દૃઢ સરસ્વતીચંદ્ર-એના જેવી જ મગજની હમેશ તંગ રહેતી સ્થિતિ-વાળા મનુષ્યોની માફક-અવારનવાર નિરાશ થઇ જતો. એના

મિત્ર ચંદ્રકાન્ત અને પિતા લક્ષ્મીનંદન જેવા સ્નેહિઓપર એનાં તરંગી કૃત્યોનું શું પરિણામ આવશે તે તરફની એની સંપૂર્ણ ઉદાસીનતા, એની જુવાની અને તેમાંથી પરિણમતા બીનઅનુભવના ઉછાળા, એનું સાહસ એ સૌ આપણે ભૂલી જઈ એના સંબંધે સમગ્ર વિચાર કરતાં એને આ નવા યુગના સૌજન્યશીલ ફળ તરીકે, પોતાની વિદ્યા અને લક્ષ્મી–પોતાનું સર્વસ્વ સમાજના ઉદ્ધાર જેવાં લોકહિતનાં કાર્ય માટે અર્પણ કરવા ઈચ્છતા એક યુવક તરીકે જ એનો આપણે વિચાર કરીએ છીએ. બીજાં ગૌણ પુરૂષપાત્રોથી પણ આ ચિત્રપટ ખીચોખીચ ભરેલું છે અને એમાંનાં જે પાત્રો દેશીરાજની ખટપટ અને કાવત્રાં સાથે સંબંધ રાખે છે, તેમને તો એમણે એમના સંસર્ગમાં આવેલી પ્રતિકૃતિઓ ઉપરથી અને જાત અવલોકનથી આબેહૂબ ચિતર્યા છે; પરંતુ એ આખી કૃતિને ઢાંકી દેતી મૂર્ત્તિ તો બે જ, એક સરસ્વતીચંદ્ર અને બીજી કુમુદસુંદરી. એ ઉભયમાં પણ ઉત્કૃષ્ટ તો કુમુદસુંદરી જ.

**લાંબા કાળસુધી બીજી કૃતિઓપર સરસ્વતીચંદ્રની છાયા**

આ નવલકથા–ખસુસ કરીને એનો પ્રથમ ભાગ લોકોને એટલો તો ગમ્યો અને દરેક વર્ગના વાચકો અને લેખકોમાં એટલો તો પ્રચાર પામ્યો કે ત્યારપછી એ પ્રકારનાં જે જે પુસ્તક પ્રકટ થયાં તેમાં સરસ્વતીચંદ્રનું અનુકરણ દેખાવા લાગ્યું. અનુકરણ અજાણ્યે થયું હશે પરંતુ એની શૈલીનો ઝોક, પાત્રાલેખન, પદ્યવિભાગ, એ દરેકમાં ગોવર્ધનરામની કૃતિનાં વિશિષ્ટ લક્ષણો પ્રતિબિંબિત થતાં. લેખક વિદ્યમાન હોય તે સમયે જ તેને અપાયલો આ પુરસ્કાર કાંઈ જે તે ન કહેવાય. આટલે વખતે, એનો મોહ જો કે તૂટી ગયો છે તોપણ–એની લોકપ્રિયતા ઘટી નથી. પુસ્તકની માગણી અગાઉના જેટલા જ આગ્રહથી થાય છે અને પ્રકટકર્ત્તાઓ તરફથી આવૃત્તિપર આવૃત્તિ, છાપવાનાં સાહિત્યની મોંઘવારીને લીધે દરેક નવી આવૃત્તિ મોંઘી પડતી જાય છે છતાં પણ, પ્રકટ કરવામાં આવે છે. પ્રથમ ભાગની ત્રીસ વર્ષમાં સાત આવૃત્તિઓ થઇ છે ને લગભગ પચ્ચીસ

સંપૂર્ણ ચિતાર આ ઉભયના સંવાદપરથી મળી આવે છે. અહિં સરસ્વતીચંદ્ર પોતાના અંતરના આદર્શ કુમુદ સમક્ષ રજુ કરે છે અને એ આદર્શો કેમ અમલમાં મૂકવા તે બાબતમાં એ ઉભયનું સંપૂર્ણ ઐક્ય સધાય છે. સરસ્વતીચંદ્રની અને એની જરૂરિયાતોની સંભાળ લેવા અને એના કાર્યમાં જે કાંઇ ક્ષતિ હોય તે પૂર્ણ કરવા જો પોતે એની પડખે ન હોય તો એ કાર્ય કરવા, એ મહાન્ આદર્શો વ્યવહારમાં મૂકવા, એ એકલો અસમર્થ છે એ વાત કુમુદ સ્વીકારે છે અને એક યુવાન વિધવાને એક અપરિણિત યુવકની પડખે ઉભા રહેવામાં સમાજ અને કુટુંબનો જે તિરસ્કાર સહન કરવો પડે તે વેઠી લેવા તૈયાર થાય છે. કેટલીક ઉદારચિત્ત યોજનાઓની સિદ્ધિ અર્થે સરસ્વતીચંદ્ર પોતાનું અખૂટ ધન વાપરવા ઇચ્છા રાખે છે. હિન્દનો ઉદ્ધાર કરવા માટે એવી યોજના ઘડવાનો એ વિચાર કરે છે કે જે વિદ્વાનો અને ગરીબ વિદ્યાર્થિઓને તેમના અભ્યાસમાં સહાયરૂપ થઇ પડે અને તેટલા માટે આશ્રમો સ્થાપવા, આર્થિક મદદ આપવી, સારાં હવાવાળાં સ્થળોએ આરોગ્યગૃહ ખોલવાં ને મફત શિક્ષણ મળે એવી ગોઠવણ કરવી એમ એ ઇચ્છે છે. વળી વ્યાપાર, હુન્નર અને વિજ્ઞાનના અભ્યાસ માટે તેમજ તેને અંગે સંશોધન વગેરે કરવા માટે અને આગળ કેળવણી લેવા માટે પરદેશ જવું પડે તો ત્યાંના ખર્ચને કેમ પહોંચી વળવું તેની ચિંતાથી તેમને મુક્ત રાખવા માટે સાધનો યોજવાં, તેવો પણ એનો વિચાર હતો. એ યોજના ઘણી મહાન્ હતી અને એને સમાન તુલાપર રાખવાનું બળ જો સમાજના બીજા અંગ એટલે સ્ત્રીવર્ગ તરફથી ન મળે તો એ ગજા ઉપરાંતની થઇ જાય એમ હતું. આ કાર્ય માટે એક સમભાવી, ધૈર્યવાન, સંસ્કારી અને સ્નેહશીલ તેમજ એના જેટલી જ ઉત્કંઠાની ધગશવાળી સ્ત્રી–સખીની આવશ્યકતા હતી. મધુરી કુમુદે આ કાર્ય માટે પોતાની જાત અર્પણ કરી અને આ એકાંત ગુફામાંની એમની પરીક્ષાનો અંત આવ્યો. કાર્ય સાધવામાં દૃઢ સરસ્વતીચંદ્ર–એના જેવી જ મગજની હમેશ તંગ રહેતી સ્થિતિ-વાળા મનુષ્યોની માફક–અવારનવાર નિરાશ થઇ જતો. એના

મિત્ર ચંદ્રકાન્ત અને પિતા લક્ષ્મીનંદન જેવા સ્નેહિઓપર એનાં તરંગી કૃત્યોનું શું પરિણામ આવશે તે તરફની એની સંપૂર્ણ ઉદાસીનતા, એની જુવાની અને તેમાંથી પરિણમતા ખીનઅનુભવના ઉછાળા, એનું સાહસ એ સૌ આપણે ભૂલી જઈ એના સંબંધે સમગ્ર વિચાર કરતાં એને આ નવા યુગના સૌજન્યશીલ ફળ તરીકે, પોતાની વિદ્યા અને લક્ષ્મી–પોતાનું સર્વસ્વ સમાજના ઉદ્ધાર જેવાં લોકહિતનાં કાર્ય માટે અર્પણ કરવા ઈચ્છતા એક યુવક તરીકે જ એનો આપણે વિચાર કરીએ છીએ. બીજાં ગૌણ પુરૂષપાત્રોથી પણ આ ચિત્રપટ ખીચોખીચ ભરેલું છે અને એમાંનાં જે પાત્રો દેશીરાજની ખટપટ અને કાવત્રાં સાથે સંબંધ રાખે છે, તેમને તો એમણે એમના સંસર્ગમાં આવેલી પ્રતિકૃતિઓ ઉપરથી અને જાત અવલોકનથી આબેહૂબ ચિતર્યા છે; પરંતુ એ આખી કૃતિને ઢાંકી દેતી મૂર્ત્તિ તો બે જ, એક સરસ્વતીચંદ્ર અને બીજી કુમુદસુંદરી. એ ઉભયમાં પણ ઉત્કૃષ્ટ તો કુમુદસુંદરી જ.

**લાંબા કાળસુધી બીજી કૃતિઓપર સરસ્વતી-ચંદ્રની છાયા**

આ નવલકથા–ખસુસ કરીને એનો પ્રથમ ભાગ લોકોને એટલો તો ગમ્યો અને દરેક વર્ગના વાચકો અને લેખકોમાં એટલો તો પ્રચાર પામ્યો કે ત્યારપછી એ પ્રકારનાં જે જે પુસ્તક પ્રકટ થયાં તેમાં સરસ્વતીચંદ્રનું અનુકરણ દેખાવા લાગ્યું. અનુકરણ અજાણ્યે થયું હશે પરંતુ એની શૈલીનો ઝોક, પાત્રાલેખન, પદ્યવિભાગ, એ દરેકમાં ગોવર્ધનરામની કૃતિનાં વિશિષ્ટ લક્ષણો પ્રતિબિંબિત થતાં. લેખક વિદ્યમાન હોય તે સમયે જ તેને અપાયલો આ પુરસ્કાર કાંઈ જે તે ન કહેવાય. આટલે વખતે, એનો મોહ જો કે તૂટી ગયો છે તોપણ–એની લોકપ્રિયતા ઘટી નથી. પુસ્તકની માગણી અગાઉના જેટલા જ આગ્રહથી થાય છે અને પ્રકટકર્ત્તાઓ તરફથી આવૃત્તિપર આવૃત્તિ, છાપવાનાં સાહિત્યની મોંઘવારીને લીધે દરેક નવી આવૃત્તિ મોંઘી પડતી જાય છે છતાં પણ, પ્રકટ કરવામાં આવે છે. પ્રથમ ભાગની ત્રીસ વર્ષમાં સાત આવૃત્તિઓ થઇ છે ને લગભગ પચ્ચીસ

હજાર નકલનું વેચાણ થયું છે. આપણા પ્રાંતના સાહિત્યને માટે આ જે તે ન કહેવાય. "સીવીલ સર્વિસ"ની પરીક્ષા માટે સરકારે ને સાહિત્યની ઉચ્ચ પરીક્ષાઓ માટે મુંબાઇની વિદ્યાપીઠે પણ આ પુસ્તક મંજુર કર્યું છે.

**એ પુસ્તક જ્ઞાનનો ભંડાર**

આ નવલકથાનું વિવેચન પૂર્ણ કરતા અગાઉ એક વાત કહેવાની છે. એ પુસ્તક એટલું વિસ્તૃત–યથાર્થ ચિતાર આપતું (કે કોઇ કોઇ ભાગ પોતાનાં કુટુંબીજનો પાસે વાંચી પણ ન શકાય એવું)–એવું બારીક વિગતોથી ભરપૂર, પાંડિત્યભર્યું, સંસ્કૃત અવતરણો અને શૈલીથી ભારોભાર લધાયલું, ડહાપણભરી કહેવતો અને શીખામણની વ્યવહારૂ વાતોથી સંકીર્ણ છે કે એનો સાર આપવો શક્ય નથી. એ પુસ્તકનું વિશિષ્ટત્વ નિરાળું જ છે. આપણા સાહિત્યમંદિરમાં આ ગ્રંથે પોતાનું સ્થાન નિરાળું જ નિપજાવ્યું છે અને એની સંપૂર્ણ કદર કરવાની ઇચ્છા રાખનારે મૂળમાંથી જ એનું પાન કરવું ઇષ્ટ છે.

**આબેહૂબ ચિતાર આપતી બીજી નવલકથા**

ઇંગ્રેજી પદ્ધતિએ કેળવાયલા સમાજના દોષો બતાવવાના ગોવર્ધનરામના પ્રયત્નનું અનુકરણ મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાળાએ કર્યું છે. એમની "વિક્રમની વીસમી સદી"માં (૧૯૦૧) ઓછું ભણેલા પણ વધારે પૈસાવાળા મુંબાઇના એક યુવકના જીવનપ્રસંગોમાં વાચકને દૃષ્ટિપાત કરાવ્યો છે. એનાં કપડાં, બૂટની સંખ્યા, લંડનના "વેસ્ટ એન્ડ"ના ડ્રેસ બનાવનારની દુકાનને ઝેબ આપે એવી છે અને સવાર પડે કે ક્યાં બૂટ પહેરવાં તે વિષેની એની મુંઝવણ આનંદ આપે એવી છે. મુંબાઇના યુવાનોનું સ્વચ્છંદી જીવન, હાઇકોર્ટની "ઓરીજનલ સાઇડ"ની ખર્ચાળુ લડત, અને એવાં બીજાં આબેહૂબ ચિત્ર આપતા રમુજી પ્રસંગોને લીધે એ પુસ્તક જ્યારે બહાર પડયું ત્યારે ઘણા અને

ખરા રસપૂર્વક વંચાતું હતું. લેખક પોતે મુંબાઇના હોવાથી મુંબાઇગરા જીવનની અનેક દિશાઓ વિષે એમને ઘણી માહિતી હતી.

**ભોગીંદ્રરાવ**

અશિક્ષિત સ્ત્રી સાથે લગ્ન થવાથી અને પોતાને અભિપ્રાયે કેળવણીમાં, આદર્શમાં, અભિલાષાઓમાં પોતાનાથી ઘણા પછાત એવા કુટુંબવર્ગની વચ્ચે રહેવાનું હોવાથી, હાલના કૉલેજમાં કેળવાયલા અથવા વિલાયતથી પાછા ફરેલા યુવકોના કૌટુંબિક જીવનના કલહના ચિતાર આપવાના વત્તાઓછા સફળ પ્રયત્નો થયા છે. એવા લેખકમાં ભોગીંદ્રરાવ રતનલાલ દીવેટિયા બી. એ., ને ગણાવી શકાય. એમણે લગભગ ડઝનેક વાર્તાઓ લખી છે; પરંતુ તેમાં વિશિષ્ટ ગુણવાળી બે જ કહી શકાય. એમાંની ઉષાકાન્ત (૧૯૦૮) ટૉલસ્ટોયના આદર્શના ધોરણપર લખાયલી છે અને પશ્ચિમનો મજુર પ્રશ્ન જાણે યુરોપમાં છે તેટલી જ તીક્ષ્ણતા અને અગત્ય ધરાવતો હિંદમાં પણ થયો છે એમ કલ્પીને તે વિશે લખવામાં આવ્યું છે. મુંબાઇ કે અમદાવાદના સામાન્ય મીલ મજુરના જીવનપરથી એમને પોતાનાં ચિત્રો માટે યોગ્ય ભૂમિકા મળી ગઈ છે. બીજી નવલકથા "આસિસ્ટંટ કલેક્ટર" (ઇંગ્રેજીપરથી અનુવાદ) માં પોતાના કુટુંબવર્ગની મૂર્ખાઇથી ઉંચા ઓહ્વાના શિખરપરથી નીચે ઘસડાઈ આવતા એક ગુજરાતી સીવીલ સરવંટના જીવનનું ચિત્ર આપ્યું છે. બીનકેળવાયલી પત્ની અને વ્હેમી, વૃદ્ધ, જુના વિચારની માતાથી દુઃખી થતા યુવકને ઇંગ્રેજી સહ-અધિકારીઓ સાથે સરખાવતાં પોતાની સ્થિતિની ત્રૂટીઓ જીવણવ્હેણમાં ડગલે ડગલે સાલે છે. જે હેતુસર આ પુસ્તક લખાયલું છે તેને એ સંપૂર્ણ ન્યાય આપે છે; કારણ એ સરળતાથી લખાયું છે અને સામાન્ય કેળવણી પામેલા પણ સમજી શકે એવું છે.

એ લખાઈ છે. આ વાર્તાના અનુવાદક શાળા કે મહાશાળામાં કેળવાયલા ન હતા છતાં અને જ્ઞાતિએ અને ધંધે નાટકમાં પાત્ર ભજવનાર હોવાથી પ્રબળ કલમની એમના તરફથી અપેક્ષા ન રખાય છતાં પણ એમને હાથે આવી વાર્તાનો અનુભવ થયો છે તેથી તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

**ગૌણ લેખકો**

કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટિયા કૃત "મુકુલમર્દન", "શિવાજીનો વાઘનખ", "રણવીરસિંહ", "સુરસાગરની સુંદરી" અને "હલદીઘાટનું યુદ્ધ", લક્ષ્મી અને સરસ્વતિના કૃપાપાત્ર અને અતિશય નમ્ર અને નિરભિમાની મુંબાઇના શ્રીમંત શેઠ પુરૂષોતમ વિશ્રામ માવજીકૃત વાર્તાઓ, ધંધે શેરદલાલ, પરંતુ સાહિત્ય પ્રતિ અભિરૂચિ ધરાવનાર લેખક રાજેંદ્ર સોમનારાયણ દલાલ બી. એ. કૃત 'વિપિન" અને "મંગલસંધ્યા", ચંદ્રશંકર પંડ્યા બી. એ. એલએલ. બી. કૃત "પાંચ પ્રેમ કથાઓ": આ સર્વ છેલ્લાં દશ પંદર વર્ષમાં એટલે કે ઈંગ્રેજી કેળવણીની સંપૂર્ણ અસર આપણાપર થયા પછી લખાયલી ( ઘણે ભાગે ) મૂળ કૃતિઓ છે. સર્વ આનંદદાયક અને નિરામય વાચન પૂરૂં પાડે છે.

**કચરો-પૂંજો**

જ્યાં આટલું બધું લખાય ત્યાં હલકું સાહિત્ય હસ્તીમાં આવે પણ ખરૂં અને વધે પણ ખરૂં: એવું સાહિત્ય વાંચવાથી વાંચનારનું જ્ઞાન વધતું નથી તેમજ એવી કૃતિઓથી પરિચિત થવું એ પણ લાભકારક નથી, તેથી તેનો અત્રે વિશેષ ઉલ્લેખ કર્યો નથી. પરંતુ દૃષ્ટાંત તરીકે એવી એક કૃતિનું નામ તો આપીએ છીએ. ગો. ક. દેલવાડાકર કૃત "નીલમ અને માણેક" ના સાત આઠ ભાગ નિઃસત્ત્વતા, કૃત્રિમતા, નિર્મળતાનો અભાવ વગેરેમાં અન્ય કોઈ એવી કૃતિથી પાછા પડે એવા નથી, પરંતુ અજ્ઞાત સમૂહની અભિરૂચિ એવી છે કે પોતાનું પુસ્તક લોકપ્રિય થયું છે એવો આ લેખકનો દાવો છે.

વાર્ત્તાના સાહિત્યનો મોટો ભાગ–અડધા ઉપરાંતનો ભાષાંતરોનો છે.

**નવલકથાનો મોટો ભાગ ભાષાંતરો**

પુસ્તક લખવું એના કરતાં ભાષાંતર કરવું એ ઘણે અંશે સ્હેલું લાગે છે. સંસ્કૃત, બંગાળી મરાઠી, હિંદી, ઉર્દુમાંથી પણ અને સૌથી વધારે ઈંગ્રેજીમાંથી થયલાં ભાષાંતરો ઉપલા કથનનાં સાક્ષીભૂત છે. ભાષાંતરકારના પારસી અને હિંદુ એવા બે વર્ગ પાડી શકાય. મુસલમાન ભાષાંતરકારો પણ છે, પરંતુ તેમની સંખ્યા જુજ છે.

**કાદંબરી**

બાણભટ્ટની કાદંબરીનું મૂળ સંસ્કૃત પુસ્તક જગવિખ્યાત છે અને એનું ભાષાંતર કરવું ઘણું જ દુર્ઘટ છે. એ પુસ્તકનું ગુજરાતીમાં સરળ ભાષાંતર કરવાનું માન રા. છગનલાલ હરીલાલ પંડયાને ઘટે છે. અતિશય સંભાળ, બુદ્ધિ અને ઔચિત્યથી વાસ્તવિક શબ્દો વીણી કાઢીને, અનનુકરણીય લાંબાં મૂળ સંસ્કૃતરૂપકોનો ગુજરાતીમાં ભાવાર્થ ઉતારવાને પરિણામે આ ભાષાંતર આટલું સફળ થયું છે. સંસ્કૃતને બદલે બાણભટ્ટ ગુજરાતીમાં કાદંબરી લખવા ઇચ્છત તો છગનલાલ પંડયાએ ભાષાંતર કર્યું છે તે જ રીતે લખત એમ કહી શકાય. કૃપારામ દોલતરામ પંડયાની "કુસુમાવલી" જો કે અસલ કૃતિ છે તોપણ તે આ ભાષાંતરની નકલ, તે પણ નિઃસત્ત્વ નકલ, કરેલી દેખાય છે.

**ઇંગ્રેજી નવલકથાના ભાષાંતરોમાં સાંસારિક રીતરિવાજોના ભેદને લીધે આવતો વાંધો**

આપણા સાંસારિક રિવાજો, જેવા કે ખાસ કરીને નાની વયમાં થતાં લગ્ન, અને તેપણ પ્રથમ પરસ્પર પ્રણય કરીને અથવા અરસપરસ પસંદગી કરીને થતાં ન હોવાથી લગ્ન થતાં અગાઉની લાગણી અથવા મનોભાવ જેને યુરોપીઅનો પ્રેમ કહે છે તે ઉત્પન્ન થવામાં અનુરૂપ થતા નથી; તેથી ઇંગ્રેજી નવલકથાનું સાહિત્ય ઉત્પન્ન કરવામાં જે ભાવ ઘણો મોટો ભાગ લે છે તેનો અભાવ એ આપણા માર્ગમાં એક જબરો અંતરાય છે; તેમજ બીજી બાબતોમાં

પણ આપણું કૌટુંબિક અને સાંસારિક જીવન એવું એકસરખું વહ્યા કરે છે–આપણે સૌ જુગના જુગ સુધી એવા એક જ ધરેડમાં ચાલ્યા કરીએ છીએ કે વાર્ત્તાના સાહિત્યનું બીજું લક્ષણ, વિવિધતા, તેનો પણ આપણામાં અભાવ આવી જાય છે. આથી ઇંગ્રેજીમાં લખાતી નવલકથા-ઓના વસ્તુને આપણા જીવનને અનુરૂપ ઘટાવવાનું મુશ્કેલ થઇ પડે છે. બંને સાહિત્યમાંના પ્રસંગોના સામ્યને અભાવે એ દિશામાંના આપણા પ્રયત્ન નિષ્ફળ થયા છે. પારસીઓનું જીવન જો કે ઇંગ્રેજોના જીવન જેવું દિવસે દિવસે થતું જાય છે છતાં પણ એ દિશામાંના એમના પ્રયત્નો પણ તદ્દન સફળ થયા કહેવાય નહિ. આથી ભાષાંતર તે ભાષાંતર જ રહે છે, મૂળના ભાવમાં આપણે પ્રવેશ કરી શકતા નથી. એમાંનાં પ્રેમપ્રસંગોનાં ચિત્રો આગળ તો આપણે પારકા જેવાજ લાગીએ છીએ, એમાંનો ઉત્તમ ભાગ તો આપણને કૃત્રિમ–અસ્વાભાવિક જ લાગે છે. એથી ઉલટું બંગાળી અને હિંદની અન્ય ભાષાઓમાંથી થતાં

**હિંદની બીજી ભાષાઓ-માંથી થયેલાં ભાષાં-તરોનું એમ નથી**

ભાષાંતરો આદર પામે છે; કારણ તે સહજ અને સ્હેલાઇથી સમજાય તેવાં છે. બાળ-લગ્નમાં, વિધવા વિવાહના પ્રતિબંધમાં અને સાંસારિક જીવનની કર્કશતામાં બંગાળા પણ ગુજરાતના જેટલું જ પાપભાગી છે ને તેથી બંગાળી શિખીને બંગાળી પુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાંતર કરવાનો શોખ એક સમયે ગુજરાતી યુવકોમાં સાધારણ થઇ પડયો હતો. બંકીમચંદ્ર ચેટરજી, રમેશચંદ્ર દત્ત, વસંતકુમાર મુખરજી અને બીજા બંગાળી નવલકથાકારોથી ગુજરાતના વાચકોને પરિચિત કરવામાં

**બંગાળી**

આવ્યા છે અને ડા. રવીન્દ્રનાથ ટાગોર અથવા બીજા પ્રસિદ્ધ બંગાળી લેખકની કલમથી લખાયલી કોઇને કોઇ વાર્ત્તાનું ભાષાંતર લગભગ દરેક અંકમાં પ્રગટ કરવું એ કેટલાંક ગુજરાતી માસિકોનું નિયમિત લક્ષણ થઇ પડયું છે. નારાયણ હેમચંદ્રે એમાં પહેલ કરી અને એનાં

ભાષાંતરો વિચિત્ર—વ્યાકરણના નિયમ વિનાનાં—હોવા છતાં પણ લોકાદરને પાત્ર થયાં છે, તેનું પ્રથમ કારણ એ હતું કે મૂળ ગ્રંથો નિપુણતા અને સૌંદર્યભર્યા હતા અને બીજું એ હતું કે તેમાંના ભાવ, પ્રસંગો, ભૂતાર્થ, સર્વમાં પરિચિતપણાનો નાદ હતો. ગુજરાત અને બંગાળામાં એક સરખું પ્રચલિત હોય એવું ઘણું એમાં આવતું હતું. બંગાળી ભાષામાં એવું સારૂં પુસ્તક ભાગ્યે જ બાકી રહ્યું હશે કે જેનું ગુજરાતીમાં ભાષાંતર નહિ થયું હોય.[1]

**મરાઠી**

મરાઠા ઈતિહાસના પ્રસંગો વર્ણવતી અને તે સમયનાં ચિત્રો આપતી, મુંબાઇના "ગુજરાતી" અને અમદાવાદનાં બે અઠવાડિક પત્રોનાં ગ્રાહકોને ભેટ તરીકે અપાતી નવલકથાઓ મરાઠી ગ્રંથોપરથી રચાઈ છે; બલ્કે થોડે યા વધુ અંશે ભાષાંતરો જ છે. સાહિત્યની આ દિશામાં મરાઠી ભાષાએ હજુ પ્રગતિ કરી નથી. બંગાળીથી ઘણી જ ઉતરતી પંક્તિએ બલ્કે ગુજરાતીથી પણ ઉતરતી પંક્તિએ એને મૂકી શકાય. એ ભાષાએ હજી હમણાં જ આગળ વધવાની શરૂઆત કરી છે.

**નોંધ લેવા લાયક ભાષાંતર**

મહારાષ્ટ્રીય લેખકોમાંના ઉત્તમ પંક્તિના એક લેખક રા. હરિ નારાયણ આપ્ટેએ એક ઉત્તમ નવલકથા "ઉષઃકાલ" લખી છે. શિવાજીએ તોરણગઢ સર કરી મુસલમાની રાજ્યની ધૂંસરીમાંથી દક્ષિણને છૂટા કરવાનો સફળ આરંભ કર્યો તે સમયની દેશની અને મરાઠા સમાજની સ્થિતિનું ચિત્ર એમાં આપ્યું છે. એ બે ભાગમાં વહેંચાયલું પુસ્તક મોટું છે અને સૌ. પ્રસન્નગૌરી મહેતા જેવાં બુદ્ધિશાળી લેખકે, મરાઠી ઉપરના એમના

---

૧ આ પ્રમાણે ભાષાંતર થયલાં પુસ્તકો અને ભાષાંતરકર્ત્તાઓનાં નામ અહિં આપ્યાં નથી. મણિલાલ નારણભાઇ તંત્રી કૃત "ગુજરાતી નવલકથાનું સાહિત્ય"(૧૯૧૧)નામે પુસ્તક આ વિષયમાં રસ લેનારા જોશે તો તેમાંથી થોડાંક નામ મળી આવશે.

અદ્‌ભુત કાબૂને લીધે મૂળ મરાઠીની ચારુતા અને સરળતા જાળવીને દોષરહિત ગુજરાતીમાં તેનું ભાષાંતર કર્યું છે. (૧૯૧૦)

**આરંભના પ્રયત્ન** જુના જમાનામાં જ્યારે ઘાશીરામ કોટવાળ પૂનાના પોલીસ કમિશનર હતા ત્યારે એમણે ઘણાં સાહસ કરેલાં. આ એમનાં સાહસની વાર્તાનું પણ બહુ જુના કાળમાં ભાષાંતર થયલું. એમાં આવેલા વિચિત્ર પ્રસંગો અને અસાધારણ બનાવોને લીધે એ વાંચતાં રમુજ પડે છે.

**હિંદી** હિન્દીએ જો કે બંગાળી જેટલી પ્રગતિ નથી કરી તોપણ મરાઠીથી તો એ આગળ જ છે અને વાર્ત્તાની કેટલીક એવી ચોપડીઓ છે કે જે બંગાળીમાંથી હિંદીમાં આવી ને તેમાંથી પછી ગુજરાતીમાં ભાષાંતર થઇને આવી છે. હાજી મહમદ અલારખીઆ શિવજીની "સેવા સદન" એ પ્રકારની છે. એ પોતે હિંદીના બહુ શોખીન હતા અને પોતાનાં માસિક "વીસમી સદી"[1]ના વાચકો સમક્ષ હિંદીમાંની ઉત્તમ કૃતિઓ રજુ કરવા હમેશાં પ્રયત્નશીલ રહેતા.

**ઉર્દુ** ઉત્તર હિંદના મુસલમાનોમાં સ્ત્રીકેળવણીના કાર્યમાં રસ ઉત્પન્ન થાય એ હેતુથી ઉર્દુમાં ઘણાં વર્ષ પૂર્વે એક સુંદર પુસ્તક લખાયું હતું. કેળવાયલી અને બીનકેળવાયલી સ્ત્રીઓના ઘરની સારી અને માઠી વ્યવસ્થા દર્શાવવા ગ્રંથકર્ત્તાએ એક સાદી વાર્ત્તા લખી તેનું નામ મિરાત-ઉલ-ઉરૂસ (લગ્ન દર્પણ) આપ્યું. એ પુસ્તકનું ગુજરાતીમાં બે વખત ભાષાંતર થયું છે. લાંબા સમય અગાઉ પહેલી વખત મર્હૂમ બહેરામજી ફેરદુનજી મર્ઝબાને કર્યું હતું અને બીજી વખત હમણાં

---

૧ ઇંગ્રેજી ભાષામાંના "સ્ટ્રેન્ડ" માસિક જેવું આ "વીસમી સદી" પ્રથમ પંક્તિનું સચિત્ર માસિક હતું. હાજી મહમદના મૃત્યુ સાથે એ માસિક પણ ૧૯૨૧ માં મૃત્યુ પામ્યું.

ચર્યું છે. એ જ ભાષાના "તોબેહ નસુહ" (નસુહનો પશ્ચાતાપ) નામના બીજા એક ઘણા જ દિલચસ્પ પુસ્તકનું ભાષાંતર પણ મર્ઝ-આને કર્યું છે.

ઈંગ્રેજી

હિંદ બહારની ભાષાઓ લઈએ તો તેમાંના લગભગ બધાં જ ભાષાંતરો ઇંગ્રેજીમાંથી થયાં છે. છગનલાલ ઠાકોરદાસ મોદીએ ભાષાંતર કરેલું તે "ઈરાવતી" અસલ ડચમાં લખાયલું (૧૮૮૦). કરીમઅલી રહીમઅલી નાનજીઆણીએ ક્વેન્ટીન ડરવાર્ડનું [૧૮૮૧] કરેલું ભાષાંતર, લા ગેબોરીઓની કેટલીક વાર્તાઓ, રેનોલ્ડસની[1] નવલ-કથાઓ અને છૂપી પોલીસની વાર્તાના સાહિત્યે ઘણા ભાષાંતરકર્ત્તાઓને આકર્ષ્યા છે. મીસીસ હેન્રી વુડ અને મેરી કૅારેલીની વાર્તાઓના પણ તરજૂમા થયા છે. મણિલાલ નભુભાઈ લોર્ડ લીટનના "ઝનોની" ના ગહન વસ્તુથી આકર્ષાયા અને હિંદના સંયોગોને અનુકૂળ બનાવી તેને "ગુલાબસિંહ" નામ આપી તેનો અનુવાદ કર્યો. (૧૮૯૭)[2]

પ્રો. બેનની વાર્તાઓ

પ્રો. બેને ઈંગ્રેજીમાં લખેલી વાર્તાઓ કાદંબરી જેવાં સંસ્કૃત પુસ્તકોનું જાણે ભાષાંતર જ ન હોય એવી લાગે છે પણ અલબત્ત તેમ તો નથી જ. સંસ્કૃત લેખકોનો ભાવ કર્ત્તાના હૃદયમાં એવો સચોટ ઉતરી ગયો છે અને ભાવના અને તેમની એ ભાવના દર્શાવવાની ઢબમાં એ સંસ્કૃતના લેખકો સાથે એવો એકરસ થઇ ગયો છે કે આ વાર્તાઓનો મૂળ લેખક એક ઇંગ્રેજ છે એમ માનવું જરા કઠણ લાગે છે. જેમ લાફ્કેડીઓ હર્ને જાપાનની ભાવના શોધી કાઢી પોતે તેમાં

---

૧ રેનોલ્ડ્ઝ પ્રથમ પંક્તિએ ભાગ્યેજ મૂકાય. કેટલાક વિદ્વાન અંગ્રેજોએ તો એનું નામ પણ સાંભળ્યું નથી.

૨ પોલ અને વરજીનીઆ, ઓત્રાંતોનો ગઢ વગેરે જેવાં કેટલાંક ભાષાંતરો હમણાં તદ્દન વિસારે પડી ગયાં છે.

એકમેક થઇ ગયો છે તેમ પ્રો. બેન સંસ્કૃત વાર્તાના સાહિત્યના અંતરમાં પ્રવેશવા અને એ ભાષાની નૈસર્ગિક ખૂબી અને મૃદુતા ઇંગ્રેજીમાં ઉતારવા શક્તિવાન થયો છે. સ્વ. ઊર્મિલા દયારામે[1] એમના "હેફર ઓવ્ ધી ડૅાન"નું "ઉષાનન્દિની" નામે પ્રસંશાને યોગ્ય ભાષાંતર કર્યું છે. "એશીસ ઓવ્ એ ગૅાડ"નું "અનંગ ભસ્મ" (૧૯૧૬) નામે, "એ ડ્રાફ્ટ ઓવ્ ધી બ્લૂ"નું, "નિલનેની" નામે રા. સાકરલાલ અમૃતલાલ દવેએ અને "એ ડીજીટ ઓવ્ ધી મૂન"નું "ઇંદુકલા" (૧૯૧૭) નામથી સ્વ. નલિનીકાંત દીવેટિયાએ ભાષાંતર કર્યું છે. એણે સરદાર જોગેંદ્રસિંહકૃત ઇંગ્રેજી નવલકથા "નુરજહાન"નું (૧૯૧૪) પણ ભાષાંતર કર્યું છે.

**ઇંગ્રેજી નવલકથાના ભાષાંતરકાર મોટે ભાગે પારસીઓ**

ઇંગ્રેજી નવલકથાના ભાષાંતરકાર તેમજ વાંચનાર મોટે ભાગે પારસીઓ છે. કર્નલ મેડોઝ ટેલરની હિંદી જીવન ચિતરતી નવલકથાઓ, સર બાર્ટલ ફ્રીઅરના "પાંડુરંગ હરિ" મીસીસ હેન્રી વુડની સાંસારિક નવલકથાઓ, રેનોલ્ડઝની "લંડન રહસ્ય" અને "લંડન રાજ રહસ્ય" અને એની લગભગ બધી જ વાર્તાઓને પારસી લેખકોને હાથે સારો સત્કાર મળ્યો છે. એ લેખકોમાં બે ભાઇઓ કેખશરૂ નવરોજજી કાબ્રાજી અને બમનજી નવરોજજી કાબ્રાજી અગ્રસ્થાન ભોગવે છે. ભાઇ કેખશરૂએ ઇંગ્રેજી સંસારના પારસી જીવનને બંધબેસતા અનુવાદ કર્યા છે, પરંતુ એ અનુવાદ નિરસ નિવડયા છે. એમાં જીવન તો બધું ઇંગ્રેજી સંસારનું જ: ફક્ત નામ પારસીઓનાં અને ભાષા "પારસી ગુજરાતી" છે. પરંતુ કેખશરૂની ભાષાનું વલણ શુદ્ધ અથવા હિંદુ ગુજરાતી લખવા તરફ પ્રયત્નશીલ હતું; એમના ભાઈ બમનજીમાં તો એટલું આશ્વાસન લેવા લાયક લક્ષણ પણ નથી.

---

૧. મીસીસ સત્યનાથનના "કમલિની"નું પણ "કમળા" નામથી એમણે ભાષાંતર કર્યું છે. (૧૯૧૫)

બમનજીએ ઘણાં પુસ્તક લખ્યાં છે. આવી ચોપડીઓના વારંવાર વાચનથી એવા સાહિત્યની માગણી પણ ઉભી થાય છે, કારણ વાચકને આવાં હલકાં અને રસોત્પાદક વાચનની ઇચ્છા રહ્યા કરે છે. ઈંગ્રેજીમાં છે તેમ આપણામાં પણ માગણી થઇ કે તેની ભરતી પણ થવાની અને તેથી ભાષાંતર પર ભાષાંતર બહાર પડયા કરે છે.

**કેટલાક પારસી લેખકો**

આ બે બંધુઓ ઉપરાંત અન્ય અનેક પારસી લેખકોએ ભાષાંતર પરત્વે પોતાની કલમ ચલાવી છે. ભાષાશુદ્ધિ અને ગૌરવમાં તો એ સર્વમાં પેસ્તનજી જમશેદજી સઠા અનામિકાએ આવે છે. કર્નલ મેડોઝ ટેલરકૃત "નોબલ કવીન"નું "ચાંદ બીબી" નામે એમણે કરેલું ભાષાંતર એક પારસી લેખક કેવું શુદ્ધ ગુજરાતી લખી શકે છે તેના નમુનારૂપ છે. એ ભાષાંતરની ભાષા સ્વ. ખરશેદજી બમનજી ફ્રામરોઝ, સ્વ. બે. મ. મલબારી શો. મ. દેસાઇ, પાલનજી દેસાઇ અને જી. કે. નરીમાન જેવા વિખ્યાત લેખકોની શૈલીની સરસાઇ કરે તેવી છે. એમનાં બીજાં પુસ્તક પણ એટલો જ રસ ઉત્પન્ન કરે એવાં અને એવી જ સુંદર રીતે લખાયલાં છે.[૧] ખરશેદજી બમનજી ફ્રામરોઝનો ગુજરાતી ને ફારસી પર ઘણોજ સારો કાબૂ હતો અને એમની ગુજરાતી વાર્તાઓ જો કે પારસી સંસારી-જીવન વિષે છે તોપણ ઘણી રસિક છે. જેહાંગીર બેહરામજી મર્ઝબાન

૧. અરાડમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬); જનાનખાનાની બીબીઓ (બીજી આવૃત્તિ ૧૯૧૩); રેનોલ્ડઝના "Loves of the Harem" નું ભાષાંતર; માર્ક ટ્વેનના "The Prince and the Pauper"નું "શાહજાદે અને ભીખારી" નામે ભાષાંતર; વિખ્યાત ઈંગ્રેજી પુસ્તક "The adventures of Haji Baba"નું ભાષાંતર. ભાષાંતરો સિવાય પણ એમની કલમે લખાયલાં સ્વતંત્ર પુસ્તકો જેવાં કે "ચમત્કાર મયુખ યાને ત્રિકાળદર્શી આયના"માં પણ ભાષા એજ ઢબે ચાલી આવે છે.

એક જાણીતા ભાષાંતરકાર અને સ્વતંત્ર લેખક છે; પરંતુ એમની ખ્યાતિ એમનાં હાસ્યોત્પાદક લખાણોને લીધે જાહેરમાં વધારે આવી છે.[1]

**જેઓ પોતાની સમાજના અનિષ્ટો માટે શોચ કરે છે**

ઘણાં પારસી વિચારકો પારસી સાંસારિક અને કૌટુંબિક જીવનને કોરી ખાતાં કેટલાંક દૂષણોથી જ્ઞાત છે અને તેને માટે શોચના પણ કરે છે. લગ્ન કરનાર વરને આપવી પડતી પહેરામણીની મોટી રકમ જે કેટલીક વખત કન્યાનાં માબાપના ગજા ઉપરાંતની હોય છે, તેમજ આરોગ્ય સાધનો અને સુખસગવડને ભોગે પારસીઓમાં યુરોપીઅનોની રહેણીકરણી અને કપડાંલત્તાંનું અનુકરણ કરવાની રીતને પણ એઓ વખોડી કાઢે છે. આ અનિષ્ટો સામે લડત ચલાવવા એમણે કટાક્ષ અને ઉપહાસનાં શસ્ત્રો વાપર્યાં છે. વાર્તાના રૂપમાં એ શસ્ત્રોને ગોઠવ્યાં છે અને ઘણા લેખકોએ આ ક્ષેત્રમાં ઓછીવત્તી સફળતાથી પ્રવેશ કર્યો છે. જે કોમ પોતાની સુવ્યવસ્થા અને નિયમિત જીવનને લીધે પોતાની સમાજમાં ભીખારીપણા અને વેશ્યાજીવનનો અભાવ હોવાનું અભિમાન રાખતી હતી તેનો આ ઉચ્ચ સ્થિતિમાંથી અધઃપાત થયો છે,

**પારસી સ્ત્રી લેખિકાઓ**

અને રૂ. પે મસાણી[2] ને શો. મ. દેસાઇ જેવા પુરૂષલેખકોના અને મીસ ભીખાઇજી લીમજી પાલમકોટ અને મીસ બાઇઆઇ લીમજી પાલમકોટ, બે બુદ્ધિશાળી બ્હેનો (મીસ બાઇઆઇ તો મર્મ વચન, અનુપ્રાસ અને પ્રાસમય ગદ્યના લેખક તરીકે તો એક્કા ગણાય), મીસ જરબાનુ કોઠાવાળા અને ગુપ્ત નામે લખનાર—દાખલા તરીકે થેલ્મા—બીજી લેખિકાઓ આદિ

---

૧. એમણે કર્નલ મેડોઝ ટેલરનાં "સીતા" (૧૮૮૬) અને "તારા"નાં ભાષાંતર કર્યાં છે. આ પ્રથમ લખાયલાં પુસ્તકોમાંની એમની શૈલી પાછળથી લખાયલાં પુસ્તકોને મુકાબલે શુદ્ધ અને રમણીય હતી.

૨. એમની "બોઘલું" નામે સાંસારિક નવલકથા આ દિશામાં શ્રેષ્ઠ

લેખકોના સાંસારિક નવલકથા[1] લખવાના પ્રયત્નો પણ મધ્યમ વર્ગની વધતી જતી ગરીબાઇ અને તેને અંગે આવતો નૈતિક અધઃપાત અટકાવવા અસમર્થ નિવડયા છે. આ બધા

**ક્ષીણ આયુઃ પુસ્તકો**

સાહિત્યના ભંડોળમાં આંગળીને વેઢે ગણાય એટલાં જ પુસ્તકો ચિરંજીવી છે, બાકીનાં બધાં ક્ષણજીવી છે. "કરણઘેલા"ની કોટિમાં આવે એવાં પુસ્તકો ન મળે તો પછી "સરસ્વતીચંદ્ર" જેવાંની તો વાત જ શી કરવી ?

વાર્તાસાહિત્યને બે બાજુ છે હાવકી અને હાસ્યોત્પાદક. જો કે હાવકું સાહિત્ય લખવાના કાર્યમાં માત્ર સંખ્યા સંબંધે વધી જવા સિવાય પારસી બંધુઓએ જુજ ફાળો આપ્યો છે

**હાસ્યરસના ઉત્તમ લેખક પારસીઓ**

તોપણ હાસ્યોત્પાદક સાહિત્યમાં તો તેમનો ફાળો વધી જાય એટલું જ નહિ પણ એમનો નંબર પણ પહેલો આવે. હાસ્ય પેદા કરવું અને તેને અવિરત ટકાવી રાખવું એ એ કોમનું સ્વાભાવિક લક્ષણ છે. પારસીઓ આનંદી સ્વભાવના છે ને હમેશાં ખુશમિજાજી રહે છે. કોઈ કોઇ વખત એ ખુશમિજાજ એટલો તો ધાંધળીઓ થઇ જાય છે કે એમના હાવકા, ગંભીર, હિંદુ મિત્રો અથવા સાથીઓને તેથી કંટાળો પણ ઉપજે છે. એમના એ ખુશમિજાજ જહાંગીર બેરામજી મર્ઝબાનકૃત "કૌતુકસંગ્રહ"માં ચોખ્ખે ચોખ્ખો મૂર્ત્ત થએલો

---

પુસ્તક છે. એ ચાર્લ્સ રીડના "Simpleton" પરથી રચાયલી છે. પણ એમાં પારસી જીવન એવી સુંદર રીતે ઘટાવવામાં આવ્યું છે કે જો કોઇ એમ કહે નહિ કે એ એક ઈંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે તો એને સ્વતંત્ર કૃતિ જ ધારી લેવામાં આવે.

૧. આમાંની ઘણી વાર્તાઓનાં નામ જ તરત ધ્યાન ખેંચે તેવાં અને સૂચક છે. જેવી કે "ફેશનની ફીશીઆરી", "રીતની ભીખ", "વેચાયલો વર". પારસી લેખકો ઘણાખરા પ્રાસ અને ચમકના શોખીન હોય છે તે વાત એમનાં પુસ્તકોપરથી માલમ પડશે. "ગુલી ગરીબ", "ભીખો ભરંભરયો", "શીરીનનાં સંકટ", "ધીરજનું ધન", "દેલજંગ દલેર", "દીની ડાહી", "ગમગીન ગુલાં", "પીરોજા કેમ પરણી", "કાવલાની કહાણી", "મેરી મડમ", "ભોલો દોલો", "બાપના શ્રાપ".

જોવામાં આવે છે. હાસ્યોત્પાદક વાર્તાઓ, પ્રસંગો, અને ખડખડ હસાવે એવા બુદ્ધિવિલાસનાં ટુચકાઓનો એમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. "એરંડીઉં પીધેલા ચહેરાવાળા" ભારેખમ દેખાતાઓને એ સંગ્રહ યોગ્ય રીતેજ અર્પણ કરવામાં આવ્યો છે, ને વાર્તાઓમાં પણ ગ્રામ્ય અથવા વાંચતાં આચકો ખવાય એવું કાંઈ પણ નથી. મજાક મશ્કરીનાં હળવાં સાહિત્યનો એ સંગ્રહ છે. પુસ્તકની સરળતા અને સ્વાભાવિકતાથી બચ્ચાંને પણ રમુજ પડે છે. સાહિત્યમાં પ્રચલિત હાસ્યોત્પાદક મૌલિક વાર્તાઓનો આ એક ઉત્તમ સંગ્રહ છે. આવાં એક બીજાં રમુજી પુસ્તક[1] ઉપરાંત એમણે બીજી ધાટીનાં પુસ્તકો પણ લખ્યાં છે; જે ખાસ કરીને હાસ્યને અંગે જ લખાયાં નથી. એ પુસ્તકો પ્રવાસ[2]નાં છે; પરંતુ એમાં પણ હાસ્યનો ભાવ ઓતપ્રોત થઇ ગયો છે. એમનાં વર્ણનો, હળવી, રમુજી, શૈલીએ ઓપાયલાં છે અને વાસ્તવિક સાધન મળતાં કે ઈશ્વરકૃત સૃષ્ટિમાંથી રમુજ ખેંચી કાઢવાની, હાસ્ય

**મર્ઝબાન શેઠ**

નિપજાવવાની એક પણ તક એમને હાથે ખાલી જતી નથી. કોઇ પારસી લેખક એમના પેંગડામાં પગ ઘાલી શકે એમ નથી અને એમ લાગે છે કે એક જમાનો થઇ ગયો છતાં પણ એમના આ હસતાં હસતાં પાંસળાં દુઃખી આવે એવું હાસ્ય ઉત્પન્ન કરવાના એકહથ્થુ અધિકારની છેડતી કરવાને બીજો કોઇ લેખક શક્તિમાન થયો નથી. આ દિશામાં બીજા લેખકોએ કરેલા પ્રયાસ, ઘણા જ નિઃસત્ત્વ પ્રયાસના દૃષ્ટાંત તરીકે "પરસ્તાને ચકરમ" નું પુસ્તક કહી શકાય.

---

૧. ચાલુ જમાનાના પારસી જીવનની કૃત્રિમતા પ્રદર્શિત કરતી "પંચ કથા".

૨. "મુંબાઈથી કાશ્મીર" (૧૮૮૭), "મોદીખાનાથી મારસેલ્સ", "વિલાયતી વહેન"(૧૯૧૨),"ગોરૂં વિલાયત" (૧૯૧૫). એમણે વિલાયતનો પ્રવાસ ત્રણ જુદે જુદે વખતે કર્યો હતો તેનાં વર્ણન છેલ્લાં ત્રણ પુસ્તકોમાં છે.

**ભાષાંતરો પણ સારાં**

હાસ્યરસની સ્વતંત્ર કૃતિઓના લેખકો તરીકે જ નહિ, પરંતુ હાસ્યરસના પુસ્તકોનાં ભાષાંતર કરવામાં પણ પારસીઓ સફળ નિવડયા છે. "Mrs. Caudle's Curtain Lectures" નું "હોમલીબાઇની વાએજ" નામે ભાષાંતર[1] થયું છે તે તદ્દન અનુવાદરૂપે જ; પરંતુ અનુવાદમાં પણ સ્હેજ પણ ઉણપ નથી. "વાએજો" મૂળના જેટલી જ રમુજી છે. ઈંગ્લાંડમાં જેમ મી. કોડલની તેમ ગુજરાતમાં આ પારસી "પતિ" ની ઘણી જ દયા ખાવામાં આવે છે. અનુવાદકર્ત્તા અસલનો ભાવ આશ્ચર્યજનક રીતે જાળવી રાખવાને શક્તિમાન થયા છે.

**વ્યંગોકિત અને નર્મ વચન**

અકબરના દરબારમાં બીરબલ અને રાજદરબારમાં રહેતા લઉઆ જેવા દરબારી મશ્કરાઓને લગતાં હાજર જવાબી અને વ્યંગોક્તિનાં પુસ્તકો હિંદની પુરાણી ભાષાઓમાં હતાં એ આ સ્થળે કહેવાની જરૂર છે. ગુજરાતનાં બીજી રીતનાં ઠાવકાં અને ગંભીર સાહિત્યમાં આવી વાર્ત્તાના અવારનવાર પ્રસિદ્ધ થતા સંગ્રહોથી સાહિત્યમાં કોઇ કોઇ વખત જીવ આવતો; પરંતુ એ સંગ્રહોનાં પુસ્તકોની સંખ્યા નિર્જીવ છે.[2]

---

૧. માસિક 'સમાલોચક'માં ગુજરાતના હિંદુ જીવનને આ 'Lectures' અનુરૂપ કરવાનો પ્રયાસ થોડા સમય અગાઉ કરવામાં આવ્યો હતો; પરંતુ તે નિષ્ફળ ગયો. મુંબાઈની બહારના નિર્જીવ અને પ્રાણ વગરના હિંદુ જીવનમાં મૂળ કૃતિનો ભાવ અને પ્રભા લાવવાનું શક્ય નહોતું.

૨. રમૂજે દિલ પસંદ, રમૂજે દિલ આરામ, હાજર જવાબી પ્રધાનની વાર્ત્તા એ જૂના કાળનાં પુસ્તકો કહેવાય. લીમડીના રા. સા. ગણેશજી જેઠાભાઈકૃત "કૌતુકમાળા અને બોધવચન" એ નવામાં ગણાય. એ મર્ઝબાનના પુસ્તકનું સાત્વહિન અનુકરણ છે અને ગુણદોષમાં તો ત્રીજે નંબરે આવે.

જોવામાં આવે છે. હાસ્યોત્પાદક વાર્તાઓ, પ્રસંગો, અને ખડખડ હસાવે એવા બુદ્ધિવિલાસનાં ટુચકાઓનો એમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. "એરંડીઉં પીધેલા ચહેરાવાળા" ભારેખમ દેખાતાઓને એ સંગ્રહ યોગ્ય રીતેજ અર્પણ કરવામાં આવ્યો છે, ને વાર્તાઓમાં પણ ગ્રામ્ય અથવા વાંચતાં આચકો ખવાય એવું કાંઈ પણ નથી. મજાક મશ્કરીનાં હળવાં સાહિત્યનો એ સંગ્રહ છે. પુસ્તકની સરળતા અને સ્વાભાવિકતાથી બચ્ચાંને પણ રમુજ પડે છે. સાહિત્યમાં પ્રચલિત હાસ્યોત્પાદક મૌલિક વાર્તાઓનો આ એક ઉત્તમ સંગ્રહ છે. આવાં એક બીજાં રમુજી પુસ્તક[1] ઉપરાંત એમણે બીજી ધાટીનાં પુસ્તકો પણ લખ્યાં છે; જે ખાસ કરીને હાસ્યને અંગે જ લખાયાં નથી. એ પુસ્તકો પ્રવાસ[2]નાં છે; પરંતુ એમાં પણ હાસ્યનો ભાવ ઓતપ્રોત થઇ ગયો છે. એમનાં વર્ણનો, હળવી, રમુજી, શૈલીએ ઓપાયલાં છે અને વાસ્તવિક સાધન મળતાં કે ઇશ્વરકૃત સૃષ્ટિમાંથી રમુજ ખેંચી કાઢવાની, હાસ્ય નિપજાવવાની એક પણ તક એમને હાથે ખાલી જતી નથી. કોઇ પારસી લેખક એમના પેંગડામાં પગ ઘાલી શકે એમ નથી અને એમ લાગે છે કે એક જમાનો થઇ ગયો છતાં પણ એમના આ હસતાં હસતાં પાંસળાં દુઃખી આવે એવું હાસ્ય ઉત્પન્ન કરવાના એકહથ્થુ અધિકારની છેડતી કરવાને બીજો કોઇ લેખક શક્તિમાન થયો નથી. આ દિશામાં બીજા લેખકોએ કરેલા પ્રયાસ, ઘણા જ નિઃસત્ત્વ પ્રયાસના દૃષ્ટાંત તરીકે "પરસ્તાને ચકરમ" નું પુસ્તક કહી શકાય.

મર્ઝબાન ક્રેષ્ટ

---

૧. ચાલુ જમાનાના પારસી જીવનની કૃત્રિમતા પ્રદર્શિત કરતી "પંચ કથા".

૨. "મુંબાઇથી કાશ્મીર" (૧૮૮૭), "મોટીખાનાથી મારસેલ્સ", "વિલાયતી વહેંજ"(૧૯૧૨),"ગોરૂં વિલાયત" (૧૯૧૫). એમણે વિલાયતનો પ્રવાસ ત્રણ જુદે જુદે વખતે કર્યો હતો તેનાં વર્ણન છેલ્લાં ત્રણ પુસ્તકોમાં છે.

**ભાષાંતરો પણ સારાં**

હાસ્યરસની સ્વતંત્ર કૃતિઓના લેખકો તરીકે જ નહિ, પરંતુ હાસ્યરસના પુસ્તકોનાં ભાષાંતર કરવામાં પણ પારસીઓ સફળ નિવડ્યા છે. "Mrs. Caudle's Curtain Lectures" નું "હોમલીબાઇની વાએજ" નામે ભાષાંતર[1] થયું છે તે તદ્દન અનુવાદરૂપે જ; પરંતુ અનુવાદમાં પણ સ્હેજ પણ ઉણપ નથી. "વાએજો" મૂળના જેટલી જ રમુજી છે. ઈંગ્લાંડમાં જેમ, મી. કોડલની તેમ ગુજરાતમાં આ પારસી "પતિ" ની ઘણી જ દયા ખાવામાં આવે છે. અનુવાદકર્ત્તા અસલનો ભાવ આશ્ચર્યજનક રીતે જાળવી રાખવાને શક્તિમાન થયા છે.

**વ્યંગોક્તિ અને નર્મ વચન**

અકબરના દરબારમાં બીરબલ અને રાજદરબારમાં રહેતા લઉઆ જેવા દરબારી મશ્કરાઓને લગતાં હાજર જવાબી અને વ્યંગોક્તિનાં પુસ્તકો હિંદની પુરાણી ભાષાઓમાં હતાં એ આ સ્થળે કહેવાની જરૂર છે. ગુજરાતનાં બીજી રીતનાં હાવકાં અને ગંભીર સાહિત્યમાં આવી વાર્ત્તાના અવારનવાર પ્રસિદ્ધ થતા સંગ્રહોથી સાહિત્યમાં કોઇ કોઇ વખત જીવ આવતો; પરંતુ એ સંગ્રહોનાં પુસ્તકોની સંખ્યા નિર્જીવ છે.[2]

---

૧. માસિક 'સમાલોચક'માં ગુજરાતના હિંદુ જીવનને આ 'Lectures' અનુરૂપ કરવાનો પ્રયાસ થોડા સમય અગાઉ કરવામાં આવ્યો હતો; પરંતુ તે નિષ્ફળ ગયો. મુંબાઈની બહારના નિર્જીવ અને પ્રાણ વગરના હિંદુ જીવનમાં મૂળ કૃતિનો ભાવ અને પ્રભા લાવવાનું શક્ય નહોતું.

૨. રમૂજે દિલ પસંદ, રમૂજે દિલ આરામ, હાજર જવાબી પ્રધાનની વાર્ત્તા એ જૂના કાળનાં પુસ્તકો કહેવાય. લીમડીના રા. સા. ગણેશજી જેઠાભાઈકૃત "કૌતુકમાળા અને બોધવચન" એ નવામાં ગણાય. એ મર્ઝબાનના પુસ્તકનું સત્વહિન અનુકરણ છે અને ગુણદોષમાં તો ત્રીજે નંબરે આવે.

વર્ષો અગાઉ સુરતના દેશીમિત્રના અધિપતિ મંછારામ ઘેલાભાઇને જન્મથી મૂર્ખ માણસની મૂર્ખાઇઓનો સાહિત્યમાં ઉપયોગ કરવાનું સૂઝયું. આથી આવી મૂર્ખાઇઓનો સંગ્રહ કરીને તેને પુસ્તકરૂપે "મૂર્ખો" એ નામે પ્રગટ કર્યું.[1] સુરતના નાગરિકો સ્વભાવે હળવા, આનંદી અને રમુજના શોખીન હોવાથી આ પુસ્તક ઘણું વંચાયું અને વખણાયું. એ હમણાં તો ભૂલાઇ ગયું છે પરંતુ જો એ પુસ્તકને સજીવન કરવામાં આવે તો જો કે એમાં બચ્ચાંસઇ અને છાલકું એવું ઘણું છે તોપણ વાચકને રસ પડે તેવું પણ છે.

**વિચિત્રતા**

હાસ્યરસની સ્વતંત્ર કૃતિના હિંદુ લેખકોમાં સુરતના એક બીજા પુત્ર સર રમણભાઇ નીલકંઠ સર્વને શિરે છે. એમ લાગે છે કે કુદરતે જ એમને હાસ્ય અને નર્મોક્તિની બક્ષીસ કરી છે અને એ હાસ્ય અને નર્મવચનો હમેશાં એમના મિત્રો અને સ્નેહિઓ સાથે સંસર્ગમાં આવતાં પણ ખળખળાટ વહ્યા કરતાં. ડીકન્સના "પીકવીક પેપર્સ" નું અને માર્ક ટ્વેનનું એની સારામાં સારી કૃતિ "ધી ઇનોસન્ટસ એબ્રોડ" માં આવતું હાસ્ય એમના લેખોની લીટીએ લીટીમાંથી ડોકીયાં કરતું દેખાય છે, પછી તે લેખ એમની શ્રેષ્ટ કૃતિ ભદ્રંભદ્ર હોય કે અવારનવાર માસિકોમાં આવતા એમના ટૂંકા લેખો હોય. જુના જમાનાના અસલી વિચાર ધરાવતી, નવામાં છિદ્રો શોધી કાઢતી, ધર્માંધ હિંદુની મૂર્તિ તે ભદ્રંભદ્ર. જ્ઞાતિની સારી માઠી પરાપૂર્વથી બંધાઇ ગયલી રૂઢિઓના કટ્ટા રક્ષકની, ધર્મમાં, ક્રિયામાં, ખાવાપીવામાં, ધર્મનો ઢોંગ

**હાસ્યરસમાં શ્રેષ્ટ લેખક સર રમણભાઈ નીલકંઠ**

1. વિચિત્ર તો એ છે કે એ લેખકે એના પછી "ચતુરસિંહ" નામે બીજું પુસ્તક લખ્યું. પિતાનો અંશ પુત્રમાં હોય એ સિદ્ધાંતથી વિરૂદ્ધ અને એના આપથી તદ્દન ઉલટી રીતે "મૂર્ખો"ના પુત્ર આ "ચતુરસિંહ"ના દરેક કૃત્યમાં ચતુરાઇ અને બુદ્ધિ માલમ પડતાં.

કરી લડનારાનાં બુદ્ધિશૂન્યત્ત્વ અને ઢોંગીપણાની અને ભદ્રંભદ્ર જેવા ભોળા ધર્માંધને પોતાનું હથીઆર બનાવનારાઓની આ પુસ્તકમાં સબળ રીતે મશ્કરી કરવામાં આવી છે. એમાં હાસ્યરસ આદિથી અંત સુધી એકસરખો વહ્યા કરે છે અને એ ચોપડી લખાઇ ત્યારે લોકોમાં એટલો બધો સનસનાટ ઉત્પન્ન થયલો કે દરેક દિશાએથી એમના ઉપર અંગત આક્ષેપો કરવામાં આવ્યા; કારણ, કેટલાક વાચકોએ એવું ધાર્યું કે એમાં આવતાં પાત્રો પોતા ઉપરથી જ દોરવામાં આવ્યાં છે ને તેથી તેઓએ વિવિધ નિંદ્ય માર્ગે એમના પર વેર લીધું.[1] મી. પીકવીકને ફ્રાન્સ લઇ જઇને ડીકન્સનું અને હાજીબાબાને લંડન લઈ જઇને મોલીએરનું અનુકરણ કરવા જેમ રેનોલ્ડ્ઝે પ્રયાસ કર્યો છે તેમ એક માસિકમાં "ઉત્તર ભદ્રંભદ્ર" નામે લેખમાં ભદ્રંભદ્રનાં પરાક્રમોનો પ્રબંધ ચાલુ રાખવા પ્રયાસ થયો હતો.[2] માસિકો આદિમાં આવેલા રમણભાઇના લેખોનો સંગ્રહ પુસ્તકરૂપે પ્રકટ થયો છે ને તે પુસ્તકમાં "હાસ્ય" ઉપર વિદ્વતાભરેલી પ્રસ્તાવના એમણે લખી છે.[3]

બીજે નંબરે ધનસુખલાલ

ધનસુખલાલ કે. મહેતા નામે ઉગતા યુવક મૂળ લેખરૂપે તેમજ અનુવાદ કરીને હાસ્યોત્પાદક વાર્તાઓ માસિકોમાં લખે છે. એમનામાં હાસ્યની કાંઇક વિશિષ્ટ ગ્રહણશક્તિ હોય એમ લાગે છે. વય અને અનુભવે હાથ ઠરતાં રમણભાઈ અને

---

૧. ભ્રમણચંદ્ર, ભદ્રંભદ્રનો ભેદ અથવા આંધળાનો ગોળીબહાર (૧૯૦૨), એ નામનું પુસ્તક ઉત્તરરૂપે લખાયું હતું. એમાં હાસ્યનો અભાવ હોવા ઉપરાંત ભદ્રંભદ્રના લેખકના કુટુંબીઓપર હલકટ આક્ષેપો કરવામાં આવ્યા હતા.

૨. "પથિક"ની સંજ્ઞાથી (રા. નરસિંહરાવ દીવેટિયાને હાથે).

૩. "હાસ્યમંદિર" (૧૯૧૫). આ પુસ્તકનાં સહલેખક એમનાં સુજ્ઞ પત્ની વિદ્યાગૌરી બી. એ.; છે. પોતાના પતિ સાથે આવા કેટલાક લેખોમાં એમનો હિસ્સો પણ છે એ વાત એમણે આ પુસ્તકના લેખક તરીકે પ્રસિદ્ધિમાં મૂકવાનું યોગ્ય ધાર્યું તે સમય સુધીમાં એમના પતિના જીવનના હાસ્યપક્ષમં પણ એમનો ફાળો હશે એમ ધારણા ભાગ્યે જ થઇ શકી હોત.

મર્ઝબાન જેવા લેખકોની કોટિમાં એ આવી શકે એવી ધારણા એમના આરંભના લેખો પરથી કરવી અયોગ્ય નથી.[1]

પ્રસંગોપાત્ જોવામાં આવતા ચમકાર

કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટિયા જેવાની કલમથી અથવા કાઠિયાવાડી હાસ્ય વિષે હરિલાલ પરભુલાલ છાયા જેવાની કલમથી પ્રસિદ્ધ થતા હાસ્યના ચમકારા માસિકોમાં પ્રસંગોપાત્ જોવામાં આવે છે; પરંતુ એ પ્રયાસો સતત્ ચાલુ રહેતા નથી.

"ગુલીવરના પ્રવાસો", બેરન મંકાઉઝન અને ડોન ક્વીક્ઝોટનાં પરાક્રમો અથવા તો " પીકવીક પેપર્સ " જેવાં 'પત્રો' માં આવતું હાસ્યનાં પુસ્તકો આપણી ભાષામાં નથી.

હાસ્ય—નિર્જીવ

" ગપસપ " અને " હિંદી પંચ " જેવાં સાપ્તાહિકોથી આપણા જીવનનું ગાંભીર્ય કાંઇક દરજજે ઓછું થાય છે, છતાં પણ આ દિશામાંનું આપણું સાહિત્ય ઘણું જ નિર્જીવ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. વખતે આપણો સ્વભાવ જ એ દિશાએ વળતો નથી; આપણે વિનોદી કરતાં ગ્લાનીગ્રસ્ત વિશેષ છીએ.

---

૧. "હું સરલા અને મ્હારૂં મિત્રમંડળ" (૧૯૨૧); "વિચારો અને ભૂલનો ભોગ" (મોલીઅર પરથી ભાષાંતરો) ૧૯૨૧; એ બે પુસ્તકપરથી આ ધારણા મોટે ભાગે સફળ થતી લાગે છે.

## પ્રકરણ ૬ હું

## ફીરકોળ

### જીવનચરિત્ર–નિબંધ–પ્રવાસ.

જીવનચરિત્રની દિશામાં આપણો વિકાસ બહુ જ નિર્જીવ છે.

**જીવનચરિત્ર**

મોરલેના "ગ્લેડસ્ટન" અથવા ફ્રુડના કારલાઇલ જેવાં ચરિત્રો નથી તો નથી; પરંતુ ઇંગ્રેજીમાંની "મેન ઓવ્ લેટર્સ" હારમાળા જેવી ચરિત્રમાળાના પણ આપણે ત્યાં વાખા છે; કારણ સ્પષ્ટ છે, સાધનનો અભાવ. ઘણી જ ખંતથી કોઈ મહેનત કરે તો તેનો પ્રયાસ સફળ થાય પણ તે પણ સામાન્ય રીતે, ચરિત્રના નાયકના જીવનનાં અને કાર્યનાં આગળ પડતાં લક્ષણો ઓછાંવત્તાં ગણાવવા પૂરતો જ. આનાં થોડાંક દૃષ્ટાંતો તરીકે શેઠ ભગવાનદાસ હરિવલ્લભદાસ રા બા. મોહનલાલ રણછોડદાસ, રા. સા. મહીપતરામ રૂપરામ, ગોકુળજી ઝાલા, કરસનદાસ મૂળજી અને દુર્ગારામ મહેતાજીનાં ચરિત્રો વર્તમાનકાળનાં, અને ઐતિહાસિક કાળનાં અકબર, સિદ્ધરાજ જયસિંહ, પ્રતાપનાં જીવનચરિત્રો ગણાવાય. ભોળાનાથ સારાભાઇનું એમના પુત્રે લખેલું ચરિત્ર કાંઇક સત્ત્વવાળુ છે; પરંતુ જેમ જેમ કેળવણીની પ્રગતિ થતી ગઇ અને જે ઢબે જીવનચરિત્રો લખાવાં જોઇએ તે ઢબનો અભ્યાસ વધતો ગયો તેમ તેમ શ્રેણિ ઉચ્ચતર અને વિશાળ કરવાનું શકય થતું ગયું. રા. બા. નંદશંકર તુળજાશંકરનું એમના પુત્ર વિનાયક નંદશંકર મહેતા બી. એ. આઇ. સી. એસ.કૃત અને ગોવર્ધનરામ ત્રિપાઠીનું એમના ભાણેજ કાંતિલાલ છગનલાલ પંડ્યાકૃત, એ બે ચરિત્રો આ દિશામાં થયલા વિચારશીલ પ્રયત્ન છે. ચરિત્રનાયકના કાર્યોની એકલી રૂપરેખા જ એમાં આપી છે એમ નથી; પરંતુ જે સમયે એ ચરિત્રનાયકો થઇ ગયા હતા ને તેમણે પોતાનું કાર્ય કર્યું હતું તે સમયનું વાતાવરણ આપણી સમક્ષ એ લેખકો ખડું કરે છે કે જેથી આપણે તેમનાં કાર્યોની મહત્તા અથવા લઘુતા સમજીને તેની કદર કરી શકીએ.

**પારસી જીવનચરિત્રો**

પોતાની કોમના મહાન્ પુરૂષો જેવા કે, દાદાભાઇ નવરોજજી, અરદેશર કોટવાળ, સર જમશેદજી જીજીભાઈ, સર દીનશા પીટીટ, ડૉ. કે. ન. બહાદુરજી, એમ. કે. મર્ઝબાન, બેરામજી એફ. મર્ઝબાન, મલબારી આદિનાં ચરિત્રો પારસીઓએ પણ લખ્યાં છે.

**જીવનવૃત્તાંતો**

હિંદના તેમજ હિંદ બહારના મહાન્ પુરૂષોનાં જીવનવૃત્તાંતોનાં પારસીઓ તેમજ હિંદુઓએ ભાષાંતર કર્યા છે. હિંદના વતનીઓમાં ગોખલે, ન્યાયમૂર્તિ રાનાડે, રાજા રામ મોહનરાય, કેશવચંદ્રસેન, ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર, મહાવીર સ્વામી, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, અને જરથોસ્ત્ર, મહોમદ, ઇસુખ્રીસ્ત, ટોલસ્ટોય, મીસ ફ્લોરન્સ નાઈટીંગેલ, મહારાણી વિક્ટોરિયા, બેન્જામી । ફ્રેંકલીન, જયોર્જ વૉશીંગટન, ગૅરિબાલ્ડી, એ હિંદ બહારનાં મહાપુરૂષોનાં વૃત્તાંતોનાં ભાષાંતર થયાં છે.

**નિબંધો**

બંને કોમને હાથે લખાયલા નિબંધો ગુજરાતીમાં ઘણા છે; અને તે પોતપોતાની કોમનાં સાંસારિક અને કૌટુંબિક અનિષ્ટોને ઉદ્દેશીને લખાયા છે, અને જીવનના અનિષ્ટ પ્રસંગોની એમાં મશ્કરી કરવામાં આવી છે કે પછી શિખામણ અપાઇ છે. રા. બા. રમણભાઈ, મણિલાલ નભુભાઇ, ગોવર્ધનરામ ત્રિપાઠી, નરસિંહરાવ ભોળાનાથ, પ્રો. આનંદશંકર ધ્રુવ, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, દિ. બ. કેશવલાલ હર્ષદરાય અને નંદનાથ કેદારનાથ એમની કલમે લખાયલા સાહિત્ય અને નીતિ વિષયક નિબંધોથી આ એકતાનપણું કાંઇક અંશે ઘટે છે.

**પ્રવાસના ગ્રંથો હિંદુઓનાં**

પ્રવાસનું સાહિત્ય મોટે ભાગે પારસીઓનું ઋણી છે; કારણ એમને હિંદુ ભાઇઓની જેમ સમુદ્ર પર્યટન માટે સાંસારિક બંધન નથી. હિંદુઓએ સમુદ્ર માર્ગે પ્રવાસ કરવો શરૂ કર્યો તેના લાંબા સમય અગાઉ એઓએ ચીન અને યુરોપનો પ્રવાસ શરૂ

કર્યો હતો, તેથી એમનાં પુસ્તકો હિંદુઓ કરતાં અવ્વલ દરજ્જે છે. પોતાના પ્રવાસ વિષે પ્રથમ લેખકો હિંદુઓમાં ત્રણ હતા. કરસનદાસ મૂળજીનો "ઇંગ્લાંડમાં પ્રવાસ" [૧૮૮૬]-ઉત્તમ ચિત્રોથી સુશોભિત-પ્રવાસનાં પુસ્તકોમાં ઉત્તમ ગણાય છે. મહીપતરામનો પ્રવાસ જે પછીથી બહાર પડયો તેના કરતાં એ ઘણે દરજ્જે ચઢી જાય છે. તેમ શેખ યુસુફ-અલીકૃત પુસ્તક મહીપતરામ કરતાં ઉતરતા દરજ્જાનું છે. દામોદર ઇશ્વરદાસ લાઇબ્રેરીવાળાએ ચીનના પ્રવાસનું સાહસ ખેડયું અને એમણે પણ તે વિષે પુસ્તક લખ્યું છે.

**પ્રવાસગ્રંથો: પારસીઓના**

ખાનપાનના બંધનમાંથી મુક્ત હોવાથી પારસીઓ હિંદમાં પણ સ્હેલાઇથી પ્રવાસ કરી શકતા એટલે એ દિશામાં પણ એઓ હિંદુઓ કરતાં આગળ પડતા છે. હિંદુઓએ અવારનવાર પ્રવાસનાં પુસ્તકો લખ્યાં છે પણ તે પ્રવાસ કરતાં યાત્રાની દૃષ્ટિએ વધારે. પોતાનાં પુસ્તકોમાં ચિત્રો દાખલ કરી વૃત્તાંતને જ્ઞાનપ્રદ અને રસ ઉત્પન્ન કરે એવું કેમ કરવું તે પણ પારસીઓને સારી રીતે આવડે છે[1] હાલમાં જગતનાં પ્રવાસનાં પુસ્તકો લખાયાં છે. એક ગોંડળનાં મહારાણી સાહેબે ને બીજું દક્ષિણ આફ્રીકાના શાહ સોદાગર શેઠ હાજી સુલેમાન શાહ મહમદ લોધીઆએ લખ્યું છે.

**શાસ્ત્રના ગ્રંથો**

શાસ્ત્ર, પુરાણ, અધ્યાત્મવિદ્યા, વેદાંત અને છેલ્લે છેલ્લે અર્થ-શાસ્ત્ર અને વિજ્ઞાનપર સંખ્યાબંધ પુસ્તકો પ્રકટ થયાં છે; પરંતુ કેવળ, નિર્ભેળ સાહિત્યમાં એ ન ગણાતાં હોવાથી એને વિશે અહિં નિર્દેશ કર્યો નથી. તેમજ વર્તમાનપત્રો અને માસિકોની ક્રમશઃ ઉન્નતિ કેમ થઇ તે સાથે પણ એ સાહિત્યને સંબંધ નથી.

---

૧. "હિંદમાં મુસાફરી" અ. ૫. મુસફ્રૂત અને "દક્ષિણ હિંદની મુસાફરી" એક બીજા પારસી લેખકકૃત.

**ટૂંક નિરૂપણ**

આપણા રાજ્યકર્ત્તાના દેશમાં જે ધોરણે કેળવણી અપાતી હતી તે ધોરણે આપણા દેશમાં કેળવણી અપાવા લાગી તે સમયથી ગુજરાતી સાહિત્યની ઉન્નતિ ક્રમે ક્રમે શી રીતે થઇ તે અને આપણા સાહિત્યની વિવિધ શાખાઓપર પ્રારંભકાળમાં તથા ઉત્તરકાળમાં એ કેળવણીની શી શી અસરો થઇ તે દર્શાવવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.[૧] એ કેળવણીનાં મૂળ ઉંડાં જતાં લાંબો કાળ વહી

---

૧. બાબુ શીરીશ કુમાર એમ. એ. જેમણે ઓગણીશમા શતકની (૧૮૦૦–૧૮૨૫)ની પા સદીના બંગાળી સાહિત્યનો ઇતિહાસ (૧૯૧૯) લખ્યો છે તેઓ પોતાની પ્રસ્તાવનામાં બંગાળી સાહિત્ય ઉપર આ સમયની શી અસર થઈ તેનો સાર આપતાં જણાવે છે કેઃ—

"પ્રથમ તો ઓગણીશમી સદી જ આપણે માટે વિશિષ્ટ રસભરી છે. ભારતીય વિચારો પર બ્રિટીશ વિચારોની અસર થવાનો એ કાળ હતો. એ કાળમાં જ નવી જાગૃતિ આવી ને બંગાળા અને આધુનિક બંગાળી સાહિત્યનાં મંડાણ થયાં. રાજકીય, સાંસારિક, ધાર્મિક યા સાહિત્ય વિષયક કોઈપણ દૃષ્ટિએ આ કાળની અગત્ય અતિશયે ક્તિભરી છે એમ કહેવાય નહિ."

પહેલા પ્રકરણમાં વળી લખે છે કેઃ—

"બંગાળામાં બ્રિટિશ રાજ્યનો પાયો દૃઢ થયો તે સમયનું સાહિત્ય, જે સુગમ રીતે 'આધુનિક સાહિત્ય' કહેવાય છે તેમાં વિશિષ્ટતા–એકી નજરે તરી આવતી, જ્વલંત, વૈવિધ્યવાળી, ગુંચવણ ભરેલી–વિશિષ્ટતા છે. એક જ વાકયમાં એ દર્શાવવી મુશ્કેલ છે; એટલું જ નહિ પરંતુ તેમ કરવા ઉંધે રસ્તે દોરવાઈ જવાનો સંભવ છે.........પ્રદર્શિત થયલા પ્રવાહનો અને સ્વરૂપોની અનેકાનેક વિવિધતામાં એનો કેન્દ્રસૂર અદૃશ્ય થઇ જાય છે. ચેતન, ચાપલ્ય અને પ્રોત્સાહનની એમાં રેલછેલ છે. શૈલી અને પ્રેરક તત્ત્વોની વિવિધતા હોવા છતાં પણ ગુણદોષના વિચારવાળા, સંસ્કારી, અતિશય વ્યક્તિગત ને આત્મપ્રતિબિંબ પાડતા આ કાળમાં એવું વિશિષ્ટ લક્ષણ છે કે જેથી બંગાળી સાહિત્યના બીજા કાળ કરતાં એ નિરાળો જ પડી જાય છે. વિદ્યાપતિના સમયમાં "કૃષ્ણકાંતનું વીલ" અથવા ભારતચંદ્રના સમયમાં "નીલ દર્પણ"

ગયો. સરકારની પનાહ હેઠળ એ શરૂઆત થઈ ન હોત અને સરકાર તરફથી લેવામાં આવતાં પગલામાં સત્તાને જે આદર હોય છે તે જો ન હોત તો એ કેળવણી પ્રસરાવવામાં અને એનાં મૂળ ઉંડાં જવામાં આથી પણ વધારે સમય વહી ગયો હોત. એક વખત શાળામાં અને પાછળથી કૉલેજમાં એની જડ પેઠી એટલે સ્વાતંત્ર્ય અને મુક્તિના એના આદર્શ ત્વરાથી પ્રસરી ગયા અને ઉન્મત્ત, ઉત્સાહી યુવાનો મુક્તિને મર્યાદિત ક્રમ સાથે અને સ્વાતંત્ર્યને આચારભંગ–કાનૂનની શિથીલતા-સાથે ભેળી નાંખવા લાગ્યા. આપણા પ્રાચીન સાંસારિક આદર્શ, આપણા કૌટુંબિક આચાર વિચાર, વૃદ્ધો, વડીલો અને પુરાણી વસ્તુઓ પ્રત્યે આપણો આદર, એ સર્વને એક વિવેકશૂન્ય આઘાત લાગ્યો ને એ આઘાત નીચે એ સૌ અદૃશ્ય થવા લાગ્યાં. પાશ્ચાત્ય વિચારો અને યુરોપીય આદર્શ આપણને આપણા વિચાર અને આદર્શ કરતાં ચઢીઆતા દેખાયા. આપણે એ સુધારા વિષે જ પુષ્કળ વિચાર કરતા રહ્યા અને આપણી સંસ્કૃતિને પ્રમાણમાં હલકી ગણી; પરંતુ થોડો કાળ ગયા બાદ વસ્તુઓએ પોતાનું સત્ય સ્વરૂપ ધારણ કર્યું અને પરિણામે આપણે એવું વિચારતા થયા કે આપણું એટલું બધું જ ખરાબ નથી તેમજ આપણા રાજકર્ત્તાનું એટલું પણ બધું જ સારૂં નથી. આપણામાં તેમજ આપણા દેશ, આપણા ધર્મ, આપણા તત્ત્વજ્ઞાન, આપણા રીત-રિવાજો એ સૌમાં પણ સારાં તત્ત્વો છે. મેક્સમ્યુલર જેવા પાશ્ચાત્ય પંડિતોએ આપણી આંખ ઉઘાડી અને એ આઘાતની અનિષ્ટ અસરમાંથી આપણે કાંઈક શુદ્ધિમાં આવ્યા. સારા માઠાનો આપણે વિચાર કરવા લાગ્યા અને આપણને જણાયું કે પશ્ચિમનાં સારાં તત્ત્વોને આપણે

---

પ્રકટ થાય એવી કલ્પના પણ શક્ય છે? રવીન્દ્રનાથે આલેખેલા જીવન અને ચારિત્ર્યના પ્રશ્નો કવી કંકણે આલેખેલા પ્રશ્નો કરતાં કેટલા નિરાળા છે? વિજય, ક્ષેમાનંદ અથવા રામપ્રસાદની સમક્ષ મૂકીએ તો માઇકલ, હેમ અને નવીને આલેખેલા જગત્‌માં કેટલી નૂતનતા છે? શૈલી, આદર્શ, મહત્ત્વાકાંક્ષામાં કેટલો મોટો ભેદ?"

બંગાળી પુસ્તકો અને લેખકોનાં નામને સ્થળે આપણે આપણાં પુસ્તકો ને લેખકોનાં નામ મૂકીએ તો આ અવલોકનની યથાર્થતા માલમ પડી આવશે.

આપણામાં ધરાવી શકીશું. પાએક સદીથી આપણે એ ચીલે ચાલીએ છીએ. મહાન્ યુદ્ધ પછી જે ત્વરાએ જગતમાં દરેક વસ્તુ પ્રગતિ કરી રહી છે તે તરફ દૃષ્ટિપાત કરતાં આપણા સાહિત્યનો વિકાસ કયે ચોક્કસ માર્ગે થશે તે સંબંધી કાંઇ પણ વિચાર બાંધી શકાય એમ નથી. અસ્વસ્થતા ને પ્રજાતંત્રને વંટોળીએ આપણે ચઢ્યા છીએ; ક્યાં ઉતરીશું તે તો કોઇ કહી શકે એમ નથી. આથી આપણું સાહિત્ય જે આપણી રાજકીય, સાંસારિક અને આર્થિક પ્રગતિના જુદા જુદા તબક્કા પ્રતિબિંબિત કરે છે તેની જુદી જુદી મજલો દર્શાવીને અમે વિરમીએ છીએ. આપણા પૂર્વ વૃત્તાંતમાં આપણે કાંઈ શરમાવા જેવું નથી. પરમાત્મા આપણાં ભવિષ્યનાં વૃત્તાંતપૃષ્ઠો વધુ ને વધુ પ્રશસ્ય ને ઉજ્જવળ કરો !



સમાપ્ત



# અનુક્રમણિકા

